# નંદશંકર જીવનચિત્ર

વિનાયક નંદશંકર મહેતા

સંપાદક
પ્રા. ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી



એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ.,
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

## અર્પણપત્રિકા

મારી પરમ પૂજ્ય માતુશ્રીના હસ્તકમલમાં
વડીલ પિતાશ્રીનાં જીવન તથા
કાર્યનું ચિત્ર મૂકું છું.

લિ. આજ્ઞાંકિત સેવક
વિનાયક

# પ્રસ્તાવના

લિખિત હકીકતોને અભાવે મારા પરમ પૂજ્ય પિતા નંદશંકર તુળજાશંકરનાં જીવનચિત્ર લખવા માટે મેં જે પદ્ધતિ સ્વીકારી છે તે વાંચકવર્ગને માન્ય થશે.

આ લખાણ મેં ૧૯૧૩ ના સપ્ટેમ્બર મહિનામાં સંપૂર્ણ કર્યું ને મારા વડીલબંધુ માર્કંડરાવ તરફ મોકલી આપ્યું કે લખાણમાં સુધારોવધારો કરે. દમના દુષ્ટ રોગે એમની તંદુરસ્તી શિથિલ કરી નાંખી હતી તેથી કામ ધીરે ધીરે થતું ગયું—એવામાં એકાએક આ સપ્ટેમ્બરની બીજી તારીખે એ પરમ પ્રિય બંધુનો દેહાંત થયો. લખાણમાં મેં કાંઈ ફેરફાર કર્યો નથી ને જેવું છે તેવું જ છપાવું છું. મારા મિત્ર રા. રા. મંગળદાસ પકવાસા ને મણિલાલ ઇચ્છારામ દેશાઈએ જે શ્રમ લીધો છે તે માટે તેમનો હું સંપૂર્ણ રીતે આભારી છું.

બહરાઇચ
માતાની આઠમ, ૧૯૭૩

વિનાયક નંદશંકર મહેતા

# નિવેદન

સાહિત્યિક, સામાજિક તેમ જ ઐતિહાસિક એમ ત્રિવિધ દસ્તાવેજી મૂલ્ય ધરાવતા આ પુસ્તકની બીજી આવૃત્તિ પિસ્તાલીસ વર્ષે પણ પ્રગટ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય છે એ ગુજરાતી સાહિત્યક્ષેત્રે પ્રગટેલી નવજાગૃતિની નિશાની છે.

શ્રી વિનાયકભાઈએ પોતાના પિતાનું જીવનચિત્ર લખીને જેમ પિતૃતર્પણ કર્યું છે તેમ પિતાને પગલે ચાલી, શ્રી પુપુલ બહેને સ્વ. વિનાયકભાઈનું વ્યક્તિચિત્ર આલેખી, પિતૃતર્પણની કુળપરંપરાને ચાલુ રાખી છે.

શ્રી હંસાબહેને લેખકને અર્પેલી સંસ્મરણાત્મક અંજલિ આ પુસ્તકની મૂલ્યવત્તામાં સુંદર ઉમેરો કરે છે.

આ આવૃત્તિના સંપાદક પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદીએ દીર્ઘ વર્ણનોને કંડિકાઓમાં વિભક્ત કરીને અને છેડે વિસ્તૃત શબ્દસૂચિ જોડીને પુસ્તકની વાચનક્ષમતા અને ઉપયોગિતામાં વધારો કર્યો છે.

ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસની વધતી જતી અભિરુચિના આ દિવસોમાં આ પ્રકાશન સમયોચિત થઈ પડશે એવી આશા છે.

—પ્રકાશક

# સ્વ. શ્રી વિનાયકભાઈને અંજલિ

'નંદશંકર જીવનચિત્ર'ના લેખક સ્વ. શ્રી વિનાયકભાઈ, મારા કનિષ્ઠ કાકા, વાવાભાઈના લાડકા નામે અમારા કુટુમ્બમાં ઓળખાતા. કચ્છ–માંડવીના દરિયા કિનારે જન્મ્યા હતા એટલે કેટલાક એમને દરિયાલાલના નામે પણ ઓળખતા. ૧૯૧૪ની સાલમાં આ પુસ્તક જ્યારે હસ્તપ્રતની દશામાં હતું ત્યારે એને જોવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. દર વર્ષે ઉનાળાની રજા ગાળવા અમારું કુટુમ્બ મારાં પિતામહીના ઘરે ડુમસમાં મળતું. મારા પિતા તો ભાગ્યે જ આવી શકતા. તેમ જ વાવાભાઈ પણ દૂર ઉત્તર પ્રદેશથી ઉનાળામાં ક્વચિત જ આવતા. વાવાભાઈએ હસ્તપ્રત મારા વડીલ કાકાને જોવા માટે ડુમસ મોકલી આપી હતી; ને એમણે મારાં ફોઈ વહાલીબહેનને (સુલોચનાબહેનને) તેમ જ મને અભિપ્રાય માટે જોવા આપી હતી. એની ભાષા અને શૈલીને અંગે અમે ચર્ચા કરતાં. સામાન્ય વાચકને ભાષા સમજાશે કે કેમ એ વિષે અમને જરા શંકા થતી હતી. છતાંયે પુસ્તક ગુજરાતી સાહિત્યમાં એક અનોખી ભાત પાડશે એને માટે અમને જરાયે શંકા નહોતી. એની ભાષા અને શૈલી પ્રાણવાન અને જોશીલાં છે. ઓગણીસમી સદીના વિદાય થતા જમાનાનું તાદૃશ ચિત્ર પુસ્તકમાંથી મળે છે, એટલે ગુજરાતના સામાજિક ઇતિહાસકારને એમાંથી પુષ્કળ સામગ્રી મળી રહે એ દૃષ્ટિએ પણ પુસ્તક ખૂબ ઉપયોગી થાય એ વાત પણ નિર્વિવાદ હતી. એની નવી આવૃત્તિ છપાય છે, એ આ વાતને ટેકો આપે છે.

વાવાભાઈની બહુશ્રુતતા તો આ પુસ્તકને પાને પાને તરી આવે છે. ૧૯૦૨ની સાલમાં એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી જીવનશાસ્ત્ર (Biology) નો વિષય લઈ બી. એ.માં પ્રથમ વર્ગમાં પાસ થઈ અનેક ઇનામો એમણે લીધાં હતાં. ૧૯૦૩ની સાલમાં એ ઇંગ્લંડ ગયા અને ત્યાં કેમ્બ્રિજ યુનિવર્સિટીની કિંગ્સ કૉલેજમાં જોડાયા હતા. મેટ્રિક પછીનાં બે વર્ષ વડોદરા કૉલેજમાં ભણતા અને અમારે ત્યાં રહેતા હતા. પરંતુ હું તે વખતે એટલી બાળક હતી કે તે વખતના વાવાભાઈ મને

જરા યે યાદ નથી. પરંતુ ૧૯૦૬ની સાલમાં સિવિલ સર્વિસની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ વાવાભાઈ હિંદુસ્થાન પાછા ફર્યા એ દિવસ તો આજે પણ મારી આંખ આગળ આવે છે. મારી પિતામહીના પિતા મરણપથારીએ પડ્યા હતા એટલે એમના સિવાયનું આખું કુટુમ્બ વાવાભાઈને મુંબઈ તેડવા ગયું હતું. મારા વડીલ કાકા એ અરસામાં ગિરગામમાં રહેતા. એ ઘરમાં બધાનો સમાવેશ ના થાય એટલે રામબાગમાં થોડો ભાગ કુટુમ્બના ઉતારા માટે રાખ્યો હતો. ગુજરાતના પ્રથમ સિવિલિયનને તેડવા જાણે મુંબઈનો સમસ્ત ગુજરાતી સમાજ બંદર પર ઉલટ્યો હતો. એમનાં સ્વાગત માટે બંદર પર એટલી ભીડ જામી હતી કે અમે બાળકો તો અટવાઈ જ ગયાં હતાં. તે દિવસે મંગળદાસ નથુભાઈની વાડીમાં માનપત્રનો સમારંભ થયો હતો એ પણ મને યાદ આવે છે.

બી. એ.માં જીવનશાસ્ત્રનો વિષય વાવાભાઈએ લીધો હતો પરંતુ ખરેખર તો એ સાહિત્યના શોખીન ભાષાજ્ઞાની હતા. એમને અનેક ભાષાઓ આવડતી, અને એ ભાષાનાં સાહિત્યનો રસપૂર્વક અભ્યાસ પણ કરેલો. કેમ્બ્રિજમાં ભણતા ત્યારે એમણે જર્મન ભાષા શીખવી શરૂ કરી હતી; અને એ શીખવા થોડો વખત જર્મનીની હાઇડલબર્ગ યુનિવર્સિટીમાં પણ રહ્યા હતા. જર્મન કવિ ગટેના એ પ્રશંસક હતા—'નંદશંકર જીવનચિત્ર'માં જર્મન સાહિત્યમાંથી ઘણા ઉતારા આવે છે. હિંદુસ્થાનમાં આવ્યા પછી એમને ઉત્તર પ્રદેશની નોકરીમાં જવાનું થયું; અને નોકરીની મંગળ શરૂઆત એમણે અલ્લાહાબાદથી કરી. ત્યાં એમને ફારસી અને હિંદીનો અભ્યાસ કરવાનો યોગ મળ્યો. ફારસી સાહિત્યમાંથી પણ ઘણા ઉતારાઓ પુસ્તકમાં નજરે પડે છે. સંસ્કૃત તો બીજી ભાષા તરીકે શાળા અને પાઠશાળામાં શીખ્યા હતા. એ અભ્યાસ એમણે ચાલુ રાખ્યો હતો. હું મેટ્રિકમાં હતી તે અરસામાં એક મહિનો વાવાભાઈને ત્યાં ગોરખપુરમાં ગાળ્યો હતો. તે વખતે મારી આગળ શાકુન્તલ એટલા રસથી વાંચતા હતા કે મારામાં પણ સંસ્કૃત ભાષા પ્રત્યે પ્રેમ જાગ્યો હતો.

વાવાભાઈ એક સાચા જ્ઞાનપિપાસુ હતા. એમને ઇતિહાસ, કળા, પુરાતત્ત્વ વગેરેનો ય શોખ હતો. નવું નવું જાણવાની એમની જિજ્ઞાસા તીવ્ર હતી. જયશ્રીબહેન અને હું બી. એ. માં પાસ થયાં પછી વાવાભાઈ ને એમના કુટુંબ સાથે કાશ્મીર ગયાં હતાં. કાશ્મીર જતાં પહેલાં એમણે ત્યાંનાં પુસ્તકો વાંચી લીધાં અને અમને પણ વંચાવ્યાં. શ્રાવણી પૂર્ણિમાને દિવસે અમરનાથમાં જાત્રાળુનો મોટો મેળો ભરાય છે ત્યાં પણ અમે ગયાં હતાં. એ સમયે તો ત્યાં જવાની હાડમારી આજ કરતાં યે ઘણી વધારે હતી. એ યાત્રામાં અનેક યાત્રાળુઓનો ભેટો થાય છે. અમને એ વખતે સુંદરજી પઢિયારનો ભેટો થયો. શેષનાગ કે પંચતરણી મુકામ થતો ત્યાં પઢિયારજી સાથે જ્ઞાનની વાતો કરવાની પણ વાવાભાઈને મજા પડતી.

જેને Art of Conversation–વાર્તાલાપની કળા કહે છે તેમાં વાવાભાઈ નિપુણ હતા. મારા પિતા કહેતા કે ઇંગ્લંડ ગયા તે પહેલાંના વાવાભાઈ બહુ શરમાળ હતા. કુટુંબમાં સૌથી નાના હોય તેને વડીલોના સહવાસમાં રહીને એક પ્રકારનો સંકોચ રહે એટલે કોઈ પણ મનુષ્યની પ્રકૃતિ શરમાળ થાય એમાં આશ્ચર્ય જેવું નથી. વાવાભાઈ આ પુસ્તકમાં લખે છે કે પોતે મોટે ભાગે એમની બે વડીલ બહેનો વહાલીબહેન (સુલોચનાબહેન) અને ઝીણીબહેન (બહુવિદ્યાબહેન) ના સહવાસમાં વિશેષ આવ્યા હતા. ઇંગ્લંડમાં એમને છૂટા રહેવાનું થયું. પોતાને માથે જવાબદારી આવી એટલે માનસિક વિકાસ વિશેષ થયો અને શરમાળપણું ગયું એ સમજી શકાય તેવી વસ્તુ છે. પરદેશથી પાછા ફરેલા વાવાભાઈમાં એ શરમાળપણું ઓછું થઈ ગયું હતું; જો કે, વડીલ બંધુઓ આગળ થોડો સંકોચ તો રહ્યો જ હશે. એ અનેક વિષયો પર વાત કરી શકતા અને સાંભળનારને રસ પડે એવી રીતે વાતો કરતા. આ પણ એમના વિશાળ વાંચનનું પરિણામ હતું. એમનો સ્વભાવ ઘણો મિલનસાર હતો. લોકો સાથે હળવું મૂકવું, વાતો કરવી, એમાં એમને આનંદ આવતો. મારા જેવાં એમનાથી

ઉંમરે ઘણાં નાનાં છતાં અમારી સાથે એમને વાત કરવાની મજા પડતી. એ ઘરમાં હોય ત્યારે ઘરમાં વસતી લાગતી. મને યાદ છે કે નાતાલની રજામાં અમારે ઘેર કુટુમ્બમેળો ભરાતો. વાવાભાઈ પણ સહકુટુમ્બ આવતા. મારાં પિતામહી સુરતની તાજી તાજી પાપડી અને મલાઈ ખાસ માણસ દ્વારા મંગાવતાં. સવારની ચ્હા પછી અમે સ્ત્રીવર્ગ પાપડી ચૂંટવા બેસતાં: વાવાભાઈ પણ ત્યાં હોય. વહાલીબ્હેન પણ હોય. બન્ને જણાં વાતનાં રસિયાં. પછી કંઈ કંઈ અરાંપરાંની વાતો ચાલતી. કંઈ કંઈ રમૂજી ટુચકા થતા. હાસ્યની છોળો ઊડતી. એમાં વાવાભાઈના મુક્ત હાસ્યથી ઘર ગાજી ઊઠતું. ' નંદશંકર જીવનચિત્ર 'માં વાવાભાઈની આ વાર્તાશૈલી–Conversational Style–નાં આપણને દર્શન થાય છે.

વાવાભાઈ સાહિત્યના શોખીન અને રસિયા હતા. એમનામાં રમૂજની ભાવના ( Sense of humour ) સારા પ્રમાણમાં હતી. પ્રેમાનંદના કુંવરબાઈના મામેરામાં જે નરસિંહ મહેતાની વહેલનું વર્ણન આવે છે તે પર એમને ખૂબ હસવું આવતું. પ્રેમાનંદમાં રમૂજની ભાવના કેટલી છે એ વિશે કહેતા. એમનામાં પણ એ ભાવના હતી. અને આ પુસ્તકમાં એનાં દર્શન થાય છે. મને યાદ છે, મારાં લગ્ન પ્રસંગે અમે ગરબાનો કાર્યક્રમ રાખ્યો હતો. કોણ કયો ગરબો ગાય તેની વહેંચણી થઈ રહી હતી. વાવાભાઈ પણ ત્યાં હતા.....મને હસતાં હસતાં એમણે કહ્યું કે મારે દયારામનો ' શ્યામ રંગ સમીપે ન જાવું ' એ ગરબો ગવડાવવો. વરરાજાના શ્યામલ રંગ પર આ રમૂજ હતી. મેં પણ હસીને એ પડકાર સ્વીકાર્યો અને પ્રેમલીલાએ અને મેં મળીને એ ગરબો એમની ખૂબ રમૂજ વચ્ચે ગવડાવ્યો.

વાવાભાઈ કુટુમ્બવત્સલ હતા. પોતાનાં ભાંડુઓ પ્રત્યે તો પ્રેમ હોય જ; પરંતુ ભત્રીજાં અને ભાણેજો પર પણ સારો પ્રેમ રાખતા. મારા પર તો કાકા કરતાં એક વડીલ બંધુ જેવો ભાવ રાખતા. એ બહુશ્રુત, આનંદી અને વહાલસોયા વાવાભાઈને મારી આ સ્મરણાંજલિ પ્રેમપૂર્વક અર્પણ કરું છું.

હંસા મહેતા.

# મારા પિતાશ્રીના જીવનની રૂપરેખા

૨૭મી જાન્યુઆરી ૧૯૪૦ને દિવસે નમતે પહોરે પ્રયાગ ખાતે મારા પિતાશ્રી વિનાયક નંદશંકર મહેતા હૃદય બંધ પડી જવાથી એકાએક અવસાન પામ્યા. તે વખતે એમની ઉંમર ૫૬ વર્ષની હતી. અંત સુધી એમની તબિયત ખુશનુમા હતી.

એમની વિદાય સૂચક હતી. સનદી નોકરીની શરૂઆત એમણે પ્રયાગ ખાતે કરી હતી. આ નાનકડા વિદ્યાધામમાં એઓ પોતાની સોળ વર્ષની યુવાન પત્નીને લઈને પહેલવહેલા આવ્યા હતા અને પોતાના અંતકાળને સમયે પણ એમને પાછું આ પવિત્ર નગરીમાં જ આવવાનું થયું હતું. પાંચ સંતાનો હયાત છતાં અવસાન સમયે પોતાની પત્ની એકલી જ એમની પાસે હતી. જે તાઝગીભર્યા દેહનું એ થોડીક ક્ષણો પહેલાં સાન્નિધ્ય ભોગવતી હતી તે દેહ સ્વલ્પ સમયમાં એક સુંદર ખોખું બની રહ્યો.

પોતાના અવસાનને દિવસે સવારના જ મારા પિતાશ્રીને અંતકાળની આગાહી થઈ ચૂકી હતી. પોતાની રોજનીશીમાં એમણે કરેલી છેલ્લી નોંધ આ પ્રમાણે છેઃ "મારું કામ પૂરું થયું છે, મારાં સંતાનો ઠામ પડી ગયાં છે, તેઓ ઇરાવતીનું ધ્યાન રાખશે. હું હવે પરમેશ્વરના ધામમાં જવા સજ્જ છું." યુવાવસ્થામાં સંન્યાસનું પ્રબળ આકર્ષણ એમને હતું અને અંતિમ ઘડીએ પણ એમના મગજમાં એવા જ વિચારો ઊભરાતા હતા. પત્ની, સંતાનો, મિત્રો, પદવી, સત્તા એ બધાંયે પ્રિય

બંધનોને કશાયે ખેદ વગર ફગાવી દઈને એમણે પોતાના જીવનકાળ દરમિયાન જ ઈશ્વરાભિમુખ બની એનું સાન્નિધ્ય ઇચ્છયું.

એકવીસ વર્ષ જેટલા સમયના લાંબા ગાળા પછી મારા પ્રિય પિતાશ્રી માટે જ્યારે હું આ લખું છું ત્યારે કાળબળે સહેજ ઝાંખી થયેલી એમની મૂર્તિ મારી દૃષ્ટિસમક્ષ ખડી થાય છે. તાજા ચિતરાયેલા ચિત્રમાંના રંગો મૂળ વ્યક્તિના વ્યક્તિત્વને સાંગોપાંગ પ્રગટ કરી શકે પણ એ ચિત્રને ખૂબ દૂરથી જોવામાં આવે ત્યારે તેમાંની દેહરેખાઓની જ ઝાંખી થાય છે. એ રીતે સમયના આવડા અંતરેથી જોતાં એમના વ્યક્તિત્વની જે છાપ આજે ઊઠે છે તે એમના પડછંદપણાની, એમની ભલાઈની અને લાગણીઓથી ઊભરાતા એમના હૂંફાળા હૈયાની જ.

આજે જ્યારે હું આ લખું છું ત્યારે મારી સામે મારા પિતાની યુવાવસ્થામાં પડાવેલી છબી પડી છે. એમની સુંદર, કોમળ મુખાકૃતિમાં એમના અંતરનું પ્રતિબિંબ ઝીલતી આંખો આગળ તરી આવે છે. ઉંમર વધતાં માણસનો બાહ્ય દેખાવ અને એનું અંતર, બંને બદલાતાં હોય છે. માણસ વૃદ્ધ થાય એટલે એના મુખ પર થાકનાં ચિહ્નો પ્રગટે, માંસલ દેહ શિથિલ બની ચામડી પર કરચલીઓ પડે પણ એ માણસની આંખો તો જેવી ને તેવી જ રહે છે. મારા પિતાશ્રીની આંખો પણ આ છબીમાંના યુવાનની જ—કશાય વિકાર વગરની—આંખો હતી. એ આંખો અત્યંત સુંદર, મોટી અને પાણીદાર હતી. એ આંખોમાં શૂન્યતા, નીરવતાને ઝીલી આર્ષદર્શન પામવાની શક્તિ હતી. ઘર, પત્ની, સંતાન, કુટુંબ એ સૌને માટેનો વાત્સલ્યભાવ એમાં સમાયેલો હતો; છતાં એ સૌના બોજાથી તેમાં થાક વર્તાતો ન હતો.

મારા પિતાશ્રી અંગેનાં મારાં પ્રાથમિક સંભારણાં કંઈક આવાં છે—શિયાળાની રાત્રીએ અમે નાનાં બાળકો એમના બિછાના ઉપર ભેગાં થઈએ અથવા તો શિયાળાની સવારે એમની જોડે અમે ફરવા

જઈએ. એ સમયે, વીસમી સદીના આરંભકાળમાં એઓ જુવાન હતા ત્યારે સુરત કેવું હતું તેની વાતો કરતા. કવિતામાંથી કાલિદાસ કે ગથેમાંથી અવતરણો આપતા કે પછી એકાએક ગીત લલકારી ઊઠતા. ક્યારેક એકાદ સુંદર ફૂલઝાડ તરફ આંગળી ચીંધતા અથવા તો પછી રામાયણ, મહાભારત, પુરાણો કે લોકસાહિત્યમાંથી થોડીક વાનગી ચખાડતા. અત્યંત ધાર્મિક પ્રકૃતિના હોવા છતાં એમના રોજિંદા જીવનમાં ક્રિયાકાંડનો અભાવ હતો. એમનો ધર્મ આત્માની નિર્મળતા સિદ્ધ કરવાનો હતો. ભલમનસાઈ અને નિર્દોષતા એમને હૈયે વસી હતી અને એમના વિચારો અને કાર્યોમાં તેમનો સાક્ષાત્કાર થતો.

મારા પિતાશ્રી બહોળા કુટુંબમાં જન્મ્યા હતા. માબાપનાં છેવટનાં બે સંતાનોમાંના એક હોઈ એમના જન્મ વખતે એમનાં માતાપિતા મધ્યવય વટાવવાની તૈયારીમાં હતાં. એમનું લાડનું નામ વાવાભાઈ. નામને અનુરૂપ ગુણ પણ એમનામાં હતા. એઓ દેખાવડા અને ચબરાક હતા; ચહેરો સુંદર ઘઉંવર્ણો હતો; કપાળ વિશાળ હતું; નાક સીધું અને હોઠ પાતળા હતા. એઓ શીઘ્રકોપી હોવા છતાં આનંદી પણ એટલા જ હતા. બાળક હતા ત્યારે વૃદ્ધાવસ્થાને આંગણે ઊભેલા પોતાના પિતાશ્રી અને પોતાની દેખાવડી, જાજરમાન માતાનું જ સાન્નિધ્ય એમને હતું એટલે એમને તે કાળે એકલવાયું પણ લાગ્યું હશે. પોતાના માતાપિતાની અને પોતાની કિશોરાવસ્થાની વાતો જ્યારે એઓ કરતા ત્યારે સુરતના નાગરોના સાદાઈભર્યા જીવનમાં રહેલ તાઝગી અને જોમનો સ્પષ્ટ ખ્યાલ આવતો.

વિદ્યાર્થી તરીકેની એમની કારકિર્દી ઘણી ઉજ્જવળ હતી. મુંબઈ યુનિવર્સીટીની બી. એ. ની પરીક્ષામાં સર્વ પ્રથમ આવી બધાં જ પારિતોષિકો એઓ જીતી ગયા હતા. તે બાદ મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં એમણે 'ફેલો' તરીકે કામ કર્યું અને તે પછી વિલાયત જઈ કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજમાં અભ્યાસ કર્યો. ત્યાં પોતાના

'ટ્રાયપોસ'ના પ્રથમ ભાગમાં એમણે પ્રથમ સ્થાન મેળવ્યું. અંગ્રેજી, ગુજરાતી અને હિંદી જેટલું જ પ્રભુત્વ, સંસ્કૃત, ફારસી અને જર્મન ઉપર પણ એમનું હતું.

વધુ અભ્યાસ માટે જ્યારે એમને કેમ્બ્રિજ જવાનું થયું ત્યારે ઘર છોડતાં એમનું હૈયું ભારે થઈ ગયું. પિતા વૃદ્ધ થયા હતા. પોતે અભ્યાસ કરી પાછા આવે ત્યારે પિતાનો જીવનદીપ બુઝાઈ તો નહીં ગયો હોય, એવી શંકા એમને હૈયે હતી.

કેમ્બ્રિજની કિંગ્સ કોલેજમાં એમણે અભ્યાસ કર્યો તેની અસર એમના ઉપર ખાસ દેખાતી નથી. માત્ર એમનું જ્ઞાન વિશાળ બન્યું. વિલાયતની કેળવણી અને ત્યાંની જીવનપદ્ધતિથી તેઓ ઝાઝા પ્રભાવિત થયા ન હતા.

પોતે હિંદી સનદી નોકરીની પરીક્ષામાં બેઠા તે પહેલાં હિંદમાંથી એક તાર-સંદેશ એમને મળ્યો. આશ્ચર્યજનક અંતઃસ્ફુરણાથી એમને લાગ્યું કે એ તારમાં એમના પિતા સંબંધી જ માહિતી હશે અને તેથી એમણે એ તાર ખોલ્યા વગર બાજૂએ જ મૂક્યો અને પોતાની પરીક્ષાઓ પતી ન જાય ત્યાં સુધી કોઈ પણ કાગળ ખોલવો નહીં એવો નિર્ણય કર્યો. પરીક્ષા પત્યા પછી જ્યારે તાર ફોડીને એમણે વાંચ્યો ત્યારે પિતાના અવસાનના સમાચાર જાણ્યા. પોતે સનદી નોકરીમાં પાસ થયા અને ઉજ્જવળ ભાવિ એમની સામે પડ્યું છે એમ એમને લાગ્યું પણ તે જ વખતે એમને જીવન અને મૃત્યુના અણ-ઉકલ્યા કોયડાઓનો ઉકેલ શોધવાની રઢ લાગી. આથી એમના જીવનમાં કટોકટીની પળ જન્મી. ભગવાં ધારણ કરીને સંસાર છોડી જવાની પ્રબળ ઇચ્છાએ એમના અંતરમાં ઘર કર્યું. તાપસ જીવન માટેનું એમનું આકર્ષણ એટલું પ્રબળ હતું કે એમનું ચિત્ત ચગડોળે ચઢ્યું. મારા પિતાજીને હું જે રીતે ઓળખી-જાણી શકી છું તે જોતાં

મને સમજાતું નથી કે સત્તા અને પ્રતિષ્ઠાયુક્ત જીવન તરફ વળવાનું એમણે કેમ પસંદ કર્યું હશે. પોતાની માતા અને કુટુંબ પ્રત્યેનું ખેંચાણ કદાચ એમાં કારણભૂત હોઈ શકે. પણ એ નિર્ણય એમણે લીધો અને હિંદમાં પાછા ફરી કુટુંબીઓ વચ્ચે સ્થાન લીધું, લગ્ન કર્યાં અને ઉચ્ચ સ્થાનની નોકરી મેળવવા ભાગ્યશાળી થયા. આમ સંન્યાસથી વિમુખ તો થયા છતાં તેની અસર એમના સમગ્ર જીવન ઉપર રહી અને તે ભિન્ન ભિન્ન પ્રસંગે વ્યક્ત થઈ. પોતાની અંગત જરૂરિયાતો ખૂબ ઓછી રાખતા. પૈસા અંગે એમણે ઉદાસીનતા સેવી હતી. કોઈને પણ સંતાપ થાય એવું કશું પણ કરવાની એમની વૃત્તિ ન હતી.

સુરતના સુપ્રસિદ્ધ વકીલ ઠાકોરરામ કપિલરામની પુત્રી ઇરાવતી સાથે એમનાં લગ્ન થયાં હતાં. આમ તો ઇરાવતી એમની દૂરની સગી થતી હતી અને બંને એક જ ઘરમાં ઊછરી મોટાં થયાં હતાં. ન્યાતના ગોર લોકોએ મારા પિતાનો લગ્નવિધિ કરવાની ના પાડી કારણ કે એમણે સમુદ્ર ઓળંગ્યો હતો અને ન્યાતના પરંપરાગત રીતરિવાજનો ભંગ કર્યો હતો. પરિણામ એ આવ્યું કે એમના જ બે મોટા ભાઈઓ માર્કણ્ડ અને મનુભાઈએ પુરોહિતનું કાર્ય જાતે કરી લગ્નનો વિધિ પૂરો કર્યો. નવોઢાને સાથે લઈ મારા પિતા અલાહાબાદ આવ્યા. આ શહેરમાં સ્ત્રીઓ બધી પડદાનશીન હતી. જ્યાં પડદો પળાતો ન હતો એવાં માત્ર બે જ ઘર અલાહાબાદમાં હતાં—એક પંડિત મોતીલાલ નહેરુનું ને બીજું સર તેજબહાદુર સપ્રુનું: પોતાના પરિણીત જીવનનાં પહેલાં બે વર્ષોમાં મારી માતાએ આ બંને ઘરોમાં ફુરસદનો ઘણો સમય ગાળ્યો હતો.

મારા પિતાશ્રીની કોઈ પણ છબીઓમાં મારી માતાની હાજરી દેખાશે જ. બંને એકબીજાનાં પૂરક હતાં. મારા પિતાને મન મારી માતા ખડક સમી અડગ અને સલામતીનું ધામ હતી. અંગત કે દફતરી

કામમાં ગૂંચ ઊભી થાય તો તેઓ મારી માતાની સલાહ લેતા. એ બંનેની જોડી અતૂટ હતી. જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ મારા પિતાનો મારી માતાને માટેનો પ્રેમ, સમર્પણ ને કાળજી વધતાં ગયાં. મારી માતા પતિવ્રતા, હેતાળ પત્ની અને માતા હતી. આ દેશની સ્ત્રીઓમાં દેખાતી વિરલ હિંમત, સહનશક્તિ અને બુદ્ધિ એનામાં હતાં; અને મારા પિતામાં જેનો સર્વથા અભાવ હતો તે વ્યવહારકુશળતા, મહત્ત્વાકાંક્ષા અને આગળ આવવાની વૃત્તિ તેનામાં હતાં. મારા પિતામાં તો ત્યાગવૃત્તિ, મન અને હૃદયની સમૃદ્ધિ તથા વિદ્વતા હતી. આમ પતિ-પત્ની બંને એકબીજાનાં પૂરક બની ઘરસંસાર ચલાવતાં. અમારા ઘરમાં આનંદ, હાસ્ય, સંગીત અને ચાતુરીના છોળો ઊડતી. મિત્રોને અહીં ઉદાર હૈયાનો ભાવભર્યો આવકાર મળતો. માતપિતાનાં અમે પાંચ સંતાનો—કુમારિલ, પૂર્ણિમા, પુપુલ, નંદિની અને અમરુ—એક ભાઈ અને ચાર બહેન. પણ મારાં માતાપિતાને મન તો અમે હાથની પાંચ આંગળીઓ જેવાં હતાં.

ઉત્તર પ્રદેશના અમારા વસવાટના સમયનાં મારાં આરંભનાં સંસ્મરણો કંઈક આવાં છે: શિયાળામાં અમે તાલુકાનાં નાનાં શહેરોમાં તંબુમાં રહેતાં. ઊંટ, ગાડી કે ટાંગામાં મુસાફરી કરવી પડતી. આંબાવાડિયાની ઘટાઓમાં તંબુઓ ઠોકાતા. સાધુઓ, જમીનદારો, ખેડૂતો, વકીલો એમ જુદા જુદા પ્રકારના માનવીઓ પિતાજીની મુલાકાતે આવે જ જતા. પિતાજી એક મોટા ઝાડની છાયામાં ન્યાયકચેરી ભરતા. ફરિયાદી મોટેથી 'દુહાઈ' 'દુહાઈ' એમ બૂમો પાડતો. અયોધ્યાના તાલુકદારોના ઘરોમાં અમે જતાં. ઠુમરી અને ગઝલનું સંગીત જામતું. તે પછીનાં સંસ્મરણોમાં આવે છે બ્રિટિશ સમાજજીવન, ક્લબો, ચહાપાણી, ટેનિસ પાર્ટીઓ, ડેન્સ ઉત્સવો, રાજભવનના સત્કાર સમારંભો. ટાપટીપિયા સ્વસંતુષ્ટ બ્રિટિશરો, પોતાની ખયાલી દુનિયામાં જ રહેતા. આ ભૂમિ સાથે કે અહીંની પ્રજા અને

તેના આચારવિચાર સાથે એમને કશી લેવાદેવા ન હતી. ભારતીય માનસ, ભારતીય વિચારપ્રણાલી અને ભારતની મહત્ત્વાકાંક્ષાઓમાં એમને રસ ન હતો અને તે જાણવા સમજવાની-એમની વૃત્તિ ન હતી. વર્ષો આ રીતે પસાર થતાં ગયાં.

પિતાજી મક્કમ સ્વભાવના શક્તિશાળી અમલદાર હતા અને એમનાં માનપ્રતિષ્ઠા પણ સારાં હતાં. પણ બ્રિટિશરોના હાથ નીચે હિંદી સનદી નોકર તરીકેની જિન્દગી એમને માટે સર્વથા પ્રતિકૂળ હતી. ધૂમ્રપાન એઓ કરતા ન હતા, ન હતા દારૂ પીતા કે ન હતો એમને શિકારનો શોખ. એમની અંગત જરૂરિયાતો બહુ જ ઓછી અને આછી હતી અને એમની મહત્ત્વાકાંક્ષા પણ અત્યંત મર્યાદિત હતી. એઓ પૂર્ણપણે હિંદી હતા અને ભારત અને તેની સંસ્કૃતિ માટે એઓ ગર્વ લેતા. દંભ, આડંબર, કે છેતરપીંડી એમને માટે સર્વથા અશક્ય હતાં.

હિંદના સનદી નોકર પાસેથી જે જાતની તાબેદારીની અપેક્ષા રાખવામાં આવતી હતી તે જાતની તાબેદારી એઓ અંગ્રેજોને આપી શક્યા નહીં. પોતાની ત્રીસ વર્ષની નોકરી દરમિયાન જે જે પદવીઓ ભોગવી તેમાં સૌથી વધુ આનંદનો સમય તો સને ૧૯૨૫ માં એઓ વારાણસીના કલેક્ટર બન્યા તે હતો. અહીં તો જાણે પોતાને જ ઘેર આવ્યા હોય તેવું એમને લાગતું. ધર્મના ધામ રૂપ ગંગા નદી અહીં હતી. એ મહાન ગંગાના ઓઘના પોતે અંશ રૂપ છે એવું એમને લાગતું. સામાન્ય હિંદવાસીના મનમાં વારાણસી માટે જે ઊંચો અને ઊંડો પૂજ્યભાવ છે તે ભાવ એમને પણ હતો. ભગવાન શંકરનું ધામ વારાણસી. અહીં શંકરાચાર્ય અને ગૌતમ બુદ્ધનાં પણ પગલાં થયાં હતાં. ઉપલક નજરે આ શહેર વિરૂપ, ગંદુ અને દ્રવ્યભૂખ્યું દેખાય છે પણ ભાગીરથીનો પાવન પ્રવાહ એનો બધોયે કચરો અને દુષ્ટતા ધોઈ નાખે છે-પોતે નિર્વિકાર રહીને. ગંગાકિનારે મહાન

વિદ્યાધામો છે જ્યાં ચિંતન અને જ્ઞાનની સંપ્રાપ્તિ થાય છે. જિન્દગીને ટકાવી રાખનાર એક મહાન જીવનસ્વપ્ન મારા પિતાને જીવનના છેવટના વર્ષોમાં આ જ સ્થાને લાધ્યું હતું. પોતાનાં સંતાનો કામે પડી જાય કે નિવૃત્તિ લેવી, પાછો કાશીવાસ કરવો અને આયુષ્યનો શેષ ભાગ 'બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય'ને સમર્પી દેવો એ એમની અંતરની ઇચ્છા હતી.

પણ આ સ્વપ્ન સિદ્ધ થવા સર્જાયું ન હતું. ૧૯૨૮ માં વારાણસી છોડી એઓ સંયુક્ત પ્રાન્તની સરકારમાં કેળવણીખાતામાં સેક્રેટરી બન્યા. ધીમે ધીમે પણ નિશ્ચિત રીતે જૂનો પરિચિત જીવનરાહ બદલાવા માંડ્યો હતો. એક પછી એક સંતાન વધુ અભ્યાસ માટે પરદેશ જતાં હતાં અને અભ્યાસ પૂરો કરી પાછા ફરી પરણીને પિતાનું ઘર છોડી જતાં હતાં. પોતાની આજુબાજુના રાજકીય જીવનમાં પણ મોટો ખળભળાટ મચી ગયો હતો. દેશમાં સત્યાગ્રહની લડત ચાલુ થઈ ગઈ હતી. તેને દાબી દેવા સરકારે બળનો આશ્રય લીધો હતો. પોતાના દેશબાંધવો સ્વતંત્રતા માટે પોકાર કરતા હતા. આ બધું જ પિતાજીના હૈયાને સંક્ષુબ્ધ કરતું હતું. સંયુક્ત પ્રાન્તના મોટા ભાગના રાષ્ટ્રનેતાઓ એમના ગાઢ મિત્રો હતા અને તેથી આ લડતનો વિચાર એમને પીડાકારી હતો. પણ એમને એક મોટું આશ્વાસન હતું. પોતાના અધિકારની રૂએ લોકો પર લાઠીચાર્જ કે ગોળીબાર કરવાનો હુકમ એમને પોતાને ક્યારે પણ આપવો પડ્યો ન હતો. એમને સદ્‌ભાગ્યે જ્યારે જ્યારે સત્યાગ્રહની ચળવળ શરૂ થઈ હતી ત્યારે એઓ ક્યાં તો સિવિલ સેક્રેટેરીએટમાં હતા અથવા તો કાશ્મીરમાં મહેસૂલી પ્રધાન બન્યા હતા કે પછી બિકાનેરમાં મુખ્ય પ્રધાન તરીકે કામ કરતા હતા. રાષ્ટ્રીય ચળવળના સ્થળથી ખૂબ દૂર એમને કામ કરવાનું હતું. સને ૧૯૩૮-'૩૯માં જ્યારે કોંગ્રેસ સરકાર સત્તા પર આવી ત્યારે મારા પિતા મહેસૂલ સમિતિમાં સભ્ય બન્યા. આ બંને વર્ષો પણ એમના

જીવનનાં ખૂબ આનંદનાં વર્ષો હતાં. સરકારની સાથે મળીને કામ કરવાનું હોવાથી એમણે ખરા અંતરથી સેવા આપી હતી. અમલદારીની રૂએ છેવટના ભાગમાં એમણે જે કામો કર્યાં તેમાં એક અત્યંત નોંધપાત્ર છે. ઉત્તર પ્રદેશમાં ફાટી નીકળેલ ભયંકર કોમી રમખાણોની તપાસ કરવા માટે જે સમિતિ નિમાઈ તેના એઓ પ્રમુખ હતા. કોંગ્રેસ સરકાર સત્તા છોડતી હતી તે જ સમયે આ સમિતિનો નિર્ભયપણે તૈયાર થયેલ મોટો રિપોર્ટ બહાર પડવાની તૈયારી હતી. પણ બ્રિટિશ રાજ્યતંત્રે આ રિપોર્ટ દબાવી રાખ્યો કેમ કે એ સમિતિએ કરેલી તપાસમાં ઘણું એવું બહાર આવ્યું હતું કે જે બ્રિટિશ શાસનને ધક્કો પહોંચાડે. પાછળથી જ્યારે કોંગ્રેસ ફરીવાર સત્તા પર આવી અને પંડિત ગોવિંદ વલ્લભ પંત મુખ્ય પ્રધાન બન્યા ત્યારે એ રિપોર્ટનો સ્વીકાર થયો.

૧૯૩૯ સુધીમાં મારી બે નાની બહેનો મંદિની અને અમરગંગા પરણી ગઈ એટલે પિતાજીની સંતાનો અંગેની જવાબદારીઓનો અંત આવ્યો. અમને સંતાનોને એમ લાગવા માંડ્યું હતું કે પિતાજીની અનાસક્તિ વધતી જાય છે. એમણે અમને વાત પણ કરેલી કે મારે હવે સનદી નોકરી છોડી દેવી છે. એ સમયે પોતે પોતાના જીવનમાં કશોક મહાન ફેરફાર કરવાની તૈયારી કરી રહ્યા હોય એવું લાગતું હતું, અને—થોડા મહિનામાં જ એમનું અવસાન થયું. એમના દેહને પ્રયાગમાં ગંગા અને જમનાના પવિત્ર સંગમ આગળ અગ્નિદાહ આપવામાં આવ્યો.

પિતાજીની ભલમનસાઈ અને અંતરની ઉદારતાનાં દર્શન એમનાં દરેક કામમાં થતાં. જે જે વ્યક્તિઓ એમના પરિચયમાં આવતી તે સૌ એમના આ બે ગુણોથી અવશ્ય પરિચિત બનતી.

પરદેશી હકૂમતનાં દબાણ અને માગણીઓ નીચે પોતાને

કામ કરવું પડતું હતું એ પિતાજીના જીવનની મોટામાં મોટી કમનસીબી હતી. પરિણામે પોતાનું અંતર રેડીને એઓ કામ કરી શક્યા નહિ. દૈવે પણ આડાઈ કરીને એમને રાજ્યની અમલદારી સોંપી. સાચી રીતે તો એઓ શિક્ષક થવા સર્જાયા હતા. કોઈને સજા ફરમાવવા કે ફાંસીએ મોકલવા એઓ જન્મ્યા ન હતા. બીજાને ધારણ આપવાને, પોષવાને ને નિષ્પ્રાણ બનેલમાં જીવનસંચાર કરવાને માટે એમણે જન્મ લીધો હતો.

પિતાજી સાચે જ બ્રાહ્મણ હતા. ઉત્તમ જ્ઞાન અને જીવનમાં ઊંચાં મૂલ્યોનું પ્રદાન કરવાની સ્વાભાવિક શક્તિ એમનામાં હતી પણ તે ઉપરાંત જેનાથી જ્ઞાન વૃદ્ધિ પામે અને ખીલે તે શુચિતા અને આત્માની અખંડતા પણ એમનામાં હતી.

—પુપુલ જયકર

(મૂળ અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં અનુવાદ—ભૂપેન્દ્ર ત્રિવેદી)

# નંદશંકર જીવનચિત્ર

## પ્રકરણ પહેલું

### ઉદય

**આ**રા પિતાનો જન્મ ઈસ્વી ૧૮૩૫ની તારીખ ૨૧ મી એપ્રિલ: એટલે વિક્રમાર્ક ૧૮૯૧ ના ચૈત્ર વદ ચોથને દિવસે, સુરત શહેરમાં થયો હતો. ગોપીપુરા મહોલ્લામાં, શેતાનફળિયાને નાકે, ભટ્ટજીનાં વૈષ્ણવ મંદિરની સામે એક ભાડાના મકાનમાં એમના પિતા રહેતા હતા, ત્યાં આ સજ્જન પુરુષની આંખ પહેલીવહેલી ગુર્જર ભૂમિ પર પ્રકાશી. તેમના માતામહ, સુરજલાલ દેસાઈ, ઓરપાડમાં રહેતા હતા. પૈસેટકે સુખી તથા ન્યાતમાં પ્રતિષ્ઠિત ગણાતા હતા, પણ જુવાનીમાં વિધુરાવસ્થા પ્રાપ્ત થવાથી પોતાની એકાકી પુત્રીને તેની પ્રસૂતિ સમયે ઘેર બોલાવી શક્યા ન હતા; જેથી જ્ઞાતિરિવાજ મુજબ સુવાવડ પિયેર નહીં કરતાં સાસરે જ કરવામાં આવી હતી.

મનુષ્યજીવનનું બંધારણ કુળ–સંસ્કાર, દેશ–સંસ્કાર અને જાતિ-સંસ્કાર ઉપર પ્રથમ આલંબન રાખે છે. આ જીવનપ્રવાહને જેમ વાળવો હોય તેમ પુરુષ તેને વાળી શકે છે, પણ "મૂળ" માટે તે જોખમદાર નથી. જવાબદારી તો "મુખ" ઉપર જ આધાર રાખે છે. હિંદમાં ખાનદાનની નોંધ રાખવાની ટેવ હોતી નથી. ક્યાંથી હોય? કમાનમાંથી છૂટતા તીરની ગતિ તરફ નિહાળવાથી શો ફાયદો? પાણીની ઠેસ બંધ થઈ, એટલે ગતિ અટકશે. તેની હિલચાલની નોંધ તે શી રાખવી?

શોભારામ–સુત મયારામ મહેતા અમારા પૂર્વજમાં ગણાતા. પણ એમના માત્ર નામ સિવાય બીજું ક્યાંઈ વિશેષ માલૂમ નથી. જીવનસાગરમાં એમણે કાંઈ આંદોલન પેદા કર્યું કે નહિ, જન્મ્યા તે સમય કરતાં સૃષ્ટિને સુધારવાનો પ્રયત્ન કર્યો કે નહિ, એ કાંઈ જણાતું નથી. પરપોટા સમ તેમનું વ્યક્તિત્વ સપાટી પર આવેલું તે શમી ગયું. માત્ર ગગનસ્થાયી તારાઓએ તે નિહાળ્યું. કોઈ વ્યક્તિ જાણતી તો હશે જ પણ ભૂતકાળ બાબત તેનું મુખ બંધ છે. "મૂંગે કો સુપનો ભયો સમજ સમજ પસ્તાય."

મારા પિતાના દાદા અમૃતરામ મહેતાને માટે થોડીઘણી દંતકથા હજી ન્યાતમાં ચાલે છે. તેમનો જન્મ ઈ. સ. ૧૭૭૬ ની લગભગ થયો હશે. સુરત બંદરે–મુબારક ઉપર અંગ્રેજી તથા મોગલાઈ બન્ને વાવટા તે વખતે ઊડતા હતા. અલી નવાજખાન નવાબ હતા. પચીસ છવીસ વર્ષે ભરજુવાનીમાં તેમનો કાળ થયેલો. પાછળ બે વર્ષનું બાળક ને પરાક્રમી વિધવા મૂકી ગયેલા. જાતે મુત્સદ્દી ઠર્યા એટલે કારકુની કે તેની ઉમેદવારી કરતા હતા. સમૃદ્ધિ કરતાં હોંસ તેમનામાં વિશેષ હતી. સાહસની સીમા ન હતી.

એમના કોઈ ટોળિયા મિત્રે ટાણો માર્યો કે "અલ્યા, માલકો તો તું છે પણ પાલખીએ તો હજુ ના બેઠો."

તુરત જવાબ મળ્યો: "એમાં શી બડી બાત છે? અમુક જગ્યાએ તમે ઊભા રહેજો ને પછી જોજો કે હું પાલખીમાં બેસી કેવો જાઉં છું?"

નાગર–કાયસ્થનું તે વેળા નવાબીમાં જોર, એટલે હાલ જેમ 'હેટ' ઝુકાવવામાં માન ગણાય છે તેમ તે વેળા મોગલાઈ પાઘડી પહેરાતી. ફક્કડ જુવાનિયાઓ રંગબેરંગી પાઘડી ઝુકાવતા, જામો પહેરતા, તથા પિછોડી લટકાવતા. આથી મુત્સદ્દીની છાપ સચોટ પડતી. વળી

કિરપારામ મહેતા તે વેળા દીવાનજી હતા એટલે નાગરોનું માન ઝાઝું હતું.

એક વરઘોડિયા વ્યાપારી પાસે અમરિતરામ મહેતા (આ જ એમનું પ્રાકૃત નામ હતું) પહોંચ્યા ને હુકમ આપ્યો કે પૂરા સાજ-સમેત એક સુખાસન જોઈએ છે. હુકમ મળતાં જ તેનો અમલ થયો. ભોઈઓએ જોયું કે જરૂર કોઈ મોટા શેઠનો કારભારી જણાય છે, એને ખુશ કરીશું તો ઉપરથી "ચેરીમેરી" મળશે. આ કલ્પનાથી જ કારભારી સાહેબનો ઇલકાબ તેમને મળ્યો, ને વિનંતિ કરવામાં આવી કે 'પાયદલ શા માટે જાઓ છો, પાલખીમાં જ બેસો.' પ્રથમ આનાકાની તો કરી પણ "ભાવતું હતું ને વૈદ્યે કહ્યું" એ ન્યાયે તે બિરાજમાન થયા.

સંકેતસ્થાન વટાવી પાલખી આગળ વધી ત્યારે પોતાના પગ ઘસડતા મિત્રો તરફ ઠાવકું મોં રાખી સાહેબ-સલામ કીધી. આત્મારામ ભૂખણવાળા શેઠને ત્યાં લગ્નની ધામધૂમ હતી, ત્યાં પાલખી ઊભી રાખી. મહેતા અંદર ગયા ને પાછલે બારણેથી પોબારા ગણી ગયા. ભોઈ થાકી વિદાય થયા હશે. બબડ્યા પણ હશે. 'હાથી પૂંઠે છો કૂતરાં ભસતાં' એમ કહી સાહસી અમરિતરામે તે વેણને ખંખેરી, તુચ્છકારી નાંખ્યાં હશે. શેઠના ઘરવાળાઓએ પણ કાંઈ સમજફેર થઈ હશે, એમ ગણી પેઢીના મોભા પ્રમાણે ભોઈઓને કાંઈ રકમ આપીને સુખાસન વિદાય કર્યું હશે. "વગર પૈસે ખૂબ સહેલ કરી; હોં!" એમ કહી મિત્રોએ ધન્યવાદ આપ્યો.

ઈ. સ. ૧૮૦૧ માં તેમનો કાળ થયો. ન્યાતના રિવાજ પ્રમાણે વિધવાએ પતિને ઘેર એક વર્ષ લગી રહેવું જોઈએ. એ વાત ઉમિયા-કુંવરને મંજૂર નહિ હતી. એક તો દેશાઈની છોકરી, હઠીલા સ્વભાવની, તેમાં વળી ઓરપાડમાં હરફરની છૂટ અનુભવેલી, એટલે ઘરના ખૂણામાં એકલાં ભરાઈ રહેવું કેમ પરવડે? વર તરફનું ન મળે કોઈ સગું કે

વહાલું, પણ મહોલ્લાવાળાનું જોર ઝાઝું હતું. રૂઢિની વિરુદ્ધ વર્તન તેઓ સાંખત જ નહિ. તેથી ચુપચુપ પ્રાતઃકાળે ઉમિયાકુંવર ઘર છોડી, બાળકને લઈ, પિયેર ગયાં. જતાં જતાં બારણે કોયલાવતી લખ્યું કે 'મારી ખોળ ન કરશો, હું ઓરપાડ ગઈ છું.' આ ઉપરથી એટલું તો સાબિત થાય છે કે તે જમાનામાં પણ બાઈને લખતાં આવડતું હશે.

તાપી નદી પર તે વેળા પુલ ન હતો. ઉનાળાની શરૂઆત એટલે પાણી પણ આછાં હતાં. ઉતારુ માટે રાખવામાં આવેલી હોડીને આવતાં વાર લાગી એટલે બાળકને ગળે બાંધી, તરીને પેલે કિનારે પહોંચ્યાં, ને બપોર થયા પહેલાં પિયેર દાખલ થઈ ગયાં. ન્યાતનાં રિવાજ પ્રમાણે "હાય રે ઉમિયા, તું અહીં ક્યાંથી ?" આવા ઉદ્‌ગારોથી તેમને સ્વાગત મળ્યું હશે. પોતે આ પરાક્રમી દાદીને જોયેલાં ને જ્યારે તેમનો કાળ થયો ત્યારે તે દશ વર્ષના હતા.

પોતાના પિતા તુળજાશંકરનું બચપણ ઓરપાડમાં જ વ્યતીત થયેલું. નાગર મહોલ્લામાં દેશાઈઓ ઝાઝા વસતા. ઘરને સામે આંગણે સુરજલાલ દેશાઈની બેઠક રહેતી. એમની ઉંમર એ વેળા અઠ્ઠાવીશ વર્ષની હશે. બેતાળીશ વર્ષની તેમની વય થઈ ત્યારે એક પુત્રી સાંપડી. ત્યાર પછી થોડા કાળમાં તેમને વિધુર અવસ્થા પ્રાપ્ત થઈ. આ બાળકી તથા ઉમિયાકુંવરના બાળક વચ્ચે ઉંમરનો તો ફર્ક ઝાઝો હતો, તો પણ ઉમિયાકુંવરને સુરજલાલ દેશાઈની પુત્રી લેવાનો બહુ શોખ હતો. પોતે દેશાઈની પુત્રી તેથી પોતાના પુત્રને માટે પણ દેશાઈનાં જ ઘર ખોળવાં એ નિશ્ચય હતો. વળી ગરીબ મહેતાને ત્યાં પોતે પરણેલી. ન મળે દ્રવ્ય કે ન મળે ન્યાતીલાનો સહારો ! તો પણ પોતાના એકના એક પુત્રને દેશાઈજીની એકાકી પુત્રી મળે, એ ઘાટ બહુ બંધબેસતો આવશે. એ ખ્યાલથી વિવાહ થયો ને સમય આવતાં લગ્ન પણ થયું.

એચીસનના સુલેહનામાની નોંધ ઉપરથી જણાય છે કે તા. ૩૧ મી ડિસેમ્બર ૧૮૦૨ માં વસાઈનું તહનામું લખાયું, તે વેળા

રાઘોબાએ સુરતની અઠ્ઠાવીશીમાંથી ઓરપાડ, વલસાડ, અને જલાલપુર તાલુકા, પારડી ને બારડોલીનો કેટલોક ભાગ તથા ચોરાશી તાલુકાનાં ત્રણ ગામ—કતારગામ, કુંભારિયા, અને ફુલપાડા—અંગ્રેજ સરકારની મદદથી ફોજના ખર્ચ પેટે આપ્યાં. ઓરપાડ જવા ન દેવું એવો પેશ્વાનો આગ્રહ હતો, તેથી નરસિંહ ખંડેરાવ વિંચુરકરના કબજામાં ઓરપાડ રહ્યું ને તેને બદલે ૧૮૦૩ ની પેટા સંધિથી અંગ્રેજ સરકારને બુંદેલખંડમાં કેટલીક જમીન મળી.

વળી સુરત શહેરની આમદની ઉપર ગાયકવાડનો પણ હક્ક હતો. મહાલનાં ઘણાં ગામો ગાયકવાડી રાજ્યનાં થઈ પડ્યાં હતાં, આથી ગુજરાત પ્રાંતના આ દક્ષિણ પ્રદેશે પેશ્વાઈનો પૂરો અમલ ભોગવેલો. મુલક સર કરવા કરતાં તેને ખંડિયો જ રાખવો, એ નીતિ મરાઠાઓને વધારે પસંદ હતી. તેમની દાનત માત્ર નાણાં કઢાવવાંની જ હતી. આથી ગામડાંઓમાં ખેતી અદૃશ્ય થવા લાગી, ખેડૂતો પાયમાલ થઈ ગયા, ને મુલક ઉજ્જડ થવા લાગ્યો.

જમીનના ઇજારા આપવાની પેશ્વાને ફરજ પડી. આને પરિણામે ગામના અગ્રગણ્યોને એકઠા કરી તેમને જમીનદારો બનાવ્યા, તેઓ અમુક માલગુજારી આપતા, ને પોતાના તાબાની રૈયત ઉપર પૂરેપૂરો અખત્યાર ભોગવતા. ઉજ્જડ ગામો વસાવવાં, ખેતી વહેંચવી, કૂવા ખોદાવવા, પડતરની ત્રેવડ કરવી, વગેરે જમીનદારીને લગતી સર્વ યોજના દેશાઈઓના હાથમાં રહી. દેશાઈ પાસે ઝાઝી હકૂમત હતી, પણ તે લાંબા કાળ સુધી ટકી નહિ.

ઈ. સ. ૧૮૧૭માં બાજીરાવ અંગ્રેજ સરકારને શરણે આવ્યો, પૂણાનું તહનામું થયું. આ વેળા વિંચુરકરના અંગ્રેજની વિરુદ્ધના વર્તનને લીધે તહનામાનો ભંગ કરી ઓરપાડ મરાઠાઓ પાસેથી છીનવી લેવામાં આવ્યું. અંગ્રેજલોકોને ઉત્તર હિંદુસ્તાનમાંના જમીનદારોનો પૂરો અનુભવ મળ્યો હતો. દેશાઈ લોક રૈયતના ફાયદા માટે કાંઈ પણ કૃત્ય

કરતા નથી, એ બાબત સંપૂર્ણ ખાતરી થઈ. સરકારની વિરુદ્ધ તેઓ છે એવો ઊણો ઊણો અવિશ્વાસ પણ દાખલ થયો. આથી તેમનો અખત્યાર નાબૂદ કરી તેમના હક્કને રોકડ અવેજના સ્વરૂપમાં બદલી નાખવામાં આવ્યા.

સુરજલાલ દેશાઈએ તો આ પ્રમાણે દેશાઈઓની ચઢતી ને પડતી બંને જોયેલાં, ને કહેવત મુજબ "સાપ ગયા પણ લિસોટા રહી ગયા" તેમ તે વેળા પણ મહેતા કરતાં દેશાઈઓ પોતાને કુળમાં ઊંચા સમજતા હતા.

તુળજાશંકર તથા તેમનાં પત્ની ગંગાલક્ષ્મીએ સુરતમાં ગૃહસંસાર માંડ્યો. જકાત ('કસ્ટમ્સ') ખાતામાં પોતાના પિતાને નોકરી હતી એમ પોતે કહેતા. પાંચ રૂપિયાના પગારથી નોકરી શરૂ કરી, અવસાન સમયે પંદર રૂપિયાના દરજ્જા સુધી ચઢ્યા હતા.

તે જમાનામાં પગાર ઉપરાંત દસ્તૂરી ઠીક મળતી. આ એક જાતનો હક્ક જ સમજવામાં આવતો. એની માંગણી કરવાની જરૂર જ પડતી નહિ. જો કોઈ ન લે તો ધન્યવાદ તો ઘેર ગયો પણ ઓલિયા યા ધૂનીમાં ખપે. આ જમાનામાં સારાંનરસાંનો ખ્યાલ એવો તો હલકો થઈ ગયો હતો કે આવી જાતની દસ્તૂરી મળે તો તે અયોગ્ય છે એમ કોઈ સમજતું નહિ. સરકારની દસ્તૂરી નાણાંમાં લેવાતી ને તેનો હક્ક માલમાં જ લેવાતો. સામાન્ય ખ્યાલ તો એવો જ હતો કે જોરજુલમ થાય કે અધિકારી વર્ગ પાસેથી વધારે મંગાય તો જ શિક્ષાપાત્ર થવાય; બાકી તો થતું આવ્યું છે તેમ થવા દેવામાં કાંઈ દોષ નહિ સમજાતો. આ કારણથી જ તે સમયમાં પગાર ઓછો રાખવામાં આવતો.

"તુળજાભાઈ" (આ નામથી તેઓ ન્યાતજાતમાં ઓળખાતા) ન્યાતમાં પ્રમાણિક અને ગરીબ ગણાતા. નિરભિમાની હતા. તે સાદા, સીધા, નિખાલસ, ટોળિયા સ્વભાવના હતા.

પૈસેટકે ગરીબાઈ હતી, પણ તેમને દેવું ન હતું. તેમનો ઘરસંસાર સરળ ચાલતો હતો. તેમની વડીલ પુત્રી જસોદાગૌરીનો જન્મ ઈ૦ સ૦ ૧૮૨૯માં થયો હતો. ત્યારબાદ એક બે પુત્ર સાંપડેલા પણ તે ચાલતા થયેલા. ઈ૦ સ૦ ૧૮૩૫માં જ્યારે પોતાનો જન્મ થયો ત્યારે હર્ષ માયો જાય નહિ. પોતાનાં નાનાં બહેન, કૈલાસગવરી, પોતાથી ત્રણ વર્ષે નાનાં હતાં. તુળજાભાઈને દાણની ચોરી અટકાવવા માટે ગામેગામ બહુ ફરવું પડતું હતું. એવામાં એકાએક એમની બદલી સુરતથી બગવાડે ચઢતી પાયરી ઉપર થઈ. સુરતમાં તે વેળા નાગરી ન્યાતમાં લગ્નસરા શરૂ થઈ હતી ને મિષ્ટાન્ન ચાલતાં હતાં. વળી માંડવીની આબોહવા બહુ બૂરી ગણાતી. સામાન્ય કહેતી છે કે

માલધા, લીમાધા, મોતિફલ, નહિ મરે તો વગઢ ચાલ;
દેવગઢ કહે હું લીલો કરું પીળો કરું, નહિ મરે તો હું શું કરું?

વળી;

બગવાડે જીવે અદધોજી, પણ માંડવીમાં મરે પૂરોજી.

મિષ્ટાન્ન ખોવાં, ખરાબ પાણી સહેવાં, એ કોના ઘરનો ઇન્સાફ? સારું કામ કર્યું તેના બદલામાં બે રૂપિયા પગાર તો વધાર્યો, પણ જંગલમાં મોકલી ગરદન મારી. બદલીનો હુકમ રદ કરાવવા ખટપટ તો કરી પણ તે ફાવી નહિ, બદલી રોકાઈ નહિ. એવામાં તેમના મનમાં ખ્યાલ આવ્યો કે માંદા થવાનો ઢોંગ કરીએ. કમળાનો ઢોંગ કરવો સૌથી સહેલો લાગ્યો. હળદથી શરીર પર પીળાટ લાવી, આંખમાં પણ તેનો જ આભાસ આણ્યો. મીઠાનું પાણી પી ખૂબ ઊલટીઓ કરી ને દાક્તર પાસે ગયા. ઉષ્ણ-કટિબંધમાંના પ્રદેશોમાં ચાલતા સામાન્ય રોગોને લગતું વૈદકજ્ઞાન આ જમાનામાં છેક જ બાલ્યાવસ્થામાં હતું. અંગ્રેજી દાક્તરને ચિકિત્સા કરવાનો મહાવરો કમ હતો, તેથી વિસ્તૃત પેટ તથા ચામડીનો રંગ જોતાં વાર જ એણે તો બે મહિનાની રજાની ભલામણ લખી આપી ને વધારામાં નોંધ કરી કે જો તેને

'મેલેરિયા' ને નામે ઓળખાતા તાવવાળા તાલુકામાં મોકલ્યો તો તે તુરત મરી જશે. આવા વૈદક અભિપ્રાયથી રજા મળી. ન્યાતમાં ખૂબ મિષ્ટાન્ન ખાધાં, શરીરમાં કૌવત દાબીદાબીને ભર્યું ને દુષ્ટ પાલિયાં પાણી જોડે યુદ્ધ કરવા સજ્જ થઈ આ નવા હોદ્દા ઉપર દાખલ થયા.

તે જમાનાના એ મુખ્ય દોષો તુળજાભાઈમાં નહિ હતા. ન હતી મોટાઈ કે ન હતી કુછંદવૃત્તિ. મજાક તો તેમની જ. સ્વભાવ–ચાંચલ્ય પણ તેમનું જ. ઝપાટો મારે પણ નિરૂપણ કરો તો તેમની જિહ્વા લાલન જ કરતી હોય. હસી હસાવે, ટોળ કરે પણ દુભાવે નહિ: જેમકે પંખી ઊડતું આવી, સર–સપાટીપર ચંચુપ્રહાર કરી ઊડી જાય. પ્રસન્નતામાં ખામી પડે, પણ તે ઉપર ખ્યાલ આવે તે પહેલાં તો પ્રસન્નતા તેવી ને તેવી કાયમ થઈ જાય. મારા માતામહ, તુળજાભાઈની હજાર કહાણીઓ અમને કહેતા ને હસાવતા.

મારા માતામહના માતામહ હિમ્મતરાય વૃદ્ધાવસ્થામાં મરણ પામ્યા હતા. શબને અગ્નિદાહ દીધા પછી સ્મશાનથી પાછા ફરતા જ્ઞાતિબંધુ જે ઘરમાં મોત થયું હોય તે ઘર સમીપ આવે ત્યારે બૂમ પાડીને રુદન કરે, તે રૂઢિ મુજબ જેમ વધારે ઘાંટો પાડીને રુદન કરે તેમ લાગણી વિશેષ ગણાય, તે ખ્યાલથી તુળજાભાઈ, મારા માતામહના મામા જમિયતરામનો હાથ ઝાલી બોલ્યા: 'જમિયતરામ! ખીર સેંચીનાં કરે તો રડવા ખૂબ લાગીશ હોં!' આવા ગમગીન સમયે પણ આવું સાંભળી કોને હસવું ન આવે?

તે જમાનામાં વૃદ્ધાવસ્થામાં કાળ થાય તો તે ભાગ્યશાળીને નસીબે એમ મનાતું, તેમાં વળી શોક શો કરવો? એક વેળા રંડાપામાં રીઢાં થઈ ગયેલાં અમરિતકુંવરને ગુસ્સામાં આમતેમ ફરતાં જોઈ તુળજાભાઈ બોલ્યા: "કેમ આજ બનવાંઠ કે!" તુરત ઉત્તર મળ્યો: "હા, મૂઆની ક્યારની શોધ કરું છું પણ મળતો જ નથી. શાનો મળે?

સમસરા જાગી ને મશાલ છત્રી લઈ જાય એટલે દરકાર કોની !"

ઘડપણમાં વિધુર અવસ્થા પ્રાપ્ત થયેલી, તેથી તુળજાભાઈ ને હાથે રાંધવું પડતું. એક પ્રસંગે એકાએક મોળે આવી પોતાની પાસે કાંપવા લાગ્યા. "કેમ ભા શું થયું ?" હસીને ઉત્તર આપ્યો, "જોને આ નીચે રેલ આવી છે તે ! કદી ઊભરાઈ જાય છે તે હું તણાઈ ન જાઉં ?"

આ કદાવર બાંધાના પુરુષે છેલ્લે લગી નોકરી કરી. પુત્રને સારો પગાર મળવા લાગ્યો એટલે પોતાના જૂજ રળતરની આવશ્યકતા રહી નથી, એ ખ્યાલે એમને હરામખોરી સુઝાડી નહિ. પુત્રને સો રૂપિયાનો પગાર થતો જોયો. પુત્રવધૂને લક્ષ્મી સરખી ઘર દીપાવતી જોઈ. સુખ જોયું, આરામ જોયો.

કમળદલ ચારે તરફ મંદ મંદ હાસ્ય કરી રહ્યાં હતાં, તેવામાં તુષારનો સખ્ત પ્રહાર થયો. ગળામાં 'કેન્સર'નો કારમો રોગ લાગુ પડ્યો. "ના, ના, એક ક્ષણ—પળભર વિલંબ કર ! સુંદર જીવન ! તું અતિ પ્રિય છે" આમ એમનાથી કદાપિ બોલાઈ પણ ગયું હશે. પણ તે અટક્યું રહે કેમ ? હાસ્ય-ઊર્મિ ઉછાળતા, સાથેલાગો હાસ્યનો ચેપ પ્રસરાવતા, તુળજાભાઈ અવસાન સમીપ આવી પહોંચ્યા. બાળક પુત્રવધૂને પાસે બોલાવી કહ્યું : "બીશ મા હોં ! આ ટોલ્લે બેસી રહીશ ને તને કનડનારને ખાઈ જઈશ." નવવધૂએ બહુ ચાકરી કરી. પોતે તો હંમેશ માફક શાળામાં ગયા હતા. પિતાની તબિયત કાંઈ વિશેષ બગડેલી નહિ હતી. એવામાં ખબર આવી કે હાલત બહુ બૂરી છે. શાળા છોડી ઘેર આવવા પોતે નીકળ્યા. ધોળા કૂવા સમીપ આવતાં માલૂમ પડ્યું કે સઘળું સમાપ્ત થયું છે. "થવા કાળ !" બધાએ આશ્વાસન કર્યું. પુત્ર ગામમાં જ પણ પિતાના મરણ સમયે પાસે નહિ !

જ્યારે મારે યુરોપ જવાનું હતું ત્યારે એમના પુરાણા મિત્રોએ કહેલું કે 'તમે વૃદ્ધાવસ્થામાં કેમ એને જુદો કરો છો ?' ત્યારે ઝટ એમણે

'મેલેરિયા' ને નામે ઓળખાતા તાવવાળા તાલુકામાં મોકલ્યો તો તે તુરત મરી જશે. આવા વૈદક અભિપ્રાયથી રજા મળી. ન્યાતમાં ખૂબ મિષ્ટાન્ન ખાધાં, શરીરમાં કૌવત દાબીદાબીને ભર્યું ને દુષ્ટ પાણિયાં પાણી જોડે યુદ્ધ કરવા સજ્જ થઈ આ નવા હોદ્દા ઉપર દાખલ થયા.

તે જમાનાના બે મુખ્ય દોષો તુળજાભાઈમાં નહિ હતા. ન હતી મોટાઈ કે ન હતી ક્ષુદ્રવૃત્તિ. મજાક તો તેમની જ. સ્વભાવ–ચાંચલ્ય પણ તેમનું જ. ઝપાટો મારે પણ નિરૂપણ કરો તો તેમની જિહ્વા લાલન જ કરતી હોય. હસી હસાવે, ટોળ કરે પણ દુભાવે નહિ: જેમકે પંખી ઊડતું આવી, સર–સપાટીપર ચંચુપ્રહાર કરી ઊડી જાય. પ્રસન્નતામાં ખામી પડે, પણ તે ઉપર ખ્યાલ આવે તે પહેલાં તો પ્રસન્નતા તેવી ને તેવી કાયમ થઈ જાય. મારા માતામહ, તુળજાભાઈની હજાર કહાણીઓ અમને કહેતા ને હસાવતા.

મારા માતામહના માતામહ હિમ્મતરાય વૃદ્ધાવસ્થામાં મરણ પામ્યા હતા. શબને અગ્નિદાહ કીધા પછી સ્મશાનથી પાછા ફરતા જ્ઞાતિબંધુ જે ઘરમાં મોત થયું હોય તે ઘર સમીપ આવે ત્યારે બૂમ પાડીને રુદન કરે, તે રૂઢિ મુજબ જેમ વધારે ઘાંટો પાડીને રુદન કરે તેમ લાગણી વિશેષ ગણાય, તે ખ્યાલથી તુળજાભાઈ, મારા માતામહના મામા જમિયતરામનો હાથ ઝાલી બોલ્યાઃ 'જમિયતરામ! ખીર સેંચીનાં કરે તો રડવા ખૂબ લાગીશ હોં!' આવા ગમગીન સમયે પણ આવું સાંભળી કોને હસવું ન આવે?

તે જમાનામાં વૃદ્ધાવસ્થામાં કાળ થાય તો તે ભાગ્યશાળીને નસીબે એમ મનાતું, તેમાં વળી શોક શો કરવો? એક વેળા રંડાપામાં રીઢાં થઈ ગયેલાં અમરિતકુંવરને ગુસ્સામાં આમતેમ ફરતાં જોઈ તુળજાભાઈ બોલ્યા: "કેમ આજ બનવાંછ કે!" તુરત ઉત્તર મળ્યો: "હા, મૂઆની ક્યારની શોધ કરું છું પણ મળતો જ નથી. શાનો મળે?

સમસરા જાગી ને મશાલ છત્રી લઈ જાય એટલે દરકાર કોની!"

ઘડપણમાં વિધુર અવસ્થા પ્રાપ્ત થયેલી, તેથી તુળજાભાઈ ને હાથે રાંધવું પડતું. એક પ્રસંગે એકાએક માળે આવી પોતાની પાસે કાંપવા લાગ્યા. "કેમ ભા શું થયું?" હસીને ઉત્તર આપ્યો, "જોને આ નીચે રેલ આવી છે તે! કદી ઊભરાઈ જાય છે તે હું તણાઈ ન જાઉં?"

આ કદાવર બાંધાના પુરુષે છેલ્લે લગી નોકરી કરી. પુત્રને સારો પગાર મળવા લાગ્યો એટલે પોતાના જૂજ રળતરની આવશ્યકતા રહી નથી, એ ખ્યાલે એમને હરામખોરી સુઝાડી નહિ. પુત્રને સો રૂપિયાનો પગાર થતો જોયો. પુત્રવધૂને લક્ષ્મી સરખી ઘર દીપાવતી જોઈ. સુખ જોયું, આરામ જોયો.

કમળદલ ચારે તરફ મંદ મંદ હાસ્ય કરી રહ્યાં હતાં, તેવામાં તુષારનો સખ્ત પ્રહાર થયો. ગળામાં 'કેન્સર'નો કારમો રોગ લાગુ પડ્યો. "ના, ના, એક ક્ષણ–પળભર વિલંબ કર! સુંદર જીવન! તું અતિ પ્રિય છે" આમ એમનાથી કદાપે બોલાઈ પણ ગયું હશે. પણ તે અટક્યું રહે કેમ? હાસ્ય–ઊર્મિ ઉછાળતા, સાથેલાગો હાસ્યનો ચેપ પ્રસરાવતા, તુળજાભાઈ અવસાન સમીપ આવી પહોંચ્યા. બાળક પુત્રવધૂને પાસે બોલાવી કહ્યું: "બીશ મા હોં! આ ટોલ્લે બેસી રહીશ ને તને કનડનારને ખાઈ જઈશ." નવવધૂએ બહુ ચાકરી કરી. પોતે તો હંમેશ માફક શાળામાં ગયા હતા. પિતાની તબિયત કાંઈ વિશેષ બગડેલી નહિ હતી. એવામાં ખબર આવી કે હાલત બહુ બૂરી છે. શાળા છોડી ઘેર આવવા પોતે નીકળ્યા. ધોળા કૂવા સમીપ આવતાં માલૂમ પડ્યું કે સઘળું સમાપ્ત થયું છે. "થવા કાળ!" બધાએ આશ્વાસન કર્યું. પુત્ર ગામમાં જ પણ પિતાના મરણ સમયે પાસે નહિ!

જ્યારે મારે યુરોપ જવાનું ઠર્યું ત્યારે એમના પુરાણા મિત્રોએ કહેલું કે 'તમે વૃદ્ધાવસ્થામાં કેમ એને જુદો કરો છો?' ત્યારે ઝટ એમણે

ઉદ્દભવતાં જ તે દબાવી દઈ પૂરું ગણોત ઉઘરાવવું; એવા એવા અનુભવ તે વેળા થયેલા, તેથી કેવળ વ્યાજ ખાવાના હેતુથી "જમીનદારી" માં પડવા વિરુદ્ધ ત્યારથી જ પોતાને તિરસ્કાર થયેલો.

શહેરીઓએ 'જમીન'માં નાણું રોકવું નહિ, એમાં ભારે કડાકૂટ છે, આ પ્રતીતિ ત્યારથી જ થયેલી. મહાજનને વ્યાજ વધારવાની વૃત્તિ, ત્યારે ગણોતિયાને ગણોત મારવાની વૃત્તિ! ખેડૂતોમાં એવી એકતા હોય છે કે જમીન લીલામ કરાવો તો કોઈ વેચાણ નહિ લે. ખેતી સારી થાય નહિ, ને ખેડૂત બતાવવા માંગે કે જમીન નરસી છે. અર્થાત્ સૃષ્ટિમાં ખેડૂત કરતાં વધારે ઠગનારું ને ઠગાયેલું પ્રાણી ભાગ્યે જ કોઈ મળશે!

મારા માતામહે જમીન પાછળ સારું નાણું રોકેલું ને ખોયેલું, તેથી તેઓ વસિયતનામામાં લખી ગયા છે કે મારાં નાણાં જમીન પાછળ રોકશો નહીં. સુરજલાલ દેશાઈનો કાળ ઈ. સ. ૧૮૫૭ ની સાલમાં, તેમના જમાઈ તુળજાભાઈના મૃત્યુ પછી, થોડા સમયમાં ચોર્યાશી વર્ષની વયે થયેલો.

માતામહ જોડે ઓરપાડ ને તેની આસપાસનાં નાનાં નાનાં ગામડાંમાં પોતે ફરેલા, તેથી ગામડાંના જીવનનો સારો અનુભવ થયેલો. આથી સૃષ્ટિસૌંદર્ય સાથે ચિત્તનું સચોટ અનુસંધાન થયું. કુદરતનું ખેલાડીપણું ત્યારથી જોવામાં આવેલું. તેનું રહસ્ય, તનમનાટ, ઉગ્રતા, માર્દવ, સૌ પૃથક્ પૃથક્ સ્વરૂપ નિહાળેલાં. સુરતવાસીને આ અનુભવમાં ન્યૂનતા રહે છે તે ખામી પોતાનામાં ન આવી.

'કરણઘેલા'ના વાચક વર્ગને સ્પષ્ટ માલૂમ પડ્યું હશે કે તેમનાં વર્ણન માત્ર કલ્પિત ન હતાં, આંખ વસ્તુની મિત્રતા કરતી. વસ્તુ તેની સન્મુખ હૃદય–રહસ્ય ખોલી બેસતી. આ પ્રતિબિંબ, આ ચિત્ત–ચિત્ર, જ્યારે પાછું યાદ લાવી શબ્દ દ્વારા પ્રદર્શિત કરવામાં આવતું ત્યારે

એમ જ થતું કે અહા! કુદરતની શી નકલ કરી છે! * नष्टाशंका हरिणशिशवो मंदमंदं चरंति. આ કડીથી મહાન કવિ કાલિદાસે અર્થને સંવાદી પદલાલિત્ય, આશ્રમની શાંતિસૂચક જે ભાવ, ત્યાંની ખૂબી કહો તો ખૂબી, ત્યાંનું રહસ્ય કહો તો રહસ્ય, સૂચવ્યું છે, તે પ્રત્યક્ષ અનુભવ વિનાના પાંડિત્યકવિઓથી કદી લખાય છે? એ જ પ્રમાણે શબ્દ દ્વારા સૃષ્ટિસૌન્દર્યનો તાદૃશ ચિતાર ખડો કરવાની શક્તિ આ નાનપણના સચોટ અનુભવથી જ પોતાને પ્રાપ્ત થએલી.

'કરણઘેલા'ના પંદરમા પ્રકરણમાં જે સાયંકાળનું વર્ણન છે તે કેવું સચોટ છે? "ગાયો તથા ગોધા ચરીને મસ્તી કરતાં તથા રસ્તામાં કોટેકોટ ધૂળ ઉડાવતાં પાછાં ગામ તરફ આવતાં હતાં. ખેડૂતો પોતાના ખેતરોમાંથી થાકેલા પાકેલા ધીમે ધીમે ઘર તરફ આવતા હતા, તથા તેઓના બળદો રાતનો વિસામો ખાવાને ઘણા આનંદથી શીંગડાં ડોલાવતા તથા તેઓને ગળે બાંધેલા ઘૂઘરાનો અવાજ કરતા ચાલતા હતા. વખત ઘણો રળિયામણો લાગતો હતો. સૂર્યનારાયણ પશ્ચિમને દરવાજેથી જતા રહેવાની તૈયારીમાં હતા. આસપાસનાં ઝાડો તથા ફૂલોનો મંદ મંદ સુવાસ સઘળે પથરાઈ રહ્યો હતો, તેમાં માત્ર માણસની એદિકરાઈ કે ફૂવડાઈથી ઉત્પન્ન થતી દુર્ગંધ કોઈ વેળા ભળતી હતી. ગામમાં હરેક ઘરની સામે એકેક ઉકરડો હતો, તેમાં વર્ષોનાં વર્ષ થયાં છાણ વગેરે ઘણી ગલીચી એકઠી થયાં કરતી હતી, એ ઝેરના ઢગલામાંથી જે નાશકારક રજકણો હવામાં ઊડતાં હતાં, તેથી તેઓના આવરદામાં ઘણો ઘટાડો થતો હતો. પણ તે બીચારા પશુતુલ્ય પ્રાણીઓને એ વાતનું કાંઈ ભાન ન હતું. પોતાના દૈવ ઉપર પાકો ભરોસો રાખીને, જે થાય છે તે ઈશ્વરની તરફથી બને છે, એમ સમજી તેઓ સુખી અજ્ઞાન અવસ્થામાં પોતાના દહાડા કાઢતા હતા." સૃષ્ટિનું કેવળ સૌંદર્ય ને તેમાં મનુષ્ય મલિનતાનો ભેગ! દેવળદેવીની નિર્દોષ મૂર્તિ ને

---

* બધી શંકા દૂર થવાથી હરણાંઓ મંદ મંદ ફરતાં હતાં.

ઝેરીલી ભટાણીનાં ઉગ્ર રૂપનો મેળાપ ! આ સઘળું તે સમયના અનુભવનું પરિણામ. પણ આ વિષયનું વિવેચન આગળ જતાં કરીશું.

સિદ્ધનાથ મહાદેવની યાત્રા તો વારંવાર થતી. સૃષ્ટિની સૌ નિર્દોષ સ્વાભાવિક કેલીઓ જોયેલી ને તેની છાપ પડેલી. 'કરણઘેલા'ના સોળમા પ્રકરણમાં વેરાગી તથા બ્રાહ્મણ ધર્મશાળામાં ચલમ પીતા હતા, તેમણે જ્યારે કરણના પાણીમાં પડવાનો ધબકારો સાંભળ્યો ત્યારે વેરાગીએ જે ઉદ્દ્ગાર કર્યો છે તે કેટલો આબેહૂબ છે ! "વેરાગી ચલમ પીતાં પીતાં અટક્યો તે તેને કડવું ઝેર જેવું લાગ્યું. આવી રાતની વખતે કોણ અભાગિયો પાણીમાં પડ્યો ? કોઈ કૂતરો અથવા બીજું કોઈ જનાવર હશે. આ વખતે માણસ તો કોઈ નહિ હોય. ગમે તે હો તો પણ તેણે મારી ચલમનો તાલ ખોવડાવ્યો. હવે નશો ચઢવાનો નથી. આ ઢોરે બધો દહાડો ખરાબ કીધો. આજે સવારે કોઈ ચંડાળનું મોં જોયું હશે કે અમલ કરવામાં આવો અટકાવ થયો. એને મરવા દો. હું એને બચાવવા જવાનો નથી." પછી જ્યારે મડદું નીકળ્યું ત્યારે "વીત–રાગી" વેરાગીની ભીતિ કે રખેને અદાલત જવું પડશે ! ને જ્યારે તે સાજો થયો ત્યારે 'अहं ब्रह्म'નું જ્ઞાન આવવાની તેની તત્પરતા, આ બધાનો સરસ ચિતાર આ જ જમાનાના અનુભવથી ઉદ્દ્ભવેલો.

પોતાનાં માતુશ્રી, ગંગાલક્ષ્મી, ઘરઘેલાં, ઘરરખુ હતાં. કોઈ જોડે લપ્પન છપ્પન મળે જ નહિ. શરીરે ભારે બાંધાનાં હતાં. શ્યામલું પણ મામૂલી સુખ ન હતું. તેમાં માર્દવ, સ્નેહ, આપનિષ્ઠપણું તથા આર્જવ લખલખ કરી રહ્યાં હતાં. પોતાની સંતતિ ઉપર કઈ માતાને પ્રીતિ નહિ હોય ? પણ એમના હૃદયસ્રોતને બીજે વહેવાનો માર્ગ નહિ એટલે બધો ઢળતો તે એકાકી પુત્ર ને બે પુત્રી પર જ.

તે સ્વભાવે ખરાં હતાં. કામગરાં તો અથાગ. ગરીબ ઘરમાં ઠીકઠાક રાખવું, એ કાંઈ સહેલું નથી. આ વ્યવસ્થામાં તેમના દેશાઈ

આપના ઘરની "હોની હૈ" બાદશાહી આવતી નહીં. તેમનામાં પિયેરની મોટાઈ હતી નહિ. દેશાઈની પુત્રી–તે પણ વળી કરજમાં નહિ ડૂબેલા, વાર્ષિક છસેં રૂપિયાના વતનદાર દેસાઈની એકાકી પુત્રી–એક ગરીબ મહેતાને ઘેર વરેલી, પણ ગરીબ ગાય જેવી હતી.

ગંગાલક્ષ્મી ધીરાં ને તબિયત શાણી;
નર્યું જાણે પોષ માસનું પાણી.

આવું કોઈએ જોડકણું ગાયું હતું.

એકાકી પુત્ર ઉપર પ્રીતિ તો હોય જ, પણ તે બહાર દેખાડવી કે નહિ, તે તો સ્વભાવ ઉપર આધાર. પોતે કહેતા : "મારી મા પ્યાર પ્રદર્શિત કરવામાં હમેશ ખંચાતી. એક તો પાછળ પડતો સ્વભાવ. બીજી અસ્પષ્ટ ભીતિ કે રખે તે કોમળ મૃદુ કુંપળને ગાઢ ચુંબન કે આલિંગન દેતાં તે મ્લાન પડી જાય, રિસાઈ જાય, દેવતાઓ અદેખાઈ કરે ને પામરનું સુખ છીનવી લે !

'છોકરાં કોનાં' એ પ્રશ્નના ઉત્તરમાં 'તાપી માતાનાં' એમ ઘણી માતા કહેતી. કેટલીએક તો પોતાને કેટલાં છોકરાં છે, તે કદાપિ ગણતી નહિ. ગ્રીસમાં જે 'પ્થોનોસ' ( Pthonos ) નો ખ્યાલ હતો તે પણ આજ પાયાપર રચાયેલો હશે.

હિંદની માતાઓ બાલ્યકાળમાં ઢીંગલા–ઢીંગલીથી કદી રમવા પામતી નથી, ને પામે છે તો જેટલા અવસર લગી રમવું, ખેલવું, મોટાનું અનુકરણ કરવું, ભવિષ્યના જીવનનું વર્તમાનમાં મનભરીને પૂર્વાસ્વાદન કરવું, એ સ્વાભાવિક છે, તેટલા અવસર લગી પામતી નથી. આને અભાવે વીસ વર્ષ પહેલાં જે સંતતિ થાય છે તેની જોડે માતા ખેલે છે.

"મારી જોડે પણ મારી માતા ખેલેલી" એમ પોતે કહેતા. "મારી ઉમ્મર ચાર વર્ષની તો થઈ ન હતી, તે પહેલાં મારું વેવિશાળ

મારી ભવિષ્યની ભાણેજવહુની મા જોડે કરી દેવામાં આવ્યું હતું. કન્યા એકાદ વર્ષ મારાથી મોટી પણ હશે. પુત્રવધૂને ઘેર આવતી જોઈ મારી માતાનું મોં મલકાઈ ગયું. અમારે ગરીબને ઘેર એકદમ કન્યાબાઈ આવ્યાં, આ ખ્યાલથી તેની છાતી ઊંચી આવતી.”

ઢીંગલાઢીંગલીને બાળાઓ રમતમાં પરણાવે છે, તે પ્રમાણે પોતાનાં મોટાં બહેન જશોદાગૌરીનું લગ્ન સાત વર્ષની વયમાં મનમથરામ મહેતા જોડે થએલું. નીચેની વંશાવળી ઐતિહાસિક દૃષ્ટિથી પણ ઉપયોગી છે.




ગણેશરામ મહેતા નવાબીમાં નાયબ–દીવાન હતા. જ્યારે કિરપારામ મહેતાએ ત્રણસેં રૂપિયાનું માસિક ‘પેન્શન’ અંગ્રેજ સરકાર પાસેથી ઈ. સ. ૧૮૦૦ માં સ્વીકાર્યું ત્યારે એમણે, પચીસ વર્ષની વયમાં, જમાનાના ઢંગની વિરુદ્ધ, આ વચન ઉચ્ચારેલું : “માલિકની સત્તા છીનવી લેવાય તેમાં અંતરાય ન નાંખવા માટે કાંઈ પણ * મુસારો અંગ્રેજ આપે તે લઈ તેને અનુકૂળ થવું તે તો નિમકહરામી જ.” આવા વિચારથી પ્રમાણિકપણું જળવાયું ખરું પણ ઘરની ગરીબી ઓછી ન થઈ, ને સો રૂપિયાનું ‘પેન્શન’ ખોયું. સત્તાવીશ વર્ષની ઊગતી વયે તેમનો કાળ થયો.

કિરપારામ મહેતા ઘણા બાહોશ પુરુષ હતા. એમણે સમયને અનુસરી વર્તન કર્યું. નવાબી કાયમ રહે એમ હતું નહિ, તો પડતાને

---

* પગાર

ખડું ન રાખતાં, પતનકલેશ કમ થાય તે માટેની સારી શરતો હાંસિલ કરવામાં માલિક તરફ વફાદારી ગણાઈ ને આજ સેવાની પરાકાષ્ઠા સમજાઈ. ગવર્નર ડંકનનાં લખાણ ઉપરથી માલૂમ પડે છે કે કિરપારામ મહેતાએ ખેંચપકડ બહુ કરેલી ને તેમને જે 'પેન્શન' મળ્યું તે પ્રાપ્ત કરવા તેમણે મરજી નહિ બતાવેલી. એમનો ફારસી ભાષાનો અનુભવ કામ આવ્યો હશે, ને મુસારો મંજૂર કરતા પહેલાં મન વાળ્યું હશે કે

*એઝર! તુ ખુદાનીસ્ત વ લેકિન બખુદા.
સત્તારે ઉયૂબ ઓ કાઝી ઉલ હાજાતી.

આવા બુદ્ધિશાળી અમલદારોનું લોહી મનમથરામ મહેતાની રગોમાં વહેતું હતું, પણ વીસ રૂપિયાની કારકુની ઉપરાંત તેઓ આગળ વધ્યા નહોતા. તેમની સંતતિમાં ખાનદાની કુશાગ્ર–બુદ્ધિ હાલમાં આવિર્ભૂત થઈ છે. પોતે કહેતા કે "એક પગથિયું ચૂકી જઈ બુદ્ધિદેવી નીચલાં પગથિયાં પર પગ મૂકી દે છે" તેનું આ ઉદાહરણ છે.

જશોદાગૌરીને પોતાના નાનાભાઈ (જેમને એ જ નામથી તે બોલાવતાં) ઉપર માતાતુલ્ય પક્ષપાત હોય એમાં શી નવાઈ! ભાઈનો પણ મોટી બહેન ઉપર અથાગ પ્રેમ હતો. મારી માતુશ્રી જોડે પોતાનું લગ્ન સાચવામાં અમારાં આ જ ફોઈએ આગળ પડતો ભાગ લીધો હતો. તેમના બે હોનહાર પુત્રોને કેળવણી સંપાદિત કરાવવામાં મામાએ બહુ ઉત્સાહ, તથા લગ્ન કરાવવામાં ને ઘર માંડી આપવામાં મામીએ હોંસ બતાવેલી. ઈ. સ. ૧૮૬૫માં માત્ર છત્રીશ વર્ષની વયે દુષ્ટ 'કૉલેરા'ની બીમારીથી તે મરણ પામ્યાં.

આ ભલાં, હોંસીલાં, ખરા સ્વભાવનાં બાઈને પોતાના નાનકડા પુત્રોને છોડી જગતની માયાને રામરામ કરી જતાં, બહુ ખેદ થતો

---

* ઓ જર! તું ખુદા નથી, તો પણ ખુદાને નામે ખરે જ તું એબોને ઢાંકવાવાળો અને જરૂરિયાતને દૂર કરવાવાળો (કાપનાર) છે.

હતો. આ વેળા પોતે બહુ જ પ્રીતિથી તેમને વચન આપ્યું કે "હું ભાણેજની દેખરેખ રાખીશ." મહાન વ્યાધિમાં ગ્રસ્ત થયેલી જુવાન બહેન એમના જ હાથમાં મરણ પામ્યાં. એ તો સર્વને વિદિત છે કે ભાણેજોની બધી રીતે ખાતરદારી કરવામાં પોતે ઊણા નહિ ઊતર્યા.

ગંગાલક્ષ્મીને, પોતાના પુત્રની દશ વર્ષની વયે, મોટું દુઃખ આવી પડ્યું. પુત્રવધૂની વય બહુ મોટી થઈ ગયેલી. મહેતાના ઘરમાં દ્રવ્ય ઝાઝું મળે નહિ. દેવું તો ન હતું, પણ દેવું એ તો ગજાવાળો જ કરે એ ન્યાય અનુસરીને વધૂ-માતાએ વિવાહ ટાળ્યો ને મુનશીના કુટુંબમાં લગ્ન કર્યું. માતાને ભ્રાંતિ પેઠી કે પુત્ર પરણ્યા વિનાનો રહી જશે. બહુ વ્રત કર્યાં ને માનતા પણ લીધી હશે.

"મને તે અવસર સ્પષ્ટ યાદ આવે છે," પોતે કહેતા, "માતા-પિતાને અથાગ માઠું લાગ્યું. મને કાંઈ દુઃખ ન હતું. હું બાળક હતો. ભૂતકાળ ઉપર દૃષ્ટિ નાંખતાં, હવે મને ખુશી થાય છે કે મારી કલમ તે વેળા કપાઈ ગઈ. મારું લગ્ન જો તે બાઈ સાથે થયું હોત, તો ગૃહસંસાર વહેલો માંડવો પડત, નોકરી લેવાની ફરજ પડત, ભણાત નહિ ને જલદી, ઘાંચીના બેલ માફક, દુનિયાની ઘાણીમાં પલોટાઈ જવું પડત. પછી કારકુનીમાં જીવન વ્યતીત કરી નવલરામ જોડે ગાવા લાગત:
"ભણ્યા નથી પણ પરણ્યા છિયેં ધનમાં આ ઊભા ધાડો રે!"

હિંદ દેશમાં સરખી વયની કન્યા સાથે વિવાહ ન કરવો જોઈએ. પુત્રી ૧૪થી ૧૮ વર્ષની ને પુત્ર ૨૦ થી ૨૬ વર્ષનો થાય એ અરસામાં એમનાં લગ્ન કરવાં. નહિ તો સરખો કાળ જતાં સ્ત્રી વૃદ્ધ થાય છે. પુરુષમાં પળિયાં આવતાં વાર લાગે છે ને ઘડપણ મોડું આવે છે. વળી ગૃહસ્થાશ્રમની અગત્યતા જ્યાં લગી માલૂમ ન પડે ત્યાં લગી લગ્ન થવું જ ન જોઈએ. તે પહેલાં લગ્ન થાય તો તે આશ્રમ માટે તીવ્ર અભિલાષા રહેતી નથી, ને તેથી વણમાગેલું ફળ મળતાં તેની કીમત ઓછી થાય છે.

પોતાનો વિવાહ છંડાયા પછી પાછો વિવાહ મળતાં વાર ન લાગી. ઉપર જે વંશાવળી આપી છે તે ઉપરથી જણાયું હશે કે, જશોદાગૌરી કાંટાવાળાને ત્યાં પરણ્યાં હતાં. તે કુટુંબના વિદ્યારામ મહેતાની પુત્રી ઉપર–એટલે પોતાના પિત્રાઈ જેઠની પુત્રી ઉપર–તેમની આંખ પડેલી. પુત્રીના પિતામહ વગેરેએ તેનો વિવાહ દીવાનજીના કુળમાં કરવા ધારેલું. આત્મારામ દીવાનજીને માટે મોતીરામ મહેતાએ મોટાઈમાં જમાનત 'આપેલી ને તેને અંગે કરજ કાઢી નાણાં આપવાં પડેલાં. કરજ તો પાછું મળવાનું નથી તો ત્યાં કન્યા આપી એમનું પેનશન તો ભોગવે, એ જ તેમના મનમાં ખ્યાલ' વસ્યો હતો.

મારાં માતામહી ઓચ્છવલક્ષ્મી, દેશાઈ ઓચ્છવલાલનાં દીકરી હતાં. આ કુટુંબની સમૃદ્ધિ સર્વોત્કૃષ્ટ ગણાતી. સુરજલાલ દેશાઈના દૌહિત્રને પોતાની દૌહિત્રી આપવી, એવો એમનો આગ્રહ હતો. મોતીરામ મહેતાએ હજાર વાંધા ઉઠાવ્યા. "તુળજાભાઈનું ખાનદાન ક્યાં ઊંચું છે? નંદશંકર અંગ્રેજી ભણે છે ને શાસ્ત્રોક્ત આચરણ ક્યાં કરે છે?" મોસાળિયાં અડધા વિવાહના માલિક એમ ગુજરાતમાં ગણાય છે, પણ આ વેળા તો પૂરા વિવાહના કર્તા બન્યાં ને ચાર વર્ષની વયે મારી ભવિષ્યની માતુશ્રીનું વેવિશાળ પોતા જોડે થયું.

તે વેળા પોતાની ઉમર સોળ વર્ષની હતી. ગંગાલક્ષ્મીનો હર્ષ માયો જાય નહિ. પુત્રવધૂને સાક્ષાત્ લક્ષ્મી માફક પૂજતાં ને ઢીંગલી માફક રમાડતાં. મારી માતા કહે છે કે "પહેલે દહાડે હું સાસરે ગઈ ત્યારે મારાં સાસુજી મને કેડે લઈ બધા મહોલ્લાવાળા કને મલકાતે મોંએ ગયેલાં તથા ઊછળતે હૈયે નાની વહુ સૌને બતાવેલી." લગભગ એકવીશ વર્ષની વયે, જ્યારે મારી માતા નવ વર્ષ ઉપરાંતની હતી ત્યારે, એમનાં લગ્ન થયેલાં. આ લગ્ન કરવામાં મારા માતામહનો આગ્રહ હતો, પણ બાપથી એટલા દબેલા રહેતા કે કાંઈ બોલાતું નહિ. મારા પિતા

તરફથી તેમના મિત્ર દોલતરાયજીએ બહુ કોશિશ કરેલી, ને એટલે લગી મોતીરામ મહેતાને વચન આપેલું કે "નંદશંકર નાસ્તિક નથી, માત્ર સંધ્યાપૂજા કરવાને બદલે અભ્યાસ કરે છે; એને તે ઉપર કાંઈ તિરસ્કાર નથી ને જોજો હું એને સંધ્યાયે શીખવીશ." દોલતરાયજી હસતાં હસતાં કહેતા કે "માસ્તરે (મારા પિતા આ જ નામથી ઓળખાતા) સંધ્યા પણ આરંભેલી, પણ તે પાંચ મિનિટની: ને તેથી વડસસરા ખુશ પણ થયેલા."

કરણઘેલાના અગિયારમા પ્રકરણમાં દેવળદેવી બાબત જે લખ્યું છે, તે પોતાના લગ્ન સંબંધી વાત સાંભળ્યા પછી મને ઘણીવાર થતું કે જાત–અનુભવથી તો નહિ લખ્યું હોય ? નિર્મળ પણ જુસ્સાદાર લાગણીથી ભરપૂર આ લખાણ છે. મોટી ઉમરનાં લગ્નની તરફેણ કરતો આ ફકરો મને ઘણો જ પસંદ આવે છે. આ વિષય ઉપર કોઈ અન્ય પુસ્તકમાં પણ લખાયું હશે તો તેમાંનું સારામાં સારું પણ આની આગળ પાણી ભરે છે. "જગતના ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે કે જે લોકોમાં સ્ત્રી–પુરુષ બાલ્યાવસ્થામાં લગ્ન કરતાં નથી, જેઓમાં કન્યા ગાય–ઢોરની પેઠે જેને આપે તેના હાથમાં જતી નથી, જેઓમાં સ્ત્રીપુરુષનો લગ્ન જેવો પવિત્ર સંબંધ સામાન્ય માલની ખરીદી પેઠે માલ વેચનાર તથા ખરીદનારની વચ્ચે થતો નથી, જેઓમાં લગ્નની છૂટે નહીં એવી ગાંઠ બન્ને પક્ષની રીતભાત, ગુણ, સ્વભાવ, વગેરે પર કાંઈ પણ લક્ષ ન આપતાં બાંધવામાં આવતી નથી, જેઓમાં સ્ત્રીપુરુષો કેટલીક મુદ્દત સુધી એક બીજાનો સ્વભાવ તથા યોગ્યતા જુએ છે, તથા જેઓમાં બન્નેની રાજીખુશીથી તથા બન્નેના માબાપની કબૂલાતથી લગ્ન કરવામાં આવે છે, તેઓમાં કોઈક વખત એવું બને છે કે કોઈ ગરીબ સ્થિતિનો જુવાન કોઈ શ્રીમંત અથવા તેનાથી ચઢતી સ્થિતિની કન્યા સાથે પ્રીતિ બાંધે છે; પણ એટલું તો ખરું કે જ્યાં સુધી તેની અવસ્થા ગરીબ રહે ત્યાં સુધી તે કન્યાનો પ્યાર તેના ઉપર ગમે તેટલો

પોતાનો વિવાહ છંડાયા પછી પાછો વિવાહ મળતાં વાર ન લાગી. ઉપર જે વંશાવળી આપી છે તે ઉપરથી જણાયું હશે કે, જશોદાગૌરી કાંટાવાળાને ત્યાં પરણ્યાં હતાં. તે કુટુંબના વિદ્યારામ મહેતાની પુત્રી ઉપર–એટલે પોતાના પિત્રાઈ જેઠની પુત્રી ઉપર–તેમની આંખ પડેલી. પુત્રીના પિતામહ વગેરેએ તેનો વિવાહ દીવાનજીના કુળમાં કરવા ધારેલું. આત્મારામ દીવાનજીને માટે મોતીરામ મહેતાએ મોટાઈમાં જમાનત આપેલી ને તેને અંગે કરજ કાઢી નાણાં આપવાં પડેલાં. કરજ તો પાછું મળવાનું નથી તો ત્યાં કન્યા આપી એમનું પેનશન તો ભોગવે, એ જ તેમના મનમાં ખ્યાલ વસ્યો હતો.

મારાં માતામહી ઓચ્છવલક્ષ્મી, દેશાઈ ઓચ્છવલાલનાં દીકરી હતાં. આ કુટુંબની સમૃદ્ધિ સર્વોત્કૃષ્ટ ગણાતી. સુરજલાલ દેશાઈના દૌહિત્રને પોતાની દૌહિત્રી આપવી, એવો એમનો આગ્રહ હતો. મોતીરામ મહેતાએ હજાર વાંધા ઉઠાવ્યા. "તુળજાભાઈનું ખાનદાન ક્યાં ઊંચું છે? નંદશંકર અંગ્રેજી ભણે છે ને શાસ્ત્રોક્ત આચરણ ક્યાં કરે છે?" મોસાળિયાં અડધા વિવાહના માલિક એમ ગુજરાતમાં ગણાય છે, પણ આ વેળા તો પૂરા વિવાહના કર્તા બન્યાં ને ચાર વર્ષની વયે મારી ભવિષ્યની માતુશ્રીનું વેવિશાળ પોતા જોડે થયું.

તે વેળા પોતાની ઉમર સોળ વર્ષની હતી. ગંગાલક્ષ્મીનો હર્ષ માયો જાય નહિ. પુત્રવધૂને સાક્ષાત્ લક્ષ્મી માફક પૂજતાં ને ઢીંગલી માફક રમાડતાં. મારી માતા કહે છે કે "પહેલે દહાડે હું સાસરે ગઈ ત્યારે મારાં સાસુજી મને કેડે લઈ બધા મહોલ્લાવાળા કને મલકાતે મોંએ ગયેલાં તથા ઊછળતે હૈયે નાની વહુ સૌને બતાવેલી." લગભગ એકવીશ વર્ષની વયે, જ્યારે મારી માતા નવ વર્ષ ઉપરાંતની હતી ત્યારે, એમનાં લગ્ન થયેલાં. આ લગ્ન કરવામાં મારા માતામહનો આગ્રહ હતો, પણ બાપથી એટલા દબેલા રહેતા કે કાંઈ બોલાતું નહિ. મારા પિતા

પહેલું સુખ તે જાતે નર્યા;
બીજું સુખ ઘેરે દીકરા.
ત્રીજું સુખ તે ઘરમાં જાર;
ચોથું સુખ સુલક્ષણા નાર.

આ પ્રમાણે પોતાને શારીરિક સુખ, સંતતિસુખ, પૈસાટકાનું સુખ ને સૌથી ઉત્કૃષ્ટ સુલક્ષણાનું સુખ પ્રાપ્ત થયેલું હતું.

લગ્નના સુખ પછી માતાની ઘેલાઈ લાંબો કાળ લગી પહોંચી નહિ. "આ સુખ મારા જેવીને છાજે?" આમ જ તે સાદી, કાંઈક વહેમીલી બાઈ બોલતાં. એક દિવસે છોબંધી પરસાળમાં તેઓ પડી ગયાં. ચોમાસું હતું એટલે લપસણું તો હોય જ. પગમાં માત્ર છોડિયું વાગ્યું. લોહી નીકળ્યું. જાળું મારી દીધું. દહાડા જતાં ત્રાડ બહુ વધ્યો એટલે દીનાભાઈ વૈદ્યને બોલાવ્યા.

દીનાભાઈને તો આંખે સૂઝતું જ નહિ; પછી દિન હો કે રાત, પણ વૈદકમાં વળી જોવાની શી જરૂર છે? ચિકિત્સા તો નાડીના સ્પર્શે થાય, ને હકીકત કાને સંભળાય. તેમણે કાંઈ લગાડવાની દવા આપી ને પાટો બંધાવ્યો. પાણી તો અડકાડાય નહિ તેથી ઘા ધોવાયો નહિ. પાટો પણ સાત દિન લગી ખોલવો નહિ. ચાર દિવસમાં સઘળું ગંધાઈ ઊઠ્યું. પછી દીનાભાઈ શું કરે? હાથ ધોઈ બેઠા ને પોતાને માતુશ્રીના જીવનની આશા મુકાવી. ધનુરનો દુષ્ટ રોગ થઈ ગયો.

ધ્રૂજતે અવાજે પોતે કહેતા કે "મારી મજબૂત બાંધાની માતાના શરીરમાં એટલા તો જોરથી તાણ આવતી કે તદ્દન કમાન વળી જતી. મને તો ભીતિ થતી કે રખે બધા સ્નાયુ એના તૂટી જશે. ચોવીસ કલાક લગી હું માતા પાસે બેઠેલો ને બેઠેલો રહ્યો. બધા પ્રયત્ન નિષ્ફળ નીવડ્યા ને તે ચાલતી થઈ. છત્રીશ વર્ષની વયે અકૃતકૃત્ય, આ શાંત વાત્સલ્યમય મૂર્તિ, લોપ થઈ ગઈ. મને એટલી વ્યર્થ નિરાશા ઉત્પન્ન

હોય તો પણ તેની સાથે પરણવાની જરા પણ ઉમેદ તેને હોતી નથી. તે કન્યાના માબાપ એવા ગરીબ માણસની સાથે તેને ડહાપણ ભરેલા વિચારથી, અથવા તો અહંકારના બળથી, પરણાવતાં નથી. તેમ પેલો પુરુષ પણ તેવી અવસ્થામાં તેને પરણીને પોતાની સાથે તેને દરિદ્રતાના દુઃખમાં નાખવાને ચાહતો નથી. તે કુમારિકા ઉપર તેને એટલી બધી પ્રીતિ હોય છે કે પોતાના સ્વાર્થને તથા તુરતના સુખને એક બાજુ પર મૂકી તે તેને એવો દિલાસો આપે છે કે હું જાતે ઘણો શ્રમ કરી કોઈ ઊંચી જાતનો ધંધો શીખીશ અને જ્યારે હું મારા પોતાના બુદ્ધિબળે કરીને આ દુનિયામાં પંકાઈશ, અને દ્રવ્ય મેળવીશ, ત્યારે જ હું તારા બાપ પાસે તને વરવાની રજા માગીશ. એવો શુભ પ્રસંગ આવતાં વર્ષોનાં વર્ષો વહી જાય તો પણ તેમાં શી ચિંતા? તે મધ્યરાત્રે દીવા આગળ બેસી અભ્યાસમાં જ તલ્લીન થયો હોય તે વેળા તેની પ્રાણપ્રિયાનું ચિત્ર તેની આંખ આગળ જ પ્રકટ થાય છે, અને જ્યારે તે અભ્યાસના શ્રમથી, પૈસાની તંગીથી, તથા બીજી ઘણી મુસીબતોથી કંટાળી જઈ ધારેલું કામ મૂકી દેવાનું મન કરે છે, ત્યારે તે પ્રેમમય મૂર્તિ તેને ઠપકો દેતી હોય તેમ તેની સામું જુએ છે તથા 'ધીરજ' 'ધીરજ' એવા મીઠા શબ્દ બોલે છે. તેને જે જે અડચણો નડે, તે બીજા લોકોને ગમે તેવી વિકટ તથા દુસ્તર લાગે તો પણ તેના અંતઃકરણના સિંહાસન ઉપર બિરાજેલી દેવીની આરાધનાથી તથા કામના મંત્ર વડે તે સઘળી ફૂંક મારવાથી ઊડી જાય છે." શું આ વેણ પોતાના જાત-અનુભવમાંથી નથી સ્ફુરાયું?

તેમના મિત્ર નર્મદાશંકર આ બાબતમાં સુખી ન હતા. તેઓ નાનપણમાં પરણેલા, ભણતર પૂરું ન થયું તેટલામાં સુરત ઘર માંડવા આવવું પડેલું. સ્ત્રી જોડે ચોકઠું બેસતું નહિ આવેલું. તેનો કાળ થયેલો. સાત વર્ષ લગી વિધુર રહેવું પડેલું ને તે સમયમાં કુછંદ વૃત્તિનો ચેપ લાગેલો.

સમજતા, પણ જમીન વાટે મળેલાં એપીરસને જંગલી દૂર મુલ્ક ગણતા. તેમ જ લાંબી ખુશ્કી સફર બાદ સુરત પછીની નૌકાગતિ બહુ ત્વરાયમાન, સહિસલામત લાગતી.

સુરત મોગલ સલ્તનતનું સૌથી વિશાળ બંદર, બાબુલમક્કા કહેવાતું, એટલું જ નહિ પણ ×બાબુત્તિજારત ગણાતું. પોર્ટુગીઝ, વલંદા, ફ્રેન્ચ, ઓસ્ટ્રીયન, સ્વીડ, અને અંગ્રેજ વ્યાપારીઓ અહીં જ પહેલવહેલા આવ્યા: કોઠીઓ સ્થાપીને વ્યાપાર માર્ગે રાષ્ટ્રીય પગપેસારો પણ કરવા માંડ્યો. જે દિલ્હી માટે કહેવાયું છે તે જ સુરતને લાગુ પાડી કહી શકીએ. "યહી ચમન હૈ, વ લેકિન પંખિયાં અપની અપની બોલી બોલકે *પરવાજ કર ગયે."

અંગ્રેજનો તરાનો સૌથી લાંબો પહોંચ્યો, ને મહુવરના નાદથી જેમ નાગ ઘેલો બની ડોલે છે તેમ સમસ્ત હિંદની પ્રજાને તેમના ગાયને નચાવી.

સુરતવાસીઓ બહારથી આવેલા વ્યાપારી જોડે સૌથી પહેલા મળ્યા. તેમના સુખદુ:ખના ભાગીદાર પરદેશી થયા. માલ લદાવવો-લદાવવાનો માલ તૈયાર કરાવવો, આવેલો માલ વેચવો, આ બધું કામ સુરતના દલાલોને હાથ પડ્યું. તેઓ માલદાર થઈ ગયા. મોજશોખ વધી પડ્યો ને સાથેલાગી સુરતની રૌનક વધી. "જીવ્યા કરતાં જોયું ભલું" આ કહેવત સુરતવાસી શોખીન જીવડાઓની અવગણના કરવામાં વપરાય છે. તે વેળા આ ખ્યાલ નથી આવતો કે એ તો એમના અનુભવાર્થી સાહસિક સ્વભાવની પ્રશંસા છે.

બારેક વર્ષ ઉપર સુરત નાગર-સમિતિએ રા. ગોવર્ધનરામભાઈને એકાદ બોધદાયક વિષય પર વ્યાખ્યાન આપવા બોલાવેલા. પોતે અધ્યક્ષ-સ્થાને બેઠેલા. આવેલા સાક્ષરશ્રીએ સુરતના જુદા જુદા ન્યાતીલાના ધર્મો વિષે વ્યાખ્યાન આપેલું ને તેમાં સુરતને વેનીસની ઉપમા આપી હતી.

---

× વેપારનો દરવાજો. * ઊડી જવું તે.

કન્યા પરણતી ત્યારે સુરતની રસિક નારીઓ ગાતી કે ' હોરમઝગઢથી મોતી મંગાવો. સિંહલદ્વીપથી મોતીડાં મંગાવો.' ' સોનું તો ખાસ લંકાનું જોઈએ.' " જે જાય જાવે તે ફરી ન આવે, ને આવે તો પરિયાના પરિયા ચાવે તેટલું લાવે."

સુમાત્રાનું આચીન નામનું પુરાણા વખતથી વ્યાપારનું મથક હતું. ત્યાંથી તેજાના આવતા ને કાપડ લેવાતું. ઈરાની અખાત અને ખંભાતનો અખાત તો નાવ–સેતુથી જોડાઈ ગયા હોય એટલો ધમધોકાર વ્યાપાર તે વચ્ચે ચાલતો. યુરોપ ખંડ–" એશિયા માઈનર "–વાટે હિંદનો માલ લેતો તથા પોતાનો માલ ત્યાં મોકલતો. આ પ્રાન્તનો જ આદમી મોઝામ્બિકમાં રખડતો હતો, તેણે વાસ્કો–દ–ગામાને કાલિકટનો માર્ગ બતાવ્યો.

ટૂંકમાં સુરતના લોક સાહસી, ઉદ્યમી, કાર્યકુશળ, રસીલા, ખંતીલા હતા.

આવી જ ભૂમિમાં એ વીરલો પાકે કે જેણે " યા હોમ કરીને પડો ફતેહ છે આગે " એમ ગાઈને આગળ ધસનારી દેશપતાકા ઉડાવી હતી. આજ પણ દિલ્લી દરવાજો યાદ દેવાડે છે કે × ' અગરચે દિલ્લી દૂર અસ્ત દુશ્વારનીસ્ત.' બરહાનપુરી ભાગોળ તો વ્યાપારનો માર્ગ બતાવે છે. જ્યારે મકાઈ ભાગોળનું નામ જ લેતાં મક્કા શરીફના યાત્રાળુનો ચિતાર ખડો થાય છે.

જેવું અરબસ્તાનમાં જદ્દા છે તેવું આ બાજુએ સુરત હતું. ઉત્તર હિંદુસ્તાનના + ગરદાથી ધવાયેલો મુસ્લિમ જ્યારે તાપીમાં નાહી નવાં વસ્ત્ર સજતો ત્યારે એવી ધાર્મિક લાગણીથી કહેતો કે : ' હવે તો પાક જગાના આંગણમાં આવ્યા.' માત્ર પાણીનો રેલો જ વચમાં પડેલો છે. ' જમીન છોડે છે ' ' વારિ જોડે છે ' આ ન્યાય પુરાતન વખતથી ચાલતો આવ્યો છે. ગ્રીસ દેશના લોક ફિનીશિયન કિનારાને પોતાનાં પરાં

× દિલ્લી દૂર છે છતાં ( પહોંચવું ) મુશ્કેલ નથી. + ધૂળ.

પારસીઓ આ કળામાં એક્કો ગણાતા ને સેંકડો યુરોપવાસીઓએ હજારો ખાંડીનો બોજો ઉઠાવી શકનાર સુરતમાં બનેલાં વહાણોની તારીફ કરી છે. સુજ્ઞ વાંચનારને શોખ હોય તો મુકરજી કૃત "હિંદનું નૌકાયાન" નામના પુસ્તક ઉપરથી તેમને ઘણી હકીકત મળશે.

આ બાબત અહીં પડતી મૂકી જાત-સંસ્કાર ઉપર કાંઈક વિવેચન કરીશું.

પોતાના જીવનનો પહેલવહેલો બનાવ જે પોતાને સચોટ યાદ હતો તે સુરતની 'સાડત્રીશી' આગ હતી. ઈ. સ. ૧૮૩૭ ની ૨૪ મી એપ્રિલને સોમવારે પાછલા પહોરના પાંચ વાગતે એક પારસી વ્યાપારીના ઘરમાં ઊકળતા ડામરમાંથી તે આગ શરૂ થઈ હતી. મકાનના માલિકની સમૃદ્ધિ ઉપર ઈર્ષ્યા હોય કે પછી પારસીઓની અગ્નિ શાંત કરવા તરફની અશ્રદ્ધા હોય, જે હોય તે ખરું પણ આગ શરૂથી જ છંટાઈ નહિ. પછી તે કાબૂમાં કેમ રહે? થોડીવારમાં ત્રણ માઈલના ઘેરાવામાં અગ્નિદેવતા પ્રસર્યા. પચાસ માઈલ સુધી રાત્રિએ ભડકા દેખાયા. મંગળવારે સવારથી નૈઋત્ય કોણમાંથી વાયુ ફુંકાયો. આગ ચારે બાજુએ ધાઈ. અંબામાતાનું તે અરસામાં કંઈક અપમાન થયેલું. તે સિંહાસન છોડી ચાલતાં થયાં, તે એક મૂર્ખ પૂજારીએ જોયાં. આગના ગોળાનું પૂછવું જ શું? મંગળવારે મધ્યાહ્ને અગ્નિદેવતાની કેલી ટોચે પહોંચી. ખૂબ નાચ્યા, કૂદ્યા, ખેલ્યા, ને પછી તૃપ્ત થયા હોય તેમ પોતાની આંચ કમ કરવા લાગ્યા. બુધવારે સવારે આ ભયાનક વહ્નિ શાંત થયો. સેંકડો બૈરાંઓ ઘરમાં જ બળી મૂઆં હશે. કંઈક જાન બચાવવા જતાં પોતીકી જાન ખોઈ હશે. માલ બચાવવા માટે જાન ખોનાર તરફ કોઈ દિલસોજી બતાવતું નહિ. તો પણ જીવનથી અધિકતર પ્યારી મતા છોડી કેટલાકથી ન અવાયું તે બળી મૂઆ.

મારા માતામહ એમની રસિક શૈલીમાં આ બયાન પૂર આવેશમાં કરતા ત્યારે અમને એમ જ લાગતું કે અમે પણ તે આગની ખરાબી

એડ્રીએટિકનાં આસ્માની વારિધિમાં કેલિ કરતી, વેનિસ સુંદરી વ્યાપાર દ્વારા જ સાહસિક સુકુમાર અને સુલક્ષણા બનેલી.

પોતે કહેતા કે અમાનતને ઘણો સમય વીત્યા બાદ પણ + સિપુર્દીને પાછી સમર્પણ કરવા તત્પર બનેલી ગરીબ બ્રાહ્મણીએ વ્યાપારના મૂળરૂપ આર્જવનું બીજ રોપ્યું. તે જ દિયાનતદારીના ખડક ઉપર સુરતની જાહોજલાલીનો કિલ્લો બંધાયેલો. તે જ્યાં લગી પ્રમાણિકપણાનો આગ્રહ રહ્યો, ત્યાં લગી અપરાજિત રહ્યો. ચિત્ત અને ચિત્તનું સંઘટ્ટન અહીં જ પહેલું થયું. ચકમક ઝરેલી પણ સાથેલાગો પ્રકાશ થતાં જ એકએકના ગુણનો અનુભવ થયો. આથી કુશાગ્ર બુદ્ધિ પ્રાપ્ત થયેલી. જાડાશ ચાલી ગયેલી. 'કૂપમંડૂક'ની ખાલી મોટાઈ નાબૂદ થયેલી ને જેમ કુતૂહલભરેલી દૃષ્ટિથી બાળક ફાટેલી આંખે સૌ ચીજ નિહાળે છે, તેમ આ નવી સૃષ્ટિ સુરતવાસીઓ સામું આવી ઊભી. તેનું નિરૂપણ એમણે સૌથી પહેલું કર્યું. જિજ્ઞાસા તૃપ્ત કરી લીધી.

સાગરને તીરે વસતા સુરતીભાઈઓને, કાઠિયાવાડની માર્મિક ભાષામાં, સ્થૂલ દેહીને જે કટાક્ષ ભરેલો પ્રશ્ન પૂછવામાં આવે છે કે 'કાં ભા ! દરિયો કેટલે છેટે' તે પ્રશ્ન લાગુ પડતો નહીં. જેમ લૂણને સબરસ કહે છે, જેમ લૂણમાં જાળવી રાખવાનો ગુણ છે, તેમ તેની લહેજતથી લોહી જ જુદા પ્રકારનું દોડે છે. જર્મન શહેનશાહે પ્રશિયનો બાબત જે વેણ વદેલું, તે કાંઈક અંશે મગરૂર સુરતવાસી સુરત માટે વાપરી શકે. "Sie Sind das Salz der Erde" 'તમે પૃથ્વીનું લૂણ છો.'

રાજ્યવિપર્યય પણ એટલો જ અનુભવાયેલો. તેનું વર્ણન કરવાની અહીં જરૂર નથી. સુરતના 'ગેઝેટીયર'માં, નર્મગદ્યમાંનાં "સુરતની મુખ્તેસર હકીકત"ના નિબંધમાં કે પછી એદલજી પટેલ કૃત સુરતની તવારીખમાંથી જણાશે. નૌકાશાસ્ત્રમાં પણ પ્રવીણ ગણાયા તે સુરતવાસીઓ.

+ સોંપેલી વસ્તુ.

પારસીઓ આ કળામાં એક્કો ગણાતા ને સેંકડો યુરોપવાસીઓએ હજારો ખાંડીનો બોજો ઉઠાવી શકનાર સુરતમાં બનેલાં વહાણોની તારીફ કરી છે. સુજ્ઞ વાંચનારને શોખ હોય તો મુકરજી કૃત "હિંદનું નૌકાયાન" નામના પુસ્તક ઉપરથી તેમને ઘણી હકીકત મળશે.

આ બાબત અહીં પડતી મૂકી જાત–સંસ્કાર ઉપર કાંઈક વિવેચન કરીશું.

પોતાના જીવનનો પહેલવહેલો બનાવ જે પોતાને સચોટ યાદ હતો તે સુરતની 'સાડત્રીશી' આગ હતી. ઈ. સ. ૧૮૩૭ ની ૨૪ મી એપ્રિલને સોમવારે પાછલા પહોરના પાંચ વાગતે એક પારસી વ્યાપારીના ઘરમાં ઊકળતા ડામરમાંથી તે આગ શરૂ થઈ હતી. મકાનના માલિકની સમૃદ્ધિ ઉપર ઈર્ષ્યા હોય કે પછી પારસીઓની અગ્નિ શાંત કરવા તરફની અશ્રદ્ધા હોય, જે હોય તે ખરું પણ આગ શરૂથી જ

એડ્રીએટિકનાં આસ્માની વારિધિમાં કેલિ કરતી, વેનિસ સુંદરી વ્યાપાર દ્વારા જ સાહસિક-સુકુમાર અને સુલક્ષણા બનેલી.

પોતે કહેતા કે અમાનતને ઘણો સમય વીત્યા બાદ પણ + સિપુર્દીને પાછી સમર્પણ કરવા તત્પર બનેલી ગરીબ બ્રાહ્મણીએ વ્યાપારના મૂળરૂપ આર્જવનું બીજ રોપ્યું. તે જ દિયાનતદારીના ખડક ઉપર સુરતની જાહોજલાલીનો કિલ્લો બંધાયેલો. તે જ્યાં લગી પ્રમાણિકપણાનો આગ્રહ રહ્યો, ત્યાં લગી અપરાજિત રહ્યો. ચિત્ત અને ચિત્તનું સંઘટ્ટન અહીં જ પહેલું થયું. ચકમક ઝરેલી પણ સાથેલાગો પ્રકાશ થતાં જ એકએકના ગુણનો અનુભવ થયો. આથી કુશાગ્ર બુદ્ધિ પ્રાપ્ત થયેલી. જાડાશ ચાલી ગયેલી. 'કૂપમંડૂક'ની ખાલી મોટાઈ નાબૂદ થયેલી ને જેમ કુતૂહલભરેલી દૃષ્ટિથી બાળક ફાટેલી આંખે સૌ ચીજ નિહાળે છે, તેમ આ નવી સૃષ્ટિ સુરતવાસીઓ સામું આવી ઊભી. તેનું નિરૂપણ એમણે સૌથી પહેલું કર્યું. જિજ્ઞાસા તૃપ્ત કરી લીધી.

સાગરને તીરે વસતા સુરતીભાઈઓને, કાઠિયાવાડની માર્મિક ભાષામાં, સ્થૂલ દેહીને જે કટાક્ષ ભરેલો પ્રશ્ન પૂછવામાં આવે છે કે 'કાં ભા ! દરિયો કેટલે છેટે' તે પ્રશ્ન લાગુ પડતો નહીં. જેમ લૂણને સબરસ કહે છે, જેમ લૂણમાં જાળવી રાખવાનો ગુણ છે, તેમ તેની લહેજતથી લોહી જ જુદા પ્રકારનું દોડે છે. જર્મન શહેનશાહે પ્રશિયનો બાબત જે વેણ વદેલું, તે કાંઈક અંશે મગરૂર સુરતવાસી સુરત માટે વાપરી શકે. "Sie Sind das Salz der Erde" 'તમે પૃથ્વીનું લૂણ છો.'

રાજ્યવિપર્યય પણ એટલો જ અનુભવાયેલો. તેનું વર્ણન કરવાની અહીં જરૂર નથી. સુરતના 'ગેઝેટીયર'માં, નર્મગદ્યમાંનાં "સુરતની મુખ્તેસર હકીકત"ના નિબંધમાં કે પછી એદલજી પટેલ કૃત સુરતની તવારીખમાંથી જણાશે. નૌકાશાસ્ત્રમાં પણ પ્રવીણ ગણાયા તે સુરતવાસીઓ.

---

+ સોંપેલી વસ્તુ.

પારસીઓ આ કળામાં એક્કો ગણાતા ને સેંકડો યુરોપવાસીઓએ હજારો ખાંડીનો બોજો ઉઠાવી શકનાર સુરતમાં બનેલાં વહાણોની તારીફ કરી છે. સુજ્ઞ વાંચનારને શોખ હોય તો મુકરજી કૃત "હિંદનું નૌકાયાન" નામના પુસ્તક ઉપરથી તેમને ઘણી હકીકત મળશે.

આ બાબત અહીં પડતી મૂકી જાત-સંસ્કાર ઉપર કાંઈક વિવેચન કરીશું.

પોતાના જીવનનો પહેલવહેલો બનાવ જે પોતાને સચોટ યાદ હતો તે સુરતની 'સાડત્રીશી' આગ હતી. ઈ. સ. ૧૮૩૭ ની ૨૪ મી એપ્રિલને સોમવારે પાછલા પહોરના પાંચ વાગતે એક પારસી વ્યાપારીના ઘરમાં ઊકળતા ડામરમાંથી તે આગ શરૂ થઈ હતી. મકાનના માલિકની સમૃદ્ધિ ઉપર ઈર્ષ્યા હોય કે પછી પારસીઓની અગ્નિ શાંત કરવા તરફની અશ્રદ્ધા હોય, જે હોય તે ખરું પણ આગ શરૂથી જ છંટાઈ નહિ. પછી તે કાબૂમાં કેમ રહે? થોડીવારમાં ત્રણ માઈલના ઘેરાવામાં અગ્નિદેવતા પ્રસર્યા. પચાસ માઈલ સુધી રાત્રિએ ભડકા દેખાયા. મંગળવારે સવારથી નૈઋત્ય કોણમાંથી વાયુ ફુંકાયો. આગ ચારે બાજુએ ધાઈ. અંબામાતાનું તે અરસામાં કંઈક અપમાન થયેલું. તે સિંહાસન છોડી ચાલતાં થયાં, તે એક મૂર્ખ પૂજારીએ જોયાં. આગના ગોળાનું પૂછવું જ શું? મંગળવારે મધ્યાહ્ને અગ્નિદેવતાની દેલી ટોચે પહોંચી. ખૂબ નાચ્યા, કૂદ્યા, ખેલ્યા, ને પછી તૃપ્ત થયા હોય તેમ પોતાની આંચ કમ કરવા લાગ્યા. બુધવારે સવારે આ ભયાનક વહ્નિ શાંત થયો. સેંકડો બૈરાંઓ ઘરમાં જ બળી મૂઆં હશે. કંઈકે જાન બચાવવા જતાં પોતીકો જાન ખોઈ હશે. માલ બચાવવા માટે જાન ખોનાર તરફ કોઈ દિલસોજી બતાવતું નહિ. તો પણ જીવનથી અધિકતર પ્યારી મતા છોડી કેટલાકથી ન અવાયું તે બળી મૂઆ.

મારા માતામહ એમની રસિક શૈલીમાં આ બયાન પૂર આવેશ કરતા ત્યારે અમને એમ જ લાગતું કે અમે પણ તે આગની ખરા

જોઈએ છીએ. દશ માઈલના વિસ્તારમાં ખંડિયેર પડેલું. કાળચક્રના સપાટામાંથી સુરતની જે કાંઈ રૌનક બચી હતી, તેને આ ભયાનક વહ્નિ-જિહ્વા ચાટી ગઈ. ઊંચાં નકશીદાર, ગીચોગીચ મકાન, વિશાળ પથ્થરની હવેલીઓ, એક સરખી વિભૂતિમાં ભળી ગયાં. આગ ગોપીપુરામાં ગોવિંદજીનું મંદિર બાળી છીપવાડ આગળ અટકી. "અડધી હવેલી બળી તે અભેરામની જો" આમ ગરબો ગવાયો. સ્વ. મોટાભાઈ દેશાઈના મકાન આગળ આ ઇમારત હજુ મોજૂદ છે.

તે દિવસે ચૈત્ર વદ ચોથ હતી. પોતાનો તે જન્મદિવસ હતો તેથી તે મશ્કરીમાં કહેતા કે નર્મદાશંકર, નવલરામ, તથા હું પુરાણા આચાર-વિચારને બાળી નાંખવા તૈયાર થયા હતા ત્યારે મને આ યાદ આવેલું કે મારી ત્રીજી સાલગરેહ આગને દિવસે જ પડેલી. માતામહ કહેતા કે એ ગાડામાં બધું રાચરચીલું ભરી અમારું બહોળું કુટુંબ સંધાડિયા-વાડમાંથી નીકળ્યું ને રઘુનાથપુરા તરફ જઈ પડ્યું. વાસણ ને લૂગડાં કૂવામાં નાંખી દઈ ઢાંકી દીધાં, ઝેવર સાથે લીધું, પછી તો ઘરના કાટ સિવાય બીજું ઝાઝું રહ્યું ન હતું. આપદાનું તો કાંઈ પૂછવું જ નહિ.

કેશવરામ મહેતા ન્યાતમાં મોટા ગણાતા. એજન્સી દફ્તરદારની નોકરી કરેલી ને પગાર બહુ પ્રતિષ્ઠિત મળતો હતો. તેમનાં એક પછી એક વિશાળ મકાન ગોપીપુરામાં બળી ગયાં. કહેવાય છે કે આગ પહેલાં તેઓ ટટાર ચાલતા, પણ પોતાની મતા બળી જવાથી એમને એવો તો કારમો ઝાટકો લાગ્યો કે બેઠા હતા ત્યાંથી ઉઠાયું નહિ, ને પોતાના પુત્ર ભાઉજીને કહ્યું કે "લાકડી આપ." ત્યાર બાદ ટેકો દીધા સિવાય એમનાથી ચલાયું નહિ.

આવા દ્રવ્યવાન આદમીની કરોડ ભાંગી ગઈ તો ગરીબની હાલત શી થઈ હશે ને તેથી વધારે મધ્યમ અવસ્થામાં પ્રતિષ્ઠિતપણાના આડંબરવાળા લોકનું શું થયું હશે, તે તો વર્ણવી શકાય જ નહિ. વિષ્ણુશર્માએ ખરે જ સત્ય કહ્યું છે કે, જ્યાં લગી હિરણ્યક નામના ઉંદર પાસે વિત્ત

હતું ત્યાં લગી તેની હૂંફને બળે તે ઝાઝું કૂદતો ને તામ્રચૂડના ટોલ્લે ટાંગેલાં તુમડામાંથી અન્ન ખાઈ જતો. પણ જ્યારે તેનું સર્વસ્વ દાટેલું ચોરાઈ ગયું ત્યારે તેનાથી તેટલું ઊંચું કુદાયું નહિ.

આગ બાદ કૂવાટાંકાંમાં નાખેલાં વાસણ કાઢવા જનાર ઘણાક સાહસિક માણસો મૂએલાં. તેમાં 'કાર્બોનિક ગેસ' ભરાઈ રહેલો ને જે અંદર પેસતો તે શાંત જ થઈ જતો. ઝાંપામાં વસતા હોરા કોમની સ્ત્રીઓ બહુ બળી મરેલી. તેમણે ધાર્યું કે મસ્જિદમાં પનાહ લઈશું તો આતિશથી પણ પનાહ મળશે. પણ પ્રયત્ન વ્યર્થ ગયો ને આ ધગધગતા મકાનમાં તેઓ સસડી ગઈ. કેટલીક સુવાવડી સ્ત્રીઓ તો શયનખંડમાં જ બળી મરી.

આટલાં ખંડિયેર થવાથી ચોરનો ભય, જે અરદેશર કોટવાલની રિયાસતમાં કમ થયો હતો, તે પાછો જાગ્યો. સર્પનું ઉભરામણ વિશેષ થયું. પણ સૌથી બૂરું તો એ થયું કે કલ્પનાશક્તિથી ભરપૂર વહેમીલા લોકમાં હજાર તરેહની ભૂત પ્રેત શંખણી યક્ષિણીઓની વાતો ચાલવા લાગી. ફલાણી સુવાવડી શંખણી બની ગાફેલ મહોલ્લાવાળાને કનડે છે; અહીં તો ધડાધડ કોઈ ભુસ્કા મારે છે; પેલી તરફ તો ભડકું જ નાચ્યાં કરે છે; આ મહોલ્લામાં તો દાટેલા દ્રવ્યનું રક્ષણ કરતું ભૂત ભમે છે; વગેરે વગેરે અનેક વહેમોથી લોકો ભયભીત થવા લાગ્યા.

પોતે તથા માતામહે મને આ વિષે ઘણી વાતો કરેલી. મને થોડી યાદ આવે છે તે નીચે કહું છું.

મારા માતામહના મસિયાઈ ભાઈ, ભાઉજી, હાલમાં જે સ્થળે 'ચંદાવાડી' બાંધેલી છે તે પાસેના મકાનમાં રહેતા હતા. ત્યાંથી એક દિવસે રાત્રીએ પોતાને ઘેર જતાં જે હકીકત બની, તે એમની જ ભાષામાં હું વર્ણવું છું.

"ચોમાસાની એક રાત્રિએ દશેક વાગતાની બાદ હું ખપાટિયે

ચકલે થઈ, હવાડિયો ચકલો વટાવી, આમલીરાનને રસ્તે થઈ સંધાડિયાવાડ જતો હતો. રાત અંધારી, મ્યુનિસિપાલિટી મળે નહિ, એટલે ન રસ્તા પાકા કે ન મળે રોશની માટે ફાનસ! મારી પાસ હાથફાનસ હતું. ઉમર મારી તે વેળા સોળ વર્ષની હતી.

અડધોપડધો વહેમ, ને તે સમયે સાંભળેલી વાતો, તેથી જાતે જ અનુભવેલો ભય–જુવાનિયાને ભય કેવો તે વિચારે જબ્બરદસ્તીથી પકડી રાખેલી હિંમત–આ વિચારસાગરમાં તરતો હું ત્વરાયમાન ગતિથી ચાલ્યો જતો હતો. એવામાં પાછળથી અવાજ આવ્યો કે "જરા ઊભા રહો તો!" સ્પષ્ટ કિન્નરકંઠી કોઈ શંખણીનો જ અવાજ! સચોટ તે જ જગ્યા જ્યાં સુવાવડી બળી મરેલી! મારાં ગાત્ર તો શિથિલ થઈ ગયાં, પણ બ્રાહ્મણને ડર કેવો?

અડધીપડધી ગાયત્રી જપતો હું જે તરફથી અવાજ આવતો હતો તે તરફ ગયો. એક યુવતી ઓટલા ઉપર ઊભેલી ને સોડમાં કોડિયું. આનો દીવો ગુલ થઈ ગયો છે એમ લાગ્યું. તે જમાનામાં દીવાસળી ન મળે. ચકમકથી લોક અગ્નિ પેદા કરે, કે પછી ગંધક પૂરેલી બરુની લાકડી મળતી તેને આગમાં મૂકી ભડકો તૈયાર કરે. 'મારો દીવો હોલવાઈ ગયો છે, મને સળગાવવા દો.' મેં એના સોડિયાંને આંતરે ફાનસ ખોલ્યું. તેણે દીવો પ્રકટાવ્યો. પણ એવામાં એવો તો પવનનો ઝપાટો એકાએક આવ્યો કે અમારા બન્નેના દીવા બુઝાઈ ગયા. હૈયું તો તાળવે ટાંગેલું ને તેમાં આ વળી આફત! મારાથી તો ચીસ પડાઈ જવાય એવું થયું. પવન ન હતો તે એકદમ ક્યાંથી આવ્યો? કોઈ ગૃહસ્થની બાઈ આટલી વેળા મકાન બહાર કેવી? તે બાઈ 'હાસ હાસ' કહેતી મૂગી રહી. હું જોર પકડી આગળ ધાયો. એટલામાં જાગતોજ્યોત દાંડિયો મળ્યો. અનાયાસે પુછાઈ ગયું, 'કેટલા વાગ્યા?' ઉત્તર મળતાં જ ભય ભાંગ્યો." તેઓ મશ્કરીમાં કહેતા કે હજુય મને ખાતરી નથી કે તે સ્ત્રી પાર્થિવ હતી કે અપાર્થિવ.

તે જમાનામાં સોનીઓને ત્યાં હમેશ આગ સળગેલી રહેતી ને ગંધકના ભરુ લઈ સોની મહાજનને ત્યાં જતાં ઘણાં બૈરાં મળતાં.

બીજી એ કહાણી કે:–પોતાના એક મિત્ર હરીપરેથી ગરબો સાંભળીને આવતા હતા. એક પ્રહર રાત બાકી હશે. નવરાત્રી ગયેલી ને શરદ પૂનમ આવવાની. અંબાજીના ચકલા આગળ તેમણે એક સસલું જોયું. વસ્તીમાં સસલું કેવું એ ખ્યાલ આવે તે પહેલાં તો ત્યાં કૂતરું દીઠું. તર્કવિતર્કનો સમય ન મળ્યો તે પહેલાં ગાય! ન દોડાય, ન ચલાય, ન થંભાય! એટલામાં એક યુવતી એમની આગળથી ચાલી ગઈ. રાત્રે એકલદોકલ જતાં લોકો બીએ કે રખે કોઈ મળે.

ગોપીપુરામાં એક પુરાણા કૂવા આગળ પીપળો હતો. રાત્રિએ લોક "આવો રામ, આવો રામ" ના જ અવાજ સાંભળે. પીપળે ભૂતનો વાસ તેથી દૃઢ નિશ્ચય બંધાયો કે ભૂત જ છે. કોઈ નાસ્તિક એમ પણ કહેતા કે એ તો કોસવાળો બોલે છે "આવ્યા રામ," પણ એવું સહેલું સ્પષ્ટીકરણ કોઈને પસંદ ન આવ્યું.

મુલ્લાં ખડકીમાં એક મસ્જિદ પાસે પુરાણો કૂવો હતો. ત્યાં તો સાયંકાલે પણ એકલદોકલ કોઈ જતું તો 'ડૂબું છું હોં, ડૂબું છું હોં!' એવો અવાજ સાંભળતું.

આવા અસ્વાભાવિક અવાજો ને ચમત્કારિક દેખાવોએ બાલક મન ઉપર સચોટ અસર કરેલી, તે કરણઘેલામાં ઠામ ઠામ નજરે પડે છે.

સુરત ઉપર તો ઉપાધિ બેઠી છે, દેવોનો કોપ થયો છે, એમ સામાન્ય રીતે મનાતું. કરણઘેલાના સાતમા પ્રકરણમાં કેશવ મરાયો ને ગુણસુંદરી સતી થઈ ત્યાર પછી જે પાટણની ખરાબી થઈ, તેનું વર્ણન આબેહૂબ બાળપણના અનુભવ ઉપરથી તો નહિ લીધું હોય? કેશવના મૂઆ પછી ત્રણ દહાડે પાટણમાં મોટી આગ લાગી. "જેમ છાંટતા

ગયા, તેમ તેમ બીજાં નવાં ઘરો સળગતાં ગયાં, લોકો ઘણા ભયભીત થયા. કેટલાક લોક કહેવા લાગ્યા કે આ તો દેવકોપ થયો. કેટલાક બોલવા લાગ્યા કે અમે આકાશમાં ઊડતાં માણસોને આગ લગાડતાં જોયાં. કેટલાએકની બારીએ રાતની વખતે મોટા મોટા પથ્થરો અથડાયા; કેટલાએકના ઘરમાં રાંધેલું બદલાઈ જઈ નરક થઈ ગયું; કેટલાએકના ઘરના કૂવાનાં પાણી બદલાઈ લોહી જેવાં થઈ ગયાં; રાત્રે મોટી મોટી ચીસો સંભળાવા લાગી. કોઈથી દીવા થયા પછી બહાર નીકળાય નહીં. ઘણાએકના ઘરમાં બૈરીઓ ધૂણવા લાગી.” હરપાળને શક્તિ જોડે થયેલું છમકલું વર્ણવ્યું છે, તે હરીપુરાથી ગરબા સાંભળી ચકચૂર થયેલા પોતાના મિત્રે જોયેલા સસલા જેવું જ કાંઈક હતું. આ બાબતનું વિવેચન આવતા પ્રકરણમાં વિશેષ કરીશ.

જૂનો અર્ધદગ્ધ કાટ વેચવાનો ધંધો ત્યારથી જાગૃત થયો. પોતે કહેતા કે ‘કાટપીટિયા’ ની અટક આ વખતથી જ હસ્તીમાં આવી. છારું તો એટલું એકઠું થયેલું કે પૂછવું જ નહિ. પણ તે જ સાલ મોટી રેલ આવી ને બધું સારુંનરસું બહારી ગઈ. લોક જાનમાલથી ખુવાર બનેલા; મુંબઈ વ્યાપાર સટકી જવાથી ધંધા વિનાના થયેલા; તેથી આ કાર્યહીન હાલતમાં તેમની કમજોર નજરને તો સુરત એક ભયંકર કબ્રસ્તાન જેવું માલૂમ પડતું હતું. તેની જાહોજલાલી, ‘રસિકતા,’ સૌ દફન થઈ ગયાં. વ્યાપારનું મથક તો મુંબઈ સ્થપાઈ ચૂક્યું હતું. શેષને શિર મેખ મરાઈ ગઈ હતી. માત્ર ખાનદાની ઘરો સુરતમાં મોજૂદ હતાં, તેથી રજાના દિવસોમાં આરામ લેવા, સુરતની બરફી ખાવા, ટાંકાંનાં પાણી પીવા, કે પછી તાડી પીવા મુંબઈમાં વસતા સુરતવાસી આવી જતા. પણ આગથી જ્યારે ઘરો નષ્ટ થયાં ત્યારથી આ પણ બંધ થયું.

સુરતની ઉત્પત્તિ માછીવાડમાંથી શરૂ થઈ. મુંબાપુરી પણ સાલસેટનું એક મત્સ્ય–ગ્રામ જ હતું. દરિયા જોડે સુરતવાસીને પુરાણી મહોબત હતી. તે મુંબઈ જઈ, જારી કરી ને સમુદ્ર જે આઠ માઇલ દૂર હતો

તે અહીં તો આંગણીએ ઊભેલો મળ્યો. સુરત 'સોનાની મૂરત' તે ત્રાંબાની થઈ ગઈ. હવે તો (મોહમયી, મોહમયી) મુંબઈ! મુંબઈ!

જય દરિયા પીર;
ખૂણ દે ખાંડ ને ખીર.

આગ ને રેલ! અમર્યાદ હાનિ, ખુવારી! મર્યાદાને પણ મર્યાદામાં રાખવી, એટલે જ સદ્‌ગુણ: વિકારની ઉચ્છૃંખલતા તે જ દુર્ગુણ. મર્યાદામાં રહી સર્વે વિષયોમાં મધ્ય પથ પર ચાલે, તો જ માનવ સદ્‌ગુણી રહે. એરિસ્ટોટલનો મધ્યમ માર્ગ પોતાને હમેશ પ્રિય હતો. પોતાના સાત્વિક પ્રાબલ્યનું આ પરિણામ હતું. રાજસી અશ્વ ચાહે તેટલો ભાગે પણ સાત્વિક રશ્મિ હાથમાં સચોટ પકડેલી. બાળપણનો અનુભવ, મોટપણનું જ્ઞાન, આ બંને એક તરફ દોરવાતાં હતાં.

આ સમયે ચોરનો ભય બહુ વધી ગયેલો. શહેર બહાર, બહારવટે ચઢેલા ગરાસિયાઓ ધાડ પાડે, લૂંટે, કનડે. શહેરની અંદર તરેહ તરેહના લોકો ચોરીએ નીકળેલા.

'ગંગુ ગળિયારો' તો સુરતનો 'રોબીન હૂડ.' લોકોને ચિઠ્ઠી લખે કે ફલાણે ઠેકાણે આવી સો રૂપિયા, પાંચસો રૂપિયા આપી જાઓ. નહિ આપી જાઓ તો ખરાબી થશે. ફરમાન બાદશાહી! ન માન્યું તો ઘરનો સર્વ માલ લુટાઈ જાય ને વળી માર પડે તે તો નફામાં. ગરીબગરબાંને 'ગંગુ' છૂટે હાથે પોષતો તેથી તેઓ તેને ×પનાહ આપતા ને તે પકડાતો નહિ.

છીપાઓ પણ ચોરીએ ચઢેલા, ને કળિયુગ એટલો બેઠેલો કે વાણિયાની જાતમાંથી પણ એ તસ્કરસેનામાં કેટલાક ભળેલા. અરદેશર કોટવાલે બહુ કોશિશ કરેલી. આગ પહેલાં ચોરો લગભગ નાબૂદ કરેલા. પણ જ્યારે આગ ને રેલ આવી ગયાં ત્યારે શહેરમાં એટલાં ખંડિયેર

× મુકામ, આસરો

ગયા, તેમ તેમ બીજાં નવાં ઘરો સળગતાં ગયાં, લોકો ઘણા ભયભીત થયા. કેટલાક લોક કહેવા લાગ્યા કે આ તો દેવકોપ થયો. કેટલાક બોલવા લાગ્યા કે અમે આકાશમાં ઊડતાં માણસોને આગ લગાડતાં જોયાં. કેટલાએકની બારીએ રાતની વખતે મોટા મોટા પથ્થરો અથડાયા; કેટલાએકના ઘરમાં રાંધેલું બદલાઈ જઈ નરક થઈ ગયું; કેટલાએકના ઘરના કૂવાનાં પાણી બદલાઈ લોહી જેવાં થઈ ગયાં; રાત્રે મોટી મોટી ચીસો સંભળાવા લાગી. કોઈથી દીવા થયા પછી બહાર નીકળાય નહીં. ઘણાએકના ઘરમાં બૈરીઓ ધૂણવા લાગી." હરપાળને શક્તિ જોડે થયેલું છમકલું વર્ણવ્યું છે, તે હરીપુરાથી ગરબા સાંભળી ચકચૂર થયેલા પોતાના મિત્રે જોયેલા સસલા જેવું જ કાંઈક હતું. આ બાબતનું વિવેચન આવતા પ્રકરણમાં વિશેષ કરીશ.

જૂનો અર્ધદગ્ધ કાટ વેચવાનો ધંધો ત્યારથી જાગૃત થયો. પોતે કહેતા કે 'કાટપીટિયા'ની અટક આ વખતથી જ હસ્તીમાં આવી. છારું તો એટલું એકઠું થયેલું કે પૂછવું જ નહિ. પણ તે જ સાલ મોટી રેલ આવી ને બધું સારુંનરસું બહારી ગઈ. લોક જાનમાલથી ખુવાર બનેલા; મુંબઈ વ્યાપાર સટકી જવાથી ધંધા વિનાના થયેલા; તેથી આ કાર્યહીન હાલતમાં તેમની કમજોર નજરને તો સુરત એક ભયંકર કબ્રસ્તાન જેવું માલૂમ પડતું હતું. તેની જાહોજલાલી, 'રસિકતા,' સૌ દફન થઈ ગયાં. વ્યાપારનું મથક તો મુંબઈ સ્થપાઈ ચૂક્યું હતું. શેષને શિર મેખ મરાઈ ગઈ હતી. માત્ર ખાનદાની ઘરો સુરતમાં મોજૂદ હતાં, તેથી રજાના દિવસોમાં આરામ લેવા, સુરતની બરફી ખાવા, ટાંકાંનાં પાણી પીવા, કે પછી તાડી પીવા મુંબઈમાં વસતા સુરતવાસી આવી જતા. પણ આગથી જ્યારે ઘરો નષ્ટ થયાં ત્યારથી આ પણ બંધ થયું.

સુરતની ઉત્પત્તિ માછીવાડમાંથી શરૂ થઈ. મુંબાપુરી પણ સાલસેટનું એક મત્સ્ય–ગ્રામ જ હતું. દરિયા જોડે સુરતવાસીને પુરાણી મહોબત હતી. તે મુંબઈ જઈ, જારી કરી ને સમુદ્ર જે આક માઈલ દૂર હતો

તે અહીં તો આંગણીએ ઊભેલો મળ્યો. સુરત 'સોનાની મૂરત' તે ત્રાંબાની થઈ ગઈ. હવે તો (મોહમયી, મોહમયી) મુંબઈ! મુંબઈ!

જય દરિયા પીર;
ખૂબ દે ખાંડ ને ખીર.

આગ ને રેલ! અમર્યાદ હાનિ, ખુવારી! મર્યાદાને પણ મર્યાદામાં રાખવી, એટલે જ સદ્ગુણ: વિકારની ઉચ્છૃંખલતા તે જ દુર્ગુણ. મર્યાદામાં રહી સર્વે વિષયોમાં મધ્ય પથ પર ચાલે, તો જ માનવ સદ્ગુણી રહે. એરિસ્ટોટલનો મધ્યમ માર્ગ પોતાને હમેશ પ્રિય હતો. પોતાના સાત્ત્વિક પ્રાબલ્યનું આ પરિણામ હતું. રાજસી અશ્વ ચાહે તેટલો ભાગે પણ સાત્ત્વિક રશ્મિ હાથમાં સચોટ પકડેલી. બાળપણનો અનુભવ, મોટપણનું જ્ઞાન, આ બંને એક તરફ દોરવાતાં હતાં.

આ સમયે ચોરનો ભય બહુ વધી ગયેલો. શહેર બહાર, બહારવટે ચઢેલા ગરાસિયાઓ ધાડ પાડે, લૂંટે, કનડે. શહેરની અંદર તરેહ તરેહના લોકો ચોરીએ નીકળેલા.

'ગંગુ ગળિયારો' તો સુરતનો 'રોબીન હૂડ.' લોકોને ચિઠ્ઠી લખે કે ફલાણે ઠેકાણે આવી સો રૂપિયા, પાંચસો રૂપિયા આપી જાઓ. નહિ આપી જાઓ તો ખરાબી થશે. ફરમાન બાદશાહી! ન માન્યું તો ઘરનો સર્વ માલ લુટાઈ જાય ને વળી માર પડે તે તો નફામાં. ગરીબગરબાંને 'ગંગુ' છૂટે હાથે પોષતો તેથી તેઓ તેને ×પનાહ આપતા ને તે પકડાતો નહિ.

છીપાઓ પણ ચોરીએ ચઢેલા, ને કળિયુગ એટલો બેઠેલો કે વાણિયાની જાતમાંથી પણ એ તસ્કરસેનામાં કેટલાક ભળેલા. અરદેશર કોટવાલે બહુ કોશિશ કરેલી. આગ પહેલાં ચોરો લગભગ નાબૂદ કરેલા. પણ જ્યારે આગ ને રેલ આવી ગયાં ત્યારે શહેરમાં એટલાં ખંડિયેર

× મુકામ, આસરો

વધ્યાં કે જ્યાં ત્યાં કુદરતી *પનાહગાહ બની ગઈ. પછી ન 'શહેર પનાહે' શહેરોઓનું કે ન 'આલમપનાહે' પરાંવાળાનું રક્ષણ કર્યું.

ચાંચિયાનું પણ જોર ભારે વધી ગયું હતું. 'ઘોઘર રાણો' તે ઘોઘા, પીરમ વગેરે સ્થાનના ચાંચિયાનો સરદાર. તેનો શો ભય હતો તે તો બાળકને સુવાડવા માટે ગવાતાં હાલરડાંથી માલૂમ પડે છે.

સૂઓ સૂઓ બાવા રે ઘોઘર આવ્યા, ઢાંકણીએ ઢંકાતા આવ્યા;
સૂપડિયે સંતાતા આવ્યા, વાંસ જેવડો ચોખો લાવ્યા.
ઘંટી જેવડી દાળ લાવ્યા, પૃથ્વીની પતરાવળ કીધી;
દરિયાનો તો દડિયો કીધો, સૌ મળીને જમવા બેઠા.
જમતાં જમતાં લડી પડયા રે-

જેમનું +દસ્તરખાન તે સારી આલમ! ને પ્યાલો તે સમુદ્ર! તે લોક શું ન કરી શકે? ક્યાં ન જઈ શકે!

પંજાબના ખત્રી હરિસીંગ નલ્વાએ મકરાણમાં ત્રાસ વર્તાવેલો. ત્યાં હજુ બાળકને ઉંઘાડતી મા કહે છે 'બચ્ચા ખામુશ બાશ. નલ્વા આમદા.' (બાળક મૂગું રહે, નલ્વો આવ્યો.) આ ભય અરદેશર કોટવાલે નાબૂદ કર્યો ને આખર જે 'ઘોઘર રાણા'ની પ્રતિમા છીપવાડમાં (છીપા લોક કારીગર હતા ને ચાંચિયા તેમનો માલ લૂંટતા વિશેષ, તેથી તેઓએ આ મૂર્તિ સ્થાપેલી) પૂજાતી, તેની નાનકડી મૂર્તિઓ બનાવી તરેહતરેહનાં પાંદડાં ઘાલી ઉપહાસ કરતાં બાળકો આજે પણ નવરાત્રિમાં રમે છે.

બળેવનો તહેવાર સુરતમાં મોટો ગણાય છે. (જેમ મુલકગીરી માટે દસેરા પછી મરાઠા સવારીએ નીકળતા, તેમ ચાંચિયાઓ બળેવ બાદ નીકળતા.) સમુદ્રને જેમ નાળિયેર ચઢે છે, તેમ તાપી નદીને પણ નાળિયેર, ફૂલ લોક ચઢાવે છે. તે વેળાના ઘણા

* સુરક્ષિત મુકામ. + ભાણું પીરસવા માટેનું પાથરણું.

× સરંગોના દિલમાં તો એટલી જ પ્રાર્થના હશે કે, 'હે પ્રભુ! આ ચાંચિયાથી બચાવજે.' મોખડાજી ગોહેલ છેલ્લો ને સૌથી વિકટ ચાંચિયાનો સરદાર થઈ ગયો. અરદેશર કોટવાલને જે સોનાના ચાંદ સરકાર તરફથી મળેલા, તેમાં પોલીસનાં કામની જ મુખ્ય તારીફ લખાઈ હતી.

સુરત શહેરમાં અંગ્રેજી રાજ્યની સત્તા તો ઈ. સ. ૧૮૦૦ ની સાલમાં આવી, પણ માત્ર તેમના સત્તારોપણથી સુરતવાસીઓની માનસિક સ્થિતિમાં કાંઈ પણ ફેરફાર થયો નહિ.

શિક્ષણ માત્ર નિશાળ કે મકતબમાં થોડું ઘણું મળતું તે મળતું. પાઠશાળાનો પ્રસાર કમ થઈ ગયો હતો. હાફિજોની જરૂરત ઓછી થઈ, એટલે મકતબો જેમાં + કુરાનખ્વાની સિવાય ઊંચું શિક્ષણ નહિ અપાતું, તે પણ નાબૂદ થવા લાગી. નામા લખતાં આવડે, માટે આંક પાકા કરવા હિંદુ પારસી ગામડી શાળામાં જતા. * આજ આ નિશાળ 'નારણ મહેતા'ની નિશાળને નામે ઓળખાય છે.

---

× વહાણનો મુખ્ય ટંડેલ. + કુરાન વાંચવું તે.

* જૈસા પ્રતાપચંદ્ર મજમુદાર લખે છે :

" We all squatted on the floor, each on his square mat, rather rugged, under a large strawshed in the middle of the court-yard. Each boy carried his earthen inkpot either in his hand or suspended from strings and his mat in a long roll under his arm, with the palm-leaves, on which he practised his alphabet, sticking out at one end. The very beginners like myself, wrote with bamboo pens on palm leaves; those who were older wrote on plantain leaves; only those who belonged to the highest order of scholarship were allowed to use paper. We were all very noisy, because whatever

નારણુ મહેતા જાતે બ્રાહ્મણુ હતા. હાથમાં મોટી સોટી રાખતા. ગોપીપુરામાં એક ખંડિયેરના તયખાના ( ઉઘાડું ભોંયરું ) માં પોતાનો તખ્ત માંડતા, ને दश वर्षाणि ताडयेत् નો નિયમ ઘરમાં તો અમલમાં મુકાયો હોય કે નહિ, પણુ નિશાળમાં તો નિષ્પક્ષપાતે મૂકતા.

તે વેળા છોકરો ચારેક વર્ષનો થાય, એટલે મુંડન કરાવી ઘોડે ચઢાવી વાજતે ગાજતે તેને નિશાળે મૂકવામાં આવતો. પોતે કહેતા કે 'માત્ર તે જ દહાડે ખુશીથી તે શાળામાં જતો. તે દિવસ તહેવારનો ગણુવામાં આવતો. છુટ્ટી મળતી ને છાત્રગણુને મીઠાઈ પણુ મળતી. 'મહેતાજીને પામરી ઓઢાડો' એ રાગ છોકરાઓ પાસે ગવાડતા. નારણુ મહેતાને શાલ પામરી કે પાઘડી અને દક્ષિણા મળતી.

અમે રોજ ઇચ્છતા કે નવો નિશાળિયો આવે. શિક્ષણુમાં રસ પડતો નહિ. મારનો ત્રાસ ભારે, લાંબો વખત બેસી રહેવાનું ને એકનું

---

each boy wrote, whether it was a syllable or a sum, he proclaimed with a nasal intonation; so that the master, who was always dozing or smoking his hookah might make sure that we were hard at work, and the boy himself might feel a zest in his literary progress. We were also very inky, as a sign that we meant to do our business in earnest. But there was another reason for it. No sooner had a boy made a blot in writing than he wiped out the ink with his fingers, rubbing the fingers on his head, which was a sort of universal blotting-pad and pen brush, or he licked out the ink with his tongue. if it felt distasteful, which it always did, he rubbed the tongue with his dhotie. So from head to foot he was full of ink. The Pathsala was a friendly gathering and suited everyone.

એક જ પીંજણુ. આ તો ઘરમાં છોકરું રહે તો મસ્તી કરે, પડે, આખડે, માને કનડે, પજવે, તે કરતાં શાળામાં જાય તો રીતભાત તો શીખે, ને કાંઈ નહિ તો કાયર કરતું તો રહે, એ જ ખ્યાલથી ગામડી નિશાળે ભરતી થતી. નવા શાગિર્દને સૌથી વડો નિશાળિયો પોતાની સોડમાં લેતો; ને નરકના અંધકારમાં પડેલા માનવોમાં ઉમેરો થાય છે ત્યારે स्वागतं કહી એકથી બે ભલા, એ ખ્યાલથી કે પછી दुःखे दुःखाधिकं पश्य એ ન્યાયથી, પોતાના દુઃખમાં ભાગીદાર થનારને તે દિવસે તો આવકાર મળતો.

જ્યારે સરકારી શાળાઓ ખૂલી ત્યારે આ શાળાનું માન ઊતરી ગયું, ને "નારણ મહેતા કારેલી" વગેરે તુચ્છ શબ્દોથી આ પુરાણા પંતૂજીનો તિરસ્કાર થવા લાગ્યો.

અંગ્રેજ સરકાર તરફથી ઈ. સ. ૧૮૨૬ માં પહેલવહેલી ગુજરાતી શાળાઓ ખોલવામાં આવેલી.

ગોપીપુરાની શાળાના મહેતાજી પ્રાણશંકર હતા. સ્વભાવે તીખા પણ અંદરખાને માયાળુ હતા. કોઈ પણ છોકરો તોફાન કરે તો એકને પાપે વહાણ ડૂબે, એ ન્યાયે સૌને માર પડતો. સરવાળા પરાર્ધથી ઓછી સંખ્યાના નહીં, અને ગુણાકાર તો શંકુ, જલધિ, લગી પહોંચતા. હિસાબ ગણાય તે દરમિયાન મહેતાજી માળા જપતા કે નિદ્રાદેવીને વશ થતા. જ્યારે જાગતા ત્યારે સમાધિ છૂટી હોય એવો આડંબર રાખતા. કદી ભડકેલી ગાય જેવું મોં બતાવતા નહિ કે છાત્રગણ હસવા પામે. 'શિક્ષક' એટલે શાસન કરનાર, તે એમની લાંબી નેતરે શીખવ્યું.

ત્યાર પછીના શિક્ષક ત્રિપુરાશંકર હતા. એમનું શિક્ષણ ઊંચા પ્રકારનું હતું. હાલની મેટ્રિક્યુલેશનથી પણ ચઢતું ગણિત ગુજરાતી શાળામાં શીખવવામાં આવતું. એમની શીખવવાની પદ્ધતિ એવી સારી હતી કે એમના જેટલા શિષ્ય થયા તેમને આખર લગી આકૃતિ માટેનો ભાવ

કાયમ રહ્યો. પોતાના ગણિત વિષય ઉપરના પ્રેમનો પાયો અહીં જ નંખાયેલો. આગળ જતાં આ શાળા માટે ત્રિકોણમિતિનો તરજુમો પોતે કરેલો.

ત્યાર પછી ઈ. સ. ૧૮૪૦ માં 'બોર્ડ ઓફ એજ્યુકેશન' સ્થપાયું; અને ઈ. સ. ૧૮૪૨માં અંગ્રેજી શાળા શરૂ થઈ. પોતે દશ વર્ષની ઉમરે અંગ્રેજી શાળામાં દાખલ થયા. "મારા સહાધ્યાયીઓ મોટી મોટી ઉમરના મુછાળા હતા; તેમાં વળી જે સૌથી ઠોઠ, તે ઘણું કરી બે છોકરાંનો બાપ હોય. અમારા પહેલા શિક્ષક નવરોજજી પારેખ હતા. અંગ્રેજી ભાષામાં એમની કુશળતા અદ્‌ભુત હતી. મુંબઈના જાણીતા તબીબ ડૉ. ધનજીશા પારેખ આઈ. એમ. એસ. એમના પુત્ર થાય. મેકૉલેના નિબંધો શિખવવામાં આવતા. શિક્ષક નિબંધમાંથી છટાદાર રીતે વાંચે, ને અંગ્રેજી, ઇતિહાસ અને સામાન્ય 'ફિલસૂફી' બારીકીથી સમજાવે. અફસોસ! કે અમારા પ્યારા ગુરુનો અવસાનકાળ સુખમાં ન ગયો!

તે વેળા ગ્રીન સાહેબ મુખ્ય અધ્યાપક હતા. હું સૌથી નાનો, ને એક જ વર્ષમાં ત્રણ ધોરણ કુદાવી ગયેલો, તેથી મારા ઉપર તેઓ બહુ પક્ષપાત રાખતા. 'ગ્રે'ની 'એલીજી'માંથી, જગવિખ્યાત નીચેની * કડી, મોંએથી ઉચ્ચારી મશ્કરીમાં કહેતા કે, આ નાનકડો ઉત્સાહી વિદ્યાર્થી 'ક્રોમવેલ' પેઠે તમારા બધા પર અમલ ચલાવશે.

મને ગણિત, ઇતિહાસ અને અંગ્રેજી સાહિત્યનો બહુ શોખ હતો. ઇતિહાસ અને સાહિત્ય છૂટાં પાડવામાં આવતાં નહીં, જેથી કરીને મહાન ઐતિહાસિક ગ્રંથો જ અમે વાંચતા, ને સાથેલાગો સાહિત્યના જ્ઞાનમાં વધારો કરતા. આ રીતે બર્ક, મેકૉલે, બકલ, ગિબન, અને હેલમ અમને

* Some village Hampden that with dauntless breast
The little tyrant of his fields withstood;
Some mute inglorious Milton here may rest,
Some Cromwell guiltless of his country's blood.

કંઠસ્થ થઈ ગયેલા. અંગ્રેજી કવિઓની સેંકડો લીટીઓ કંઠસ્થ કરેલી. આથી આગળ જતાં એનો અર્થ સમજ્યા ત્યારે ઘણો આનંદ પ્રાપ્ત થયો અને ચિત્તોત્કર્ષક નીવડી.

અફસોસ એટલો જ કે ઈ. સ. ૧૮૫૦માં ગ્રીન સાહેબ અમને છોડી મુંબઈ કૉલેજના પ્રોફેસર થયા. આ મહાન પુરુષનું જીવન સુરતવાસીઓએ નથી લખ્યું, એ કૃતઘ્નતા જ ગણાય! અંગ્રેજી સાહિત્યમાં જેટલું શ્રેષ્ઠ હતું તેટલું જ તેણે અમને બતાવ્યું. સાહિત્યનું મંથન કરી પીયૂષ જ પાયું, ને હલકાં નરસાંથી અમને વાર્યા. ખ્રિસ્તી ધર્મનો ગોઝો પણ પડે એવું શીખવ્યું નહિ.

બનિયનનો 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' મેં મોટી ઉમરે વાંચેલો: બલકે એમ કહું તો ચાલે કે મિલ્ટનના 'પેરેડાઈઝ લૉસ્ટ' સિવાય બીજા જે સાહિત્યના ગ્રંથો વાંચ્યા, તે બધા પડધા નાસ્તિકવાદ માન્ય કરનાર ગ્રન્થકારના જ હતા. આ કાળજીની તે સમયે ખાસ અગત્યતા હતી.

વિદ્વાન પાદરી મોન્ટગોમરીના ફંદામાં ફસી નશરવાનજી માણેકજી નામના એક પારસી યુવકે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. હોહા થઈ ગઈ. પારસી જેવી સાહસિક કોમ પણ અંગ્રેજી શિક્ષણ લેતાં બીવા લાગી. હિંદુઓના છોકરા શીખતા બંધ થવા લાગ્યા.

ગ્રીન સાહેબે જોયું કે તાલીમની બાજી બગડી. આકાશથી પાતાળ સુધીના ભગીરથ પ્રયત્નો આરંભ્યા. મોંટગોમરી સાહેબના પાદરીપણા પર તુચ્છકારનાં સેંકડો લખાણો લખાયાં, અને આખર રુસ્તમજી મોદી, દુર્ગારામ મહેતાજી ને ગ્રીન સાહેબે મળી પારસી યુવકને સમજાવ્યો, જાતભાઈને શાંત કર્યા, ને વીશમે દહાડે નશરવાનજીને તેના બાપીકા ધર્મમાં પાછો દાખલ કરાવ્યો.

પોતે કહેતા કે નાગરોમાં આ વેળા ભારે ભય પેઠેલો. નાગર, કાયસ્થ, આ બે જ મુત્સદ્દી ન્યાત ગણાતી. અંગ્રેજી અમલદારી આવી,

એટલે અંગ્રેજી ભણેલા કારકુનોની જરૂર પડી. આથી વખત વસમો આવેલો. એક તરફથી અંગ્રેજી ભણે તો વટલી જવાય, બીજી તરફથી ન ભણે તો રોટીપાણીમાં ખલેલ પડે. પોતે કહેતા કે ધન્ય ભાગ્ય સુરતવાસીઓનાં કે ગ્રીન સાહેબ જેવા ઉદાર દિલના મનુષ્ય તે વેળા મુખ્ય અધ્યાપક હતા. તેમણે દેશદેશાવરોનાં અખબારોમાં પાદરીપણા ઉપર તીક્ષ્ણ ચર્ચા ચલાવી, હુલ્લડ મચાવી મૂક્યું.

ગ્રીન સાહેબ પોતે તો દેવળમાં જતા જ નહિ, પણ પોતીકા મિત્રોને પણ ત્યાં જતા વાર્યા. અંગ્રેજી જનસમાજમાં ભારે રમખાણ મચી રહ્યું, ને સાંકડા મનના પરદેશીઓએ એટલે લગી કહ્યું કે ગ્રીન સાહેબ 'Native Delilah'ના ફંદામાં ફસ્યા છે! પારકા દેશના ચિત્તોત્કર્ષ માટે સ્વજ્ઞાતિલાઓનો આવો ત્રાસ ને ગેરવ્યાજબી વર્તણૂક તે ગ્રીન જેવો વિરલો જ સહે.

પરિણામ એ આવ્યું કે શિક્ષણદ્વારા ધર્મ વિષયનો પ્રયોગ અટક્યો: ને પંજાબમાં માસ્તર રામચંદ્ર તથા કલકત્તામાં કે. એમ. બેનરજી જેવા કોઈ પુરુષ ગુજરાતમાં આવિર્ભૂત થવા ન પામ્યા.

ગ્રીન સાહેબ શાળામાં સહાનુભૂતિથી શીખવતા, એટલું જ નહિ પણ શિષ્યોને પોતાના ખાનગી ઓરડામાં બોલાવી પુસ્તકભંડારનું અનુપાન કરવા દેતા. એક પુસ્તક જાતે વંચાવતા–વાંચતા–વાંચવા આપતા –ભેટ આપતા.

ગ્રીન સાહેબની, તે વેળા સુરતમાં વસતા એક અંગ્રેજી નૌકાસૈન્યના કૅપ્ટન સ્કૉટ જોડે, ગાઢી મૈત્રી હતી. ઇતિહાસ–ભૂગોળનો શોખ એમને ઝાઝો હતો. "ગ્રીન સાહેબે" મારું ઓળખાણ સ્કૉટ સાહેબ સાથે કરાવ્યું. જ્યારે જાઉં ત્યારે એમનો દરવાજો ઉઘાડો. 'નંદ' એ નામે મને તે બોલાવતા. નંદને માટે સદર દરવાજો ખુલ્લોઃ ને નોકરને વરદી પણ આપવાની જરૂર નહિ. ખગોળવિદ્યાના તે ઉપાસક હોવાથી અગાસીમાં

તરેહતરેહનાં દૂરબીનો ગોઠવેલાં હતાં. આકાશસૃષ્ટિનું સમ્યક્ નિરૂપણ તેમણે મને કરાવ્યું. તે વેળા મને જે આનંદ થયેલો તેનું યથાસ્થિત બયાન જ ન થાય. કેન્ટ મહાત્માએ મૃત ચકલીની આંખમાં આકાશને પ્રતિબિંબિત જોયું, તે વેળા એનાથી જે ગહન વાક્ય ઉચરાયું હતું તેવો જ ખ્યાલ મારા હૃદયમાં તે વેળા થયેલો. બ્રહ્માંડની અનંતતા ને મનુષ્યની ગાંભીર્યમયી મતિ!! * મુસ્તનદ સફરનામાઓની હારની હાર કબાટમાં ગોઠવાયેલી. જીવનચરિતનાં પણ સેંકડો પુસ્તકો. આ જ્ઞાનભંડાર મેં ચાતકની તરસી આંખે નિહાળ્યો ને તેવી જ અધીરાઈથી હું વાંચી ગયો. હું જગતનું બાળક છું એમ મને લાગવા માંડ્યું.

આ બે વ્યક્તિઓના સંસર્ગથી અંગ્રેજ–જાતના સદ્ગુણ ઉપર મારો પક્ષપાત વધ્યો. શિષ્ય–શિક્ષક સંબંધ હોવા છતાં સામાન્ય સમાગમમાં વર્ણભેદનો ઓળો સરખો પણ પડતો નહિ. અમારા સ્પર્શથી શ્યામવર્ણ થઈ જશે, એ ખ્યાલ સરખોયે ગ્રીન સાહેબમાં અમે જોતા નહિ. અમારી રીતભાત સુઘડ હતી ખરી, પરંતુ એમની રીતભાત શું, તે અમને માલૂમ ન હતું. તોપણ એમનું મન એટલું સાનુકંપ હતું કે પોતાથી જુદી જાતના અન્ય લોકોની રીતભાત પણ સુઘડ હોઈ શકે, એવી તેમને પ્રતીતિ થયેલી. 'Native' ('નેટિવ' શબ્દ વપરાતો ખરો પણ તે સાથે 'Gentleman' (જેન્ટ્લમૅન=ગૃહસ્થ) શબ્દ ઉમેરાતો. 'નેટિવ' શબ્દમાં જે તુચ્છકારનો ધ્વનિ કલ્પાય છે તે તો બંગાળામાં જ પહેલવહેલો પ્રકટ થયો.

ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછી, ફરીથી પાછાં ગ્રીન સાહેબનાં લખાણો વાંચવામાં આવ્યાં. 'ઇન્ડો ફીલ્સ' (હિંદનો અનુરાગી) આ સહી નીચે એમણે હિંદીવાનોના બચાવ માટે લખેલું. એ પુસ્તક પોતાને બહુ પ્રિય હતું. મેં આ પુસ્તક કેમ્બ્રિજના પુસ્તકાલયમાં જોયેલું ને વાંચેલું. પોતે કહેતા કે જે મુલકમાં આવાં રત્નો પાકે તેમનું સર્વોત્કૃષ્ટ

* આધારભૂત.

પ્રાધાન્ય બધે વર્તે એમાં શી નવાઈ? પોતીકા જાતભાઈ અને બહેનોને ક્રૂરતાથી બળવાખોરે માર્યાં, તેનું વેર વાળવા જ્યારે યુરોપીય પ્રજાનો મોટો ભાગ તીવ્ર લાગણીથી લખતો હતો, પ્રોત્સાહિત કરતો હતો, તે વેળા આ વિહ્વળ સાગરનું શમન કરતાં એમનાં વાગ્બાણ છૂટ્યાં, "અપરાધીનો ઇન્સાફ કરી તેમને સજા કરો, પણ સાથે નિરપરાધીને શામિલ ન કરશો." જ્યારે અંધ થયેલી વૈર–દેવી હાથમાં ખપ્પર લઈ રક્ત–નૃત્ય કરવા નીકળી હતી ત્યારે તેને હુકમ થયો! "આંખના પાટા ખોલ: અંગ્રેજના ન્યાયવર્તનમાં ન્યૂનતા ન આવે."

આ લખાણથી ગ્રીન સાહેબ ઉપર મુંબઈનો સમસ્ત અંગ્રેજવર્ગ નારાજ થયેલો. એમના ઉઘાડેછોક નાસ્તિકપણાથી પાદરીઓ તો ત્રાસેલા હતા, કલમના પ્રહારથી ઘવાયા હતા, તેમનો વૈર લેવાનો વારો આવ્યો. નાસ્તિકપણા સાથે રાજ્યદ્રોહનો આરોપ મુકાયો. આમ એમના વિરુદ્ધ લખી લખી એમના દુશ્મનોએ એમને હેરાન કર્યા.

આ વેળા ડેકન કોલેજમાં એમની બદલી થયેલી. દુષ્ટ આરોપના પ્રત્યુત્તર આપવામાં, હિંદી પ્રજાના સદ્‌ગુણ આલેખવામાં તથા સરકારને સાદી રાજબુદ્ધિ સુઝાડવામાં એમને એટલો શ્રમ પડ્યો કે મગજની કમજોરીની બીમારી લાગુ પડી ને આ મહાન પુરુષ, લોર્ડ કેનીંગ માફક, મધ્યાહ્નમાં જ અસ્ત પામ્યા. પાદરીઓની અમાનુષિક પણ સ્વાભાવિક ખુશી જેટલી ખુલ્લી હતી તેટલું જ શિક્ષિત હિંદીઓનું દુઃખ તીવ્ર અને અનિવાર્ય હતું.

ગ્રીન સાહેબ સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ હતા. નાસ્તિક નહિ પણ 'એગ્નોસ્ટિક' મતના હતા ને હેમલેટ સાથે માન્ય કરતા કે There are more things in heaven and earth, Horatio, than are dreamt of in your philosophy." પણ કલ્પનાસૃષ્ટિ માટે આ વાક્ય ગમે તેવું અગમ્ય સુખાસ્પદ હોય, તોપણ શાસ્ત્રીય જીવન માટે તો "દેખો તેટલું જ માનો" એ એમનો બોધ હતો.

સુરતમાં આ વેળા એક વ્યાખ્યાન અપાયેલું :- "જુઓ વિદ્યાર્થીઓ ! નાસ્તિક શેલીનો મૃત્યુક્ષોભ, ને બીજી તરફ આસ્તિક ખ્રિસ્તનિષ્ઠ એડીસનની અવસાન-શાંતિ ! !" આ વાગ્બાણ મી૦ ગ્રીનને ઉદ્દેશી હતું.

મોંટગોમરી સાહેબનું નામ સુરતના બાહોશ પાદરીઓમાં ગણાશે. તેઓ વિદ્વાન હતા, વિદ્યાવિલાસી હતા. તેમનો આસ્તિકપણા પર બોધ સપક્ષ પણ હતો. ગ્રીન સાહેબની બાબતમાં તો સર્વ પાદરીઓના નિષ્પક્ષપાતપણા ઉપર તથા તેમના ઉદાર ચિત્ત ઉપર એવું તો આવરણ બંધાઈ ગયું હતું કે ન્યાયનાં કિરણ તે શી રીતે પ્રકટે ? મોંટગોમરી સાહેબે મને કહેલું કે મારે ત્યાં ભણવા આવશો તો લૉજિક ને 'ફિલોસોફી' શીખવીશ. પણ મને તે વેળા પાદરીઓ તરફ એટલી અશ્રદ્ધા થયેલી કે મેં આ અવસરનો લાભ ન લીધો; અને મને પાછળથી અફસોસ થયેલો. ટ્રેલૉની'નાં 'શેલી' બાબતનાં લખાણ પોતે વાંચતા ને કહેતા કે 'શેલી'નું મડદું જોયું ત્યારે તેનું કેવું પ્રસન્ન વદન હતું ! એક મહાન નાટયકાર એક સોડમાં, બીજું અંગ્રેજી બુલબુલ બીજી તરફ. આમ પોતાના કિરતાર સમક્ષ તે ઊભો રહેલો. ( nothing of him that doth fade but suffer a sea change into something rich and strange.) આ તો મૃત્યુ તે માત્ર રૂપાંતર જ હતું.

ગ્રીન સાહેબે કદી અસત્ય સેવ્યું ન હતું, પારકાંને પીલ્યાં ન હતાં, નીચ માર્ગ આદર્યો ન હતો, પરસેવામાં ખામી આણી ન હતી, તો પછી એવાને મૂર્તિપૂજાની શી જરૂરત ને દેવળગમનથી શો ફાયદો ? એમના જ જીવન ઉપરથી કેટલાક વિદ્યાર્થીઓએ પોતાના જીવનનું બંધારણ કરેલું !

यद्यत् कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥

સંધ્યાનો પાખંડ હું હતો જ નહિ. દેવદર્શનનો મને શોખ ન હતો. જાત–સુધારણા ને લોક–સેવા, એ જ વિશ્વકર્તાની આરાધના છે, એ મારો નિશ્ચય ગ્રીન–જીવનમાંથી બંધાયેલો.

(૧) તરીકત બજુઝ ખિદમતે ખલ્ક નીસ્ત.
ન તસ્બીહો સજ્જાદઓ દલ્ક નીસ્ત.

તે જમાનાના બીજા પ્રખ્યાત શિક્ષક દાદોબા પાંડુરંગ હતા. તે જાતે પરભુ હતા. જેમ ઉત્તર હિંદુસ્તાનમાં મુસલમાનોની અમલદારીમાં મુત્સદ્દીપણું કાયસ્થ અને ખત્રીએ જાળવ્યું, તેમ પેશ્વાઈના ભગવા ઝંડા નીચે પરભુઓ દાખલ થયેલા. લખનાર કોણ તો કે પરભુ–આ ખ્યાલ એટલે લગી ગયેલો કે મુખ્ય કારકુન ચાહે તે કોમનો હોય તો પણ તે 'પરભુ' કહેવાતો. (જેમ હાલમાં ઉત્તર હિંદમાં 'લાલા'નું નામ કાયસ્થને લીધે કારકુનોને ચોંટેલું છે તેમ.) હવે તેમનું પ્રયોજન રહ્યું નથી એટલે આ રસિક કોમ સુરતમાંથી નાબૂદ થઈ છે. 'પ્રયોજન' ઉપર જ વિશ્વમાં સૌ બંધારણ અવલંબન રાખે છે, તેનો પોતે આ દાખલો આપતા.

ગ્રીન સાહેબ પછી ગ્રેહામ સાહેબ આવ્યા. મારા પિતા ઉપર એમની અથાગ મહેરબાની હતી. અભ્યાસનું કામ આગળ વધતું ગયું તે સાથે ઈ. સ. ૧૮૪૯ થી નીચલાં ધોરણોમાં ×'વઝીફેદાર શાગિર્દ' તરીકે શિક્ષણ પણ આપવા લાગ્યા. ગણિતમાં ગ્રેહામ સાહેબ બહુ પ્રવીણ હતા. ૭ ફીટ ઊંચા, ચૌડા, મજબૂત બાંધાના, દુર્વાસા જેવા ક્રોધી છતાં તેમનું હૈયું મીણ જેવું મુલાયમ હતું. આ ઉદાર દિલના 'આયરિશમેન'ની મહોબ્બત કોઈ દિવસ એમનાથી ભુલાઈ નહિ. 'અમારા બાપાનાં નામ

---

(૧) લોકની સેવા બજાવ્યા સિવાય (ઈશ્વરી) દાન પ્રાપ્ત થતું નથી. માળાની, નમાજના તકિયા વગેરે સાધનની જરૂરત નથી.

× વઝીફા–શિષ્યવૃત્તિ.

ટૂંકાં કરી નાંખેલાં, મારું 'નેન્ડ,' મહિપતરામનું ' માઈપં,' પાર્વતીશંકરનું ' પૌર્વટી ' ને એદલજીનું ' એડલ.'

સાહેબ ખાતા હોય કિંવા ગમે તે અવસ્થામાં હોય તો પણ અમને પોતાના ઓરડામાં બોલાવે ને વાતચીત કરી અમારું દિલ બહલાવે. એક આખી મરઘી એની મેજ ઉપર આવતી, મરીમસાલો કાંઈ લે નહિ. દારુનો મોટો શીશો ખડો ને ખડો ! તેથી ગડબ ગડબ એને ખાતો જોઈ અમને તો કુંભકરણની જ ક્ષુધા યાદ આવતી. એણે કોઈ દિવસ કોઈ છોકરાને નહિ કહેલું કે મારી સાથ ખાવા લાગ. વટાળવાનો ધંધો એનો ન હતો. "સૌ સૌનો માર્ગ સારો, સૌ સૌના દેવ રૂડા" આ સૉક્રેટીસનું વેણ વદી ધર્મ બાબત કદી પણ તેઓ બોલતા નહિ.

એમનું જીવન કાંઈક તામસી પણ નિર્મળ ને સાદું હતું. પૈસા ઝાઝા નહિ પણ સ્વભાવ ઉદાર હતો. પાટિયાં પર ' ચૉક ' વડે લખે ને ભૂસવું હોય તો થૂંકથી ભૂસે, આથી અમને બહુ આશ્ચર્ય લાગતું. એક દિવસ તેણે કહેલું: " આ બચપણથી બૂરી આદત પડી છે. અમે ઠંડા મુલ્કના રહીશ એટલે (hydrophobia) પાણીના ત્રાસથી હમેશ ગ્રસ્ત રહીએ છીએ." ' રોમન કૅથૉલિક ' હોવા છતાં દેવળમાં પોતે જતા નહિ.

ઈ. સ. ૧૮૫૨ ની પહેલી જૂને ઉત્તર વિભાગની શાળાના ' સુપરિન્ટેન્ડન્ટ'ના હાથ નીચે કારકુનની જગ્યા પ્રથમ પોતાને મળી. મોનિટરથી કારકુન થયા તેથી પ્રતિષ્ઠા વધી ને પગાર પણ વધ્યો. એક ટટ્ટુ મેં ખરીદ્યું ને ગ્રેહામ સાહેબ સાથે હું ડિસ્ટ્રિક્ટમાં નીકળ્યો. સ્વભાવે તરંગી, ધૂનમાં હોય તો બહુ વિદ્વત્તાની વાત કરે. કોઈકવાર ચોકઠું ઠીક ન બેઠું હોય તો સામાન્ય દાખલો ગણતાં યે ગોથાં ખાય. પણ પ્રીતિઝરણું અવિચ્છિન્ન ઝરપ્યા કરતું. ગુસ્સે થાય ને પછી આંખમાં આંસુ આવી જાય. પેન્શન લઈ ' નાયગ્રા'ના ધોધના મુલ્કમાં

જઈ વસવાનો એમનો વિચાર હતો. "નંદ! તું ત્યાં આવશે ત્યારે હું તારો બહુ સત્કાર કરીશ." ત્યાં ગયા પછી એમણે મને બે એક પત્ર પણ લખેલા. 'નાયગ્રા'ના ધોધ હેઠેથી તરી જવાની એમને ધૂન હતી. મને તો લાગે છે કે એ ભોલો-દોલો ખુદાનો આદમી આ જ ભયંકર પ્રયાસમાં મૂએલો.

નિશાળો તપાસતાં તપાસતાં એક દિવસ અમે પારનેરાના ડુંગર પાસે આવી પહોંચ્યા. કામ પૂરું કર્યા પછી અમે આ મરાઠાનો ગઢ જોવા નીકળ્યા. ભોમિયો લેવાની મારી ભલામણ રદ ગઈ. 'છટ, એની શી જરૂરત છે?' જરૂરત થોડીવારમાં જણાઈ. રસ્તો વિકટ, ઝાડીવાળો ને ટોચે પહોંચતાં રાત થઈ ગઈ. પછી તો કહેવા લાગ્યા, "નંદ! અહિં તો સાયંકાળે ટેંડુ આવે છે ને હું તો બંધૂક મારી ભૂલી ગયો છું. હું તો આવેલે માર્ગે પાછો નહિ ફરું, સીધો જ સરું છું." મેં કહ્યું કે ઉઝરડાઈ જશો. એમ જાનવર તે શું મળવાનું હતું? પણ શેતાન સવાર થયેલો એટલે તો એણે જમીન ઉપર બેસી સીધાં સરવા માંડ્યું. હું તો આવેલે જ રસ્તે પાછો ફર્યો. એક જંગલી જેવો આદમી ઉપર રહેતો હતો, તેને વરતણિયા તરીકે સાથે થોડે લગી રાખેલો. મુકામ પર મોડી રાતે હું જઈ પહોંચ્યો. જોઉં છું તો બધે તાપણાં સળગાવેલાં હતાં. મને દૂરથી આવતો જોઈ ગ્રેહામ સાહેબ તંબૂમાંથી બહાર નીકળ્યા. એક જાંગિયો પહેરેલો હતો, બાકી શરીર ઉપર કાંઈ નહિ. બધું શરીર ઉઝરડાઈ ગયું હતું. કપડાં ફાટી ગયેલાં. મને તો થયું કે તારું નાનકડું શરીર ટેંડુના દસ્તરખાન ઉપર બિરાજ્યું હશે. (I thought your tiny body was adorning the supper-table of the Parnera leopard) ને તારા બાપને હું શું જવાબ દઈશ? ટેંડરવાને ભડકાવવા, અને હું રસ્તો ન ભૂલું તે માટે આ ભયાનક ગરમીની મોસમમાં પણ એણે મારી સહીસલામતી માટે તાપણાં સળગાવેલાં હતાં. સગા બાપની પણ આથી વધારે દાઝ હોઈ શકે?

મેં કહ્યું કે 'તમે ઘાયલ જણાઓ છો.'

"છટ, એ તો કાંઈ નહિ; કપડાં ને ચામડી ફાટે યે ખરાં ને સંધાઈ પણ જાય."

આગળ કાંઈ કહેવા જતા હતા એટલામાં હોહા સંભળાઈ. એક વાઘ પાસેના ગામમાંથી કોઈનો વાછરડો ઉઠાવી ગયો. ડુંગર પર તો હોય પણ અહીં તો તળેટીમાંયે મામો ઘૂમતો જણાયો! મારામાં ભય કદી વસેલો જ નહિ. આ જાનવર જ્યાં લગી આદમખોર થતું નથી ત્યાં લગી મનુષ્ય ઉપર હુમલો કરતું નથી.

ગ્રેહામ સાહેબે જ મને ઘોડે બેસતાં શીખવ્યું. પોતાના બુલંદ 'વેલર' ઉપર મને બેસાડે, ને પછી મારે આંચકો ઘોડાની લગામને. મનુષ્ય જેમ સ્વાભાવિક તરતાં શીખે છે તેમ બે ચાર વાર પડી આખડી ઘોડે બેસતો થઈ જાય છે. "ડર રાખ્યો તો ભીતિ જતી જ નથી ને સવારી શીખાતી નથી." પોતાને આખર લગી ઘોડે બેસવાનો મહાવરો રહેલો.

ગ્રેહામ સાહેબ એક ગણિતના અધ્યાપકની મશ્કરી કરી કહાણી કહેતા કે "વગર વિચારે તે બોલ્યો કે ઘોડેસ્વાર થવું એમાં શી મુશ્કેલી છે? ઠીક બેસવું અને centre of gravity (ગુરુત્વ મધ્યબિંદુ) જાળવી રાખવું, પછી કેમ પડાય?" વિચાર–યાને સિદ્ધાંત–અને આચાર –યાને પ્રયોગમાં શો ફરક છે તે તે વેદિયા ઢોરે થોડીવારમાં જોયું. આ ગુરુત્વ મધ્યબિંદુ સચવાયું નહિ ને જમીન પર રગદોળાયો.

પરીક્ષા પૂરી કર્યા પછી શિક્ષણપદ્ધતિ બાબત બધા મહેતાજીઓને એકઠા કરી ભાષણ આપતા. હું માસ્તરોને ત્યાં ઊતરતો નહિ. ગામના પટેલ કે દેસાઈને ત્યાં પડાવ નાંખતો. ગામડાના લોક બહુ જ આતિથ્ય-સત્કાર કરે. હું જાતનો બ્રાહ્મણ, સાહેબ પાસે મારું આટલું ચલણ, તેથી મારી માવજત તો બધા કરતા. જિયાફત બધે ચપાય, પણ

એમના હાથનું રાંધેલું હું ખાઉં નહિ, તેથી કાચું સીધું મને મોકલતા. અનાવલા બ્રાહ્મણનાં બૈરાં બહુ જ પરોણાચાકરી કરનારાં હોય છે. અથાણાં, પાપડ વગેરે સૌ મને મોકલે. તે બીચારાં કાંઈ લાલચથી નહિ કરતાં, માત્ર મનુષ્યહૃદયમાં સ્વાભાવિક આતિથ્ય–સત્કારની ઊર્મિ સ્ફુરી રહેતી. આ ગામડાંના લોક ઉપર મારી અથાગ પ્રીતિ હતી. તેઓ સાદા, સીધા, અભણ પણ નૈસર્ગિક બુદ્ધિવાળા હતા. રસિક વાતો કહેતા, બનેલું ને બનવું જોઈએ તે સેળભેળ કરી દઈ, ચોક્કસ વિચારનો અનાદર કરી તડાકા મારતા, ને મને રમૂજ પમાડતા.

એક દિવસ અમારા તંબૂમાં ઠઠ ઝાઝી મળી હતી. વાતાવરણમાં પણ સ્થૂળતા આવી ગઈ હતી. એકદમ ગ્રેહામ સાહેબ ઊઠ્યા ને સર્વને કાઢી મૂક્યા ને એક તગડા (જાડા) હજામને પકડી અંદર લાવ્યા. તે થર થર કાંપતો હતો. તેનું મોં ફાડી એક ગોળી ખવાડી દીધી. હું તો જોયાં જ કરું કે આ શો અફતસવાર થયો? મારી આંખ સાથે આંખ મળતાં તે હસી પડ્યા. હું જરા પણ હસ્યો નહિ; ને અઢાર વર્ષની છોકરવાદ મુખમુદ્રાને ગંભીર બનાવી બોલ્યો: 'સાહેબ, તમે આ લોકોને અનાદર કરી કાઢી મૂક્યા, તે આપણી તપાસણીના કામમાં ફતેહ નહિ મળે.' તેઓ બોલ્યા, "ડર મા, નંદ! કામ ઓછું વહોરવું પડશે. મારો ઇરાદો કાંઈ બધાને કાઢવાનો ન હતો. પેલા તાજા, કોઢી હજામને પકડવાનો મારો વિચાર હતો. તે સૌથી પહેલો દોડ્યો, તેથી તેને પકડતાં સૌને દોડાવ્યા. મને લાગ્યું કે એને જુલાબ ફાયદો કરશે. તું બહાર જઈને કહે કે ગોળી ઝેરની નહિ પણ જુલાબની જ છે." મારો સ્વભાવ મૂળથી જ આનંદી, તે હસવું મારું માય જ નહિ.

બહાર જઈને જોઉં છું તો તે પીન, પુષ્ટ હજામને જમીન ઉપર લોકે સુવાડેલો ને ઊલટી કરાવવાના ઉપચારો જારી. તે +'કુંદે નાતરાશ'ની હાલત ખરે દયામણી હતી! પરસેવાના રેલા તેના સ્થૂલ

+ અસંસ્કારી, નાલાયક.

કપાળ ઉપરથી વહે ! આંખ ચઢાવી દીધેલી, ને ગાત્ર શિથિલ ! ખરી વાત મેં કહી દીધી, એટલે તરત જ "હટ્ બેચરિયા ! ખસ, બાવડી ચસકી." તે ખાનદાન, મિથ્યાભિમાની, 'નાઉ' ઊભો થઈ ગયો ને ખૂંખારી બોલ્યો, "હું તો પહેલેથી જ કહેતો હતો કે એ તો સાહેબે ગેલ કર્યું, પણ આ ડરકુઓ લઈ પડ્યા કે ઝેર ખવડાવ્યું. હું મરત તેમાં સાહેબને ફાયદો શો હતો? મશાલ ધરવા પછી કોણ વેડે આવત?" જીવરામ ભટ્ટનો અમર આત્મા ! તારો પરતો સઘળે જામેલો જણાય છે ! એ જ 'નાઉ' દીવાબત્તી કરવા રાત્રિએ અમારે મુકામે આવ્યો. સાહેબે તેને એક રૂપિયો ઇનામ આપ્યો.

'આઇરીશમેન'નો મને આગળ જતાં બહુ અનુભવ થયેલો. ધૂની, ટીખળી, જિદ્દી, × ઝહીન, આનંદી પ્રકૃતિવાળા અને ચક્રમ, આ લોક જ્યાં જાય છે ત્યાં સર્વના હૃદયાંગણમાં પ્રવેશ કરે છે. પણ જો જો ! એમના ભરોસા ઉપર નાવ નાંગરો તો ! એમ ન માનશો કે આસપાસ ખરાબા નથી ! તપાસણીમાંથી પાછા ફરતાં એક મોટા બતેલામાં અમે બાણીમોરા થઈ સુરત દરિયારસ્તે આવ્યા. હવે ગ્રેહામ સાહેબનો નોકરીમાંથી જવાનો વારો આવ્યો. બે વર્ષની 'ફર્લો' લઈ તે વિદાય થયા. ૭ મહિનાની અંદર રાજીનામું મોકલી આપ્યું. જતી વખતે મને ભેટ્યા. તેમની આધેડ આંખમાં આંસુ આવી ગયાં. મારા ઉપર તો અથાગ મહેરબાની, પ્રીતિ ને ભરોસો હતો. "યાદ રાખજે હોં ! નાયગ્રા તારે આવવાનું છે. ત્યાં મારો આવકાર તું જોશે." નાયગ્રાના નામની સાથે મને ગ્રેહામ સાહેબ યાદ આવે છે ને તે નિર્મળ જીવનચંદ્ર અમારા હૃદયોદધિમાં ભરતી આજે પણ લાવે છે. એમના ગયાથી મને જરૂર ફાયદો થવાનો—બલકે મુખ્ય અધ્યાપકની જગ્યા પણ મળે—તે સ્વાર્થી વિચારથી પણ એમનો વિયોગ મને ઓછો દુઃખકર ન લાગ્યો. મારી તો બન્ને આંખ અશ્રુપાત કરતી હતી.

---

× ચાલાક

ગ્રેહામ સાહેબની એક કહાણી બાકી રહી. એક વેળા મોટી ડાંગ લઈ સાહેબ તથા મારા પિતા ફરવા ગયા હતા. રસ્તામાં સ્મશાનથી પાછા ફરેલા ડાઘુઓ આવતા મળ્યા. બીડી પીતા, ગપ્પાં મારતા, કોઈ નીચ કોમના માલૂમ પડતા હતા. મરણ પામેલા શખ્સનું ઘર નજીક આવેલું, તેની અમને 'નોટિસ' નહિ મળેલી. એકાએક આ રમતગમતમાં મશગુલ, સૌ મનુષ્યનું ઝુંડ કૃત્રિમ શોકનો પોકાર કરવા લાગ્યું. મી. ગ્રેહામ એક વીજળી માફક ઊડયા ને ડાંગ હવામાં ચલાવવા લાગ્યા. બધા જીવ લઈને નાઠા. પછી મને પૂછ્યું કે આ શું ? મેં રૂઢિનું બયાન કર્યું. "મરેલાંનું અપમાન મારાથી સંખાતું નથી," એમ બોલી પોતાનો ભીમસેનનો વ્યવહાર ઉચિત સાબિત કર્યો.

એમના ગયા પછી ગુડ સાહેબ આવેલા.

હું વડોદરા કોલેજમાં ભણવા ગયો ત્યાં લગી સાયંકાળે મારા પિતા તથા માતામહ જોડે હમેશ સેર કરવા જતો ને તે વખતે પાછલી હકીકત પૂછતો, ને તેઓ જે કહેતા, તેનું એકાગ્ર ચિત્તે સાંભળી મનન કરતો. અમે વિદ્યાર્થી તરીકે પાઘડી અંગરખાં પહેરી શાળામાં જતા તેથી ગ્રેહામ સાહેબનો પાટલી ઉપર ઊભા રહેવાનો હુકમ કોઈ પણ વિદ્યાર્થીને અમલમાં મૂકવાની ફરજ પડતી ત્યારે તેને શરમ બહુ લાગતી. ભણવામાં કસુર માટે નહિ, પણ આડીઅવળી વર્તણૂક માટે ગ્રેહામ સાહેબ 'ચૌદમું રતન' સચોટ વાપરતા.

અમારા સહાધ્યાયીઓમાં એદલજી મંજીભાઈ બહુ ઠાવકા ગણાતા. 'તૌબા, તૌબા, આજ શી ગરમી છે,' એમ તે નાજુકાઈથી બોલે. અમે હસીએ કે જુવાનિયાને વળી ગરમી શી ? તેમને ખગોળવિદ્યાનો બહુ શોખ હતો. તારાઓની સ્થિતિ, અસ્તોદય વગેરેની માહિતી એમને પૂરી હતી. એમના કાનસિયા (તે વેળાના પારસીઓ આ સિવાય બાકીનું માથું સાફ મૂંડેલું રાખતા) ઠીકઠાક હોળેલા રાખતા. એમનાં કપડાં પર કરચલી નહિ. સ્લેટ સાફ; ને ચોપડી સારાં પૂઠાંવાળી. એમનું બધું જ "સુપરફાઈન."

મહિપતરામ એટલા જ ગરબડિયા. કામ બધું સટરપટર પણ એમના મગજમાં બધું ચોક્કસ. આગ્રહી સ્વભાવ તો ત્યારનો જ પ્રકટ થયેલો. તે પ્રેમાળ, સાલસ અને સાદા હતા. છેલ્લે લગી મારા મિત્ર રહેલા.

રતનલાલ-(અમારા પડોશમાં કાયસ્થ રહેતા હતા) રંગીલા-'લાલા'-ભણવામાં તેજ પણ મહેનત કરે જ નહિ. દુનિયામાં જેટલી મસ્તી તે એમનામાં ભરેલી. સવારની નિશાળ હોય ત્યારે દુકાનદારની બધી લાકડાંની સીડી ગેબ કરી દે. પછી ઊંઘમાંથી ઊઠેલા તે ઉદ્યમી પુરુષોમાંથી જેને ધરતી ઉપર ઢળવું પડતું હશે તેનો આશીર્વાદ કોને નહિ ફળ્યો હોય? સુસ્ત નિશાળિયાનાં આંગળાં ચપ્પુની અણીવડે ટોચવાની ગ્રેહામ સાહેબને ટેવ હતી. "રતન! જા ચપ્પુ લઈ આવ દફતરમાંથી!" આમ હુકમ થતાં લાગલા જ રતનલાલ ઊઠે, વાર લગાડી પાછા આવે. ચપ્પુ તો ફેંકી જ દીધેલો હોય ને આવીને કહે, "સાહેબ, ત્યાં તો ચપ્પુનું નામે નથી! મેં બહુ શોધ્યો." આમ સાહેબના સેંકડો ચપ્પુ ઊડેલા.

જગજીવનદાસજી અમારાથી આગળના. મુકુંદભાઈ ઠાવકામાં ખપતા. તેજ બુદ્ધિના, ન બહુ હસે ને ન બહુ બીજામાં ભળે. જાતે ડાહ્યા, × મુખત્તેસાન, ને તેથી વિશેષ ડાહી વાતો કરનારા. અમારા વર્ગમાં 'તમે'થી ફક્ત એમને જ અમે બોલાવતા. ચીપીને ધોતિયું પહેરે, ને રમતગમતમાં ન ભળે. પાર્વતીશંકર ગરીબ હતો. મક્કમ મનનો, * કિફાયતશાર, ટીખળી અને ગણિતમાં એક્કો. પાર્વતી-સાહસી પાર્વતી-મારો ખરો દોસ્ત હતો.

જેભાઈ ભણવામાં મધ્યમ પણ અમારા વિદ્યાર્થી જીવનનો ચિરાગ! બેહદ આનંદી! બીજા તો હસીને હસાવે પણ જેભાઈ તો ડાહ્યુંડમરું

---

× ઠાવકા, ગંભીર, * બચત કરવાવાળો.

મોં રાખી એવી એવી તાત્કાલિક સૂચના કરે ને માર્મિક વાગ્બાણ છોડે કે હું તો ગૂંછળું જ વળી હસું. એક દિવસ ગ્રેહામ સાહેબે જેભાઈને પકડ્યા. એમનું ગોરું મોં ને જરા ભારે શરીર, તેથી જ પસંદગી થઈ હશે. એકાએક 'પોર્ટ' વાઈન'નું એક 'ગલાસ' પીવાડી દીધું. જેભાઈને પરવડ્યું તો લેશમાત્ર નહિ, પણ નીડર રહી હસવા લાગ્યા. બહાર નીકળ્યા ત્યારે મને કહે: "અલ્યા કોઈને કહીશ મા હોં!" હું તો મૂગો રહ્યો. આ પ્રમાણે પોતાના દરેક મિત્રને કહી વળ્યા ને સાથે સૂચના કરી કે ખામોશ રહેવું. આખર સૌને માલૂમ પડી ગયું. "હું બોલ્યો તો બોલ્યો પણ તું કેમ બોલ્યો" આમ માંહોમાંહે તકરાર ચાલતી હતી, એટલામાં જેભાઈએ જ ખુલાસો કર્યો કે મેં જ બધાંને કહેલું. અમે ખૂબ હસ્યા.

જેભાઈ સદ્ગુણી હતા. કેળવણીખાતામાં ઊંચી પદવીએ ચઢેલા. "માર્કંડ (મારા વડા ભાઈ) નાં લગ્ન સમયે હું કચ્છથી આવ્યો ત્યારે જેભાઈની તબિયત ક્ષીણ થઈ ગઈ હતી. હું મળવા ગયેલો, વહેવાઈ આવ્યા તેની ખુશી બીજાને થઈ ખરી, પણ મારો પુરાણો મિત્ર માંદો માંદો પણ ઊભો થયો ને મને ગાઢ આલિંગન કર્યું. અમારો ભૂત સ્નેહ યાદ આવ્યો, ને અમારા બન્નેની આંખમાં આંસુ આવી ગયાં."

તે વેળા જે જમાનો અસ્ત પામતો હતો, તે અદ્ભુત હતો. નવાબી પડી પડી પણ ઉજાસ મારી રહી હતી. તેના ઝાંખા તેજમાં સૌ ઝંખવાયેલા જ હતા. ફારસીનો પ્રચાર ઝાઝો હતો. સંસ્કૃત ગિરા તો સરસ્વતીની સાથે અરણ્યરેણુમાં શમી ગઈ હતી. શાસ્ત્રીઓની દક્ષિણા કમી થયેલી, એટલે નિષ્કામ સંસ્કૃતનો અભ્યાસ છૂટ્યો, તે પેશ્વાઈના આશ્રય નીચે ખીલવા લાગ્યો. આ ફારસીની ગાંડાઈ એટલે લગી ચાલેલી કે મુત્સદ્દીઓમાં એક્કા કહેવડાવતા રાયજી કુટુંબમાં તો નામ પણ બદલાઈ 'મિજલસરાય' 'સાહેબરાય' નામ રખાયાં. સાહેબરાય તો સંધ્યા પણ ફારસીમાં બોલે ને કાળને અનુસરી આ ક્રોધી પુરુષના કુળગોરને પણ

ફારસી બોલવું પડતું. એતબાજીનો લોકને બહુ શોખ હતો, ને ઉત્તર હિંદુસ્તાનમાં–લખનૌ તથા દિલ્લીમાં–'મુશાયરા' (કવિઓનો જલસો) મળતા, તેમ સુરતમાં પણ નાગરકાયસ્થ મળી પોતપોતાના કસીદા કહી સંભળાવતા.

અભેરામ નામના કાયસ્થને પોતાના ફારસી ભાષાના જ્ઞાનની ભારે તુમાખી હતી. નવાબ સાહેબ આગળ પ્રશ્ન મુકાયો કે "હઝુરેવાલા! આદિતરામનું નામ 'આઈન'થી લખાય કે 'અલિફ'થી?" નવાબ સાહેબ જેવા શરીરે સ્થૂલ હતા તેવા જ બુદ્ધિના કુંઠિત હતા. "બિલાશક 'આઈન'થી. મારા દીવાનના ઘરમાં મામૂલી 'અલીફ' વપરાય જ નહિ." અભેરામે કહ્યું કે "ખુદાવંદે નેયમત! આદિતરામજીને પૂછો. આદિત્ય એટલે સૂર્ય: તે હિંદી શબ્દ એટલે 'આઈન'થી શરૂ ના જ થાય!"

આદિતરામ આવ્યા. નવાબ સાહેબે પ્રશ્ન પૂછ્યો. પ્રશ્નની લઢણ ઉપરથી મુત્સદ્દીને માલૂમ પડ્યું કે નવાબ સાહેબને 'આઈન'થી શરૂ કરાવવું છે. પોતાને ફારસી ભાષાના વિષ્ણુશર્મા–સાદી–નું વેણ યાદ આવ્યું: "દરોગ મસ્લહત આમેઝ બિહ અઝ રાસ્તિએ ફિત્નાઅંગેઝ." વળી લોકવાયકા છે કે सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् । (સાચું બોલો, મીઠું બોલો પણ સાચું જે કડવું હોય તે ન બોલો.) વળી શેખસાદી કહે છે કે:

*અગર શેહ રુઝરા ગોયદ શબસ્ત–ઈં;
બિબાયદ ગુફ્ત ઇનક માહો પર્વીન.

તેમણે જવાબ આપ્યો. "+બજા ફરમાતે હૈ જહાંપનાહ! બન્દેકા નામ 'આઈન'સે શુરૂ કિયા જાતા હૈ." નવાબ સાહેબે મૂછે તાલ દીધો.

* જો પાદશાહ દિનને કહે કે રાત છે તો તેને ઉત્તર આ જ વાળવો ઘટે છે કે હા! જરૂર રાત છે ને ચંદ્ર ને તારા આ રહ્યા.

\+ યોગ્ય, ઠીક.

'બહુત ઠીક ! ચોપદાર ! ગબડાદો યહ મુઝીકો સીડીસે.' અબેરામ નાઠો, તેણે ના ફરી ફારસી બાબત બડાશ મારી કે ના ફરી દરબારમાં મોં બતાવ્યું !

આવી નિષ્ફળ તકરારથી બુદ્ધિ સતેજ તો જરૂર થતી, વાચાળપણું વધતું, પણ તેથી નૈતિક કે માનસિક સમૃદ્ધિમાં વધારો થતો નહિ. જેમ કોઈ સૂત્રકાર, એક માત્રા ઓછી કરી, સંક્ષિપ્તમાં આલેખી, પોતાની ખુશીની પુત્રપ્રાપ્તિની ખુશી સાથે સરખામણી કરે છે, તેમ યોગ્ય અવસરે યોગ્ય વેણ બોલવું, તેનું કોઈ કવિના પ્રસિદ્ધ વચનથી સમર્થન કરવું, તાત્કાલિક ઉત્તર આપવો ને તે પણ યમક અલંકારથી ભરપૂર, ને વજનનો × લિહાજ રાખી આપવો એ તે વખતની ખાસિયત હતી. શબ્દમાં, વાક્યમાં, તેના ઉચિતપણાને લીધે એક જાતનું વાગ્માધુર્ય આવતું, ને શિલ્પકાર આરસની પ્રતિમા ઘડી કૃતકૃત્ય થઈ તેને આલિંગવા જાય છે, તેમ પોતાના યોગ્ય વાક્યને વળગી રહેતા—વારેવારે ઉચ્ચારતા—શ્રોતાજનો: 'વાહ ! વાહ ! કમાલ કિયા ! આફરીન !' આવાં વેણ ઉચ્ચારતા. આથી સત્યની પુષ્ટિ તો શેની જ થાય ? પણ "ઈલ્મે મજલીસ"ની પુષ્ટિ તો થઈ. બાબરે જ્યારે હિંદની અંદર પ્રવેશ કર્યો ત્યારે લખેલું કે: "આ અસંસ્કૃત લોકમાં મંડલીમાં બેસવાનો ધારો નથી ને કેમ બોલવું કે કેમ વર્તવું, તે તેમને માલૂમ નથી." આ બધું તે સમયમાં નાબૂદ થયેલું.

હાકેમથી પોષાયેલો કામનો દુર્વિકાર પ્રાબલ્ય પામતો જતો હતો. દારુને નિષિદ્ધ સમજતા, મુસલમાનથી અભડાતા, પરંતુ 'રામજણી'ના હાથની બીડી માન્ય કરવામાં માન સમજતા હતા. ગાનારી વેશ્યા સલામ કરે તો, મારા માતામહના ટોળિયા શબ્દમાં કહીએ તો, 'વાઇસિરોય સાથે હાથ મેળવે એટલી ખુશી, એટલી જ મોટાઈ મનાતી !' સલામ ઉપરાંત કદાપિ તે હસે ત્યારે તો મનકમળ વિકસે, ને મોં મલકાઈ જાય.

---

× વિવેક; અદબ.

'રામજણીઓ' શિયા મજહબની કેમ હોય છે, એની કોઈએ તપાસ કરી નથી. સુન્નત જમાતમાં સખ્તાઈ રખાય છે, પણ શિયા લોક તો 'હસન–હુસેન'ના હૃદયદ્રાવક અહેવાલ ગાતા, રોતા, મરસિયા બનાવે છે; ને મરસિયા ગાતાં ગાતાં તે જ ફિરકામાં દાખલ થઈ જવાય છે. શિયાનો માર્ગ જ ન્યારો. તેમના તાજિયા જુદે જ વખતે નીકળતા. આ વેળા સુરતવાસીઓ 'મીરઝા સામી'ના ચકલાથી માંડી લકડીપૂલ લગી ઊભરાતા. 'રામજણી'ઓ ફકીરી ધારણ કરી નીકળતી, ને મરસિયા ગાતી. ગાયનકળાના શોખીન 'વાહ વાહ!'નું ઉચ્ચારણ કરી તેને પ્રોત્સાહિત કરતા, નાટ્યશક્તિને નિહાળી, મોં વકાસી ઊભા રહેતા. ફકીરી લેબાસની તારીફ થતીઃ—વાહ! કેવો છાજે છે!—ને કેટલાક તો પોતાની ખરી કે માનેલી માશૂકની સાથે ફકીરી ધારણ કરી લીલાં વસ્ત્ર પહેરતા, ને રોતીની સાથે રોતા! ઘરનાં બૈરાં અભણ ને રસશૂન્ય, પુરુષમાં રસજ્ઞતા સ્વાભાવિક. "હું રસઘેલો, તું રસસૂની, મેળ હવે કયમ થાય"—એ વિચારથી અલભ્ય વસ્તુને પ્રાપ્ત કરવા પુરુષો બહાર ભટકતા થયા.

જે લોકમાં એક વેળા 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः' એ ખ્યાલ હતો, તે જ લોકમાં આ પણ લખાયું : यदि स्याच्छीतलो वह्निश्चंद्रमा दहनात्मकः। सुस्वादः सागरः स्त्रीणां तत्सतीत्वं प्रजायते॥ વેદનો તેજોમય આચાર અસ્ત થયો; સંસારની સુંદરતા ધર્મહારક સમજાઈ; મિથ્યાવાદ વધ્યો; સ્થૂળ ને સૂક્ષ્મમાં રૂપાંતર પમાડવા કરતાં સ્થૂળનો નાશ જ કરવો એ વધારે ઉચિત સમજાયું. દેહસંસ્કાર કરતાં દેહકષ્ટ વધારે માન્ય થયું. જન્મ તે પાપનું ફળ, એવી માન્યતા થઈ. જ્યારે સ્વતંત્રતા ગઈ, પરતંત્રતા પ્રાપ્ત થઈ; જ્યારે નારી કુળ–માતા ટળી, વિષયપોષક યંત્ર સમજાઈ; જ્યારે નારી રાજ્યકાર્યમાં પ્રોત્સાહિત થવાને બદલે કજિયા કરવામાં તત્પર રહી, ત્યારે આ દશા પ્રાપ્ત થાય, એમાં કાંઈ નવાઈ છે? તે જગતજનની, જગતભરણી, સૌ સૂક્ષ્મતાનું

મૂળ છે. તે પોતાના આચારવિચારથી સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ તરફ ળિડતાં શીખવે છે. તેની જ્યાં અવગણના થઈ, એટલે રાક્ષસી ગોગ વધ્યો ને રાક્ષસી શૃંગાર વિકસ્યો. રાજસી ગુણો નષ્ટ થયા, તમો–અંધકાર વ્યાપી રહ્યો.

'પ્લેટો' ના 'સિમ્પોઝિયમ' નિબંધનું રૂપાંતર 'શેલી' એ એની રસિક ભાષામાં કર્યું છે. તેમાં 'એગેથોન' કેવી કટાક્ષભરી ને તુચ્છ વાણીમાં કહે છે કે 'ઓ નાચનારા ગાનારા! તમે અંદર જઈ બૈરાંઓનું મન બહલાવો, અમે તો વિજ્ઞાન ઉપર વાદવિવાદ કરીશું. ગ્રીસ દેશના 'એથીનિયન' લોકમાં પરદાનો રિવાજ હશે એવો ક્યાસ કરાય છે. 'શેલી' લખે છે: The women thus degraded, became such as it was expected they would become. They had the habits and qualities of slaves. They were devoid of that moral and intellectual liveliness with which the acquisition of knowledge and the cultivation of sentiment, animate as with another life of over-powering grace, the lineaments and the gestures of every form which they inhabit. Their eyes could uot have been deep and intricate from the workings of the mind and could have entangled no heart in soul-woven labyrinth.

'પેરીકલીસ' જેમ એસ્પેશિયાના ફંદામાં પડ્યો તેમ બીજા સેંકડો પતંગિયાં આ અધોગામી રોશનીમાં ઝંપલાવતાં. ચારુદત્ત ને વસંતસેનાનો દાખલો પહેલવહેલો આપણી નજરે પડે છે. ત્યારબાદ તો એમ જ સાબિત થાય છે કે દુનિયાદારીમાં લાયક ઠરવું હોય તો ગણિકાને ત્યાંજ તાલીમ લેવી. તે જ ભણેલી, રસપૂર્ણ ને રસ પીવડાવનારી મનાઈ. દશકુમારચરિતમાં કન્યાશિક્ષણનું વર્ણન આવે છે, તે માત્ર વારાંગના માટે જ છે.

મરીચિને મેળવવા કોશિશ કરતી કામમંજરીની માતા નીચે પ્રમાણે શિક્ષણ–પદ્ધતિ પર ભાષણ આપે છે: "કામશાસ્ત્ર અંગસમેત ભણાવવું, નૃત્ય, વાદ્ય, નાટ્ય, ગીત, ચિત્ર, ગંધ, સ્વાદુ ચીજ, પુષ્પની કલા, અક્ષરજ્ઞાન, બોલવામાં વિચક્ષણતા, વ્યાકરણ, સિદ્ધાન્ત, તર્ક, કૂકડાના યુદ્ધમાં તથા શેત્રંજમાં નિપુણતા, જુગાર આદિ કામણગારી કળામાં પ્રવીણ કરાવવી." એક પણ શબ્દ આમાં ગૃહસ્થની કન્યાના શિક્ષણ બાબત લખ્યો છે?

આવી અવદશા આવેલી, તેવામાં મુસલમાન લોક આવ્યા. તેમનો સ્ત્રી માટેનો તિરસ્કાર સુપ્રસિદ્ધ છે. સામાન્ય પુરુષ પણ એક ઉપરાંત બીજી ભાર્યા કરી શકે તેથી પહેલેથી જ કુમારિકાને મોહક, આકર્ષક બનાવવામાં આવતી, ને સપત્ની પર પ્રાધાન્ય મેળવાય એવા ગુણ શીખવવામાં આવતા.

'કરણઘેલા'માં પોતે લખ્યું છે કે "રજપૂતોના રાજ્યમાં બૈરાંઓને ફરવા હરવાની છૂટ હતી, તે સઘળી જતી રહી. જે બૈરી ખુલ્લી રીતે રસ્તામાં ફરે તેને મુસલમાન લોકો, તે ગમે તેવી આબરૂદાર હોય તોપણ કસબણ સમજતા હતા, અને તેનું ઘણુંખરું અપમાન કરતા હતા, તેથી બીચારાં બૈરાંનું સુખ તો પૂરું થયું. તેઓ સઘળે ઠેકાણે કેદીની પેઠે ગોંધાયાં. આબરૂદાર લોકોના ઘરમાં જનાનખાનાનો ઓઝલ પડદો પળાવા લાગ્યો અને એ પ્રમાણે થવાથી બૈરાંની રીતભાતમાં તથા ચાલચલણમાં પણ મોટો ફેરફાર થવા લાગ્યો."

જ્યોર્જ મેરીડીથે પોતાના 'કોમેડી'ના નિબંધમાં, "મો. સેંટમાર્ક ઝીરારદે" નામના ફ્રેંચ લેખકના પુસ્તકમાંથી, એક આરબ ગૃહસ્થ જોડેની તેની વાતચીત ઉતારી છે. તે આરબ ગૃહસ્થ બૈરાંને ઉદ્દેશી કહે છે:

"You can look on them without perturbation but we . . . . . . The face of a woman . . . . .

મૂળ છે. તે પોતાના આચારવિચારથી સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ તરફ ઊડતાં શીખવે છે. તેની જ્યાં અવગણના થઈ, એટલે રાક્ષસી યોગ વધ્યો ને રાક્ષસી શૃંગાર વિકસ્યો. રાજસી ગુણો નષ્ટ થયા, તમો–અંધકાર વ્યાપી રહ્યો.

'પ્લેટો' ના 'સિમ્પોઝિયમ' નિબંધનું રૂપાંતર 'શેલી' એ એની રસિક ભાષામાં કર્યું છે. તેમાં 'એગેથૉન' કેવી કટાક્ષભરી ને તુચ્છ વાણીમાં કહે છે કે 'ઓ નાચનારા ગાનારા! તમે અંદર જઈ બૈરાંઓનું મન બહલાવો, અમે તો વિજ્ઞાન ઉપર વાદવિવાદ કરીશું. ગ્રીસ દેશના 'એથીનિયન' લોકમાં પરદાનો રિવાજ હશે એવો ક્યાસ કરાય છે. 'શેલી' લખે છે: The women thus degraded, became such as it was expected they would become. They had the habits and qualities of slaves. They were devoid of that moral and intellectual liveliness with which the acquisition of knowledge and the cultivation of sentiment, animate as with another life of over-powering grace, the lineaments and the gestures of every form which they inhabit. Their eyes could not have been deep and intricate from the workings of the mind and could have entangled no heart in soul-woven labyrinth.

'પેરીકલીસ' જેમ એસ્પેશિયાના ફંદામાં પડ્યો તેમ બીજાં સેંકડો પતંગિયાં આ અધોગામી રોશનીમાં ઝંપલાવતાં. ચારુદત્ત ને વસંતસેનાનો દાખલો પહેલવહેલો આપણી નજરે પડે છે. ત્યારબાદ તો એમ જ સાબિત થાય છે કે દુનિયાદારીમાં લાયક ઠરવું હોય તો ગણિકાને ત્યાંજ તાલીમ લેવી. તે જ ભણેલી, રસપૂર્ણ ને રસ પીવડાવનારી મનાઈ. દશકુમારચરિતમાં કન્યાશિક્ષણનું વર્ણન આવે છે, તે માત્ર વારાંગના માટે જ છે.

અટારીમાં ઊભેલા ભાગ્યશાળીઓને જોઈ વાટે ચાલતા માણસોની આંખ કાતરિયાં ખાય ! નૈતિક જુસ્સાથી નહિ, પણ ઈર્ષાથી જ્વલિત. તેમના અભક્ષ્ય વસ્તુ પરના તિરસ્કારનો ઊભરો નીકળી જતો. “ કેમ માસીને ત્યાં ઊભા ! ” એવો ઉદ્‌ગાર નીકળતો. આ ઘેલછા એટલે લગી વધેલી કે અમુક શખસ મૂઓ ત્યારે તેની લાશ પણ ચકલામાંથી લઈ ગયા ને ‘ માશૂક ’ નું મકાન આવ્યું ત્યારે પુકાર થયો ‘ ફલાણાને લઈ ચાલ્યા’ એટલે ‘ હાય ! ’ એવો ઉદ્‌ગાર અંદરથી આવ્યો. અકૃત–કૃત પ્રેત જો અદૃશ્ય ત્યાં ભમતું હોત તો આ ધ્વનિથી જરૂર અધોગતિથી બચી મુક્તિ પામ્યું હોત !

એક બીજો દાખલો આપી આ ક્ષુદ્ર વિષય બંધ કરું છું. એક શખ્સ વિષયાસક્ત હતો. ઘરમાંથી સાયંકાળે બહાર નીકળ્યો. તેની અર્ધાંગના બીચારી જાણતી હતી કે સહેલાણી ક્યાં સિધારે છે, પણ પૂછવા લાગી, ‘ ક્યાં જાઓ છો ? ’ તુચ્છકારથી ઉત્તર મળ્યો, “ મરજીમાં આવે ત્યાં જઈએ. તેમાં કોઈને શું ? ” બાઈ મૂગી રહી. બારણું વાસી મૂછ પર તાલ દેતો, પાનપટ્ટી ચાવતો, લંપટ બહાર નીકળ્યો ને તે શેખચલ્લીના હવાઈ જહાજમાં ઊડતો હતો, એવામાં પાછળથી બારણું ખખડ્યું. પાછું ફરી જોય છે તો પોતાની અર્ધાંગના બગલમાં ગોદડું લઈ બહાર જાય ! “ ક્યાં જાય છે વારુ ? ” નો શબ્દઘોષ થયો. “ તમારે શું કામ ? ” એવો ઉત્તર મળ્યો, “ મરજીમાં આવે ત્યાં.” તે મરદ શરમિંદો થઈ ગયો. મૂછ નીચી કરી પાછો વળ્યો ! ઉમેદ છે કે ત્યાર પછી પરસ્પરનું દામ્પત્ય વ્રત ઠીક રીતે પળાયું હશે !

ખાવાપીવાનો પણ શોખ તે સમયમાં ભારે હતો. આગળ બતાવી ગયો છું કે મિષ્ટાન્ન ખાવા તુળજાભાઈએ કમળાનો આડંબર કરેલો ને ખીરલેંચી સારુ જમિયતરાયના બાપના નામે મોં સચોટ વાળેલું. ‘ ચાલ્યો છે તડાકો કેવો તેરમાનો,’ તેમ કોઈ વૃદ્ધ મર્યું કે

Our representative of temperate notions demurely consented that the Arab's pride of inflammability should insist on the prudery of the veil as the civilising medium of his race." મુસલમાન રાજ્યમાં સ્ત્રીને માટે રામાયણમાં જે માનવૃત્તિ છે, તે ક્યાંથી આવી શકે?

नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले ।
नूपुरे त्वभिजानामि नित्यं पादाभिवंदनात् ॥

કિષ્કિંધારણ્યમાં, અલંકારસૂચક–માર્ગ ઉપર ઘૂમતાં રામ પ્રત્યે લક્ષ્મણે ઉપર પ્રમાણે કહેલું. તે સમયમાં ઓઝલ પડદો ન હતો, પણ માનની મર્યાદા હતી. સીતાદેવી ગયાં ને તેને બદલે વસંતસેના, કામમંજરી આવ્યાં. "अथवा वर्तते तत्र वसंतो यत्र मे प्रिया (वसति)" આ શબ્દો રામ બોલે છે ત્યારે તે કાળની નિર્મળ નૈસર્ગિક પ્રીતિ આંખ આગળ ખડી થાય છે! ઉત્તર રામચરિતમાં ભવભૂતિએ રામના મુખમાં નીચેનું વાક્ય મૂક્યું છે, તે વાંચીને કોને હર્ષ નહિ થાય?

आविवाहसमयाद् गृहे वने शैशवे तदनु यौवने पुनः ।
स्वापहेतुरनुपाश्रितोऽन्यया रामबाहुरुपधानमेष ते ॥

આવો ગર્વ તે વેળાના પુરુષો કરી શકતા હતા!

હવે તો ફારસી ભાષાના કવિઓ વંચાવા લાગ્યા. તેની સાથે માશૂકની સ્તુતિ થવા લાગી. તેના ગેસુ–ખીટિયાળા કેશમાં–જીઝબ્બે થઈ આશકો રંગાયા.

"તુઝે અટખેલિયાં (આડાઇ) કહાં સૂઝી મેં [1]બેઝાર બૈઠા હું."

આ વિષયનાં બધાં પદો શ્રેષ્ઠ કવિતામાં ગણાવા લાગ્યાં. સુખ-દુઃખમાં રામજણી ભાગ લેવા લાગી. ઘરમાં મરણ થાય તો રામજણી આવી કૂટવા લાગે! હોળીના વખતમાં ફાગ ગાવા આવે, ફાગ ખેલે, ઘરની સ્ત્રીની [2]ખૈરઆફીયત પૂછે. વારાંગનાના ઘરની

૧. અકળાયેલો, કંટાળેલો. ૨. ક્ષેમકુશળતા

અટારીમાં ઊભેલા ભાગ્યશાળીઓને જોઈ વાટે ચાલતા માણસોની આંખ કાતરિયાં ખાય ! નૈતિક જુસ્સાથી નહિ, પણ ઈર્ષાથી જ્વલિત. તેમના અલભ્ય વસ્તુ પરના તિરસ્કારનો ઊભરો નીકળી જતો. "કેમ માસીને ત્યાં ઊભા !" એવો ઉદ્‌ગાર નીકળતો. આ ઘેલછા એટલે લગી વધેલી કે અમુક શખસ મૂઓ ત્યારે તેની લાશ પણ ચકલામાંથી લઈ ગયા ને 'માશૂક' નું મકાન આવ્યું ત્યારે પુકાર થયો 'ફલાણાને લઈ ચાલ્યા' એટલે 'હાય !' એવો ઉદ્‌ગાર અંદરથી આવ્યો. અકૃત–કૃત પ્રેત જો અદૃશ્ય ત્યાં ભમતું હોત તો આ ધ્વનિથી જરૂર અધોગતિથી બચી મુક્તિ પામ્યું હોત !

એક બીજો દાખલો આપી આ ક્ષુદ્ર વિષય બંધ કરું છું. એક શખ્સ વિષયાસક્ત હતો. ઘરમાંથી સાયંકાળે બહાર નીકળ્યો. તેની અર્ધાંગના બીચારી જાણતી હતી કે સહેલાણી ક્યાં સિધારે છે, પણ પૂછવા લાગી, 'ક્યાં જાઓ છો ?' તુચ્છકારથી ઉત્તર મળ્યો, "મરજીમાં આવે ત્યાં જઈએ. તેમાં કોઈને શું ?" બાઈ મૂગી રહી. બારણું વાસી મૂછ પર તાલ દેતો, પાનપટ્ટી ચાવતો, લંપટ બહાર નીકળ્યો ને તે શેખચલ્લીના હવાઈ જહાજમાં ઊડતો હતો, એવામાં પાછળથી બારણું ખખડ્યું. પાછું ફરી જોય છે તો પોતાની અર્ધાંગના બગલમાં ગોદડું લઈ બહાર જાય ! "ક્યાં જાય છે વારુ ?" નો શબ્દઘોષ થયો. "તમારે શું કામ ?" એવો ઉત્તર મળ્યો, "મરજીમાં આવે ત્યાં." તે મરદ શરમિંદો થઈ ગયો. મૂછ નીચી કરી પાછો વળ્યો ! ઉમેદ છે કે ત્યાર પછી પરસ્પરનું દામ્પત્ય વ્રત ઠીક રીતે પળાયું હશે !

ખાવાપીવાનો પણ શોખ તે સમયમાં ભારે હતો. આગળ બતાવી ગયો છું કે મિષ્ટાન્ન ખાવા તુળજાભાઈએ કમળાનો આડંબર કરેલો ને ખીરસેંચી સારુ જમિયતરાયના બાપના નામે મોં સચોટ વાળેલું. 'ચાલ્યો છે તડાકો કેવો તેરમાનો,' તેમ કોઈ વૃદ્ધ મર્યું કે

જમણવારનાં (બહુવચનમાં માનાર્થે) બહુ ચાલે ને સહુ તેમાં ભાગ લે. કોઈ તો પોતાની જીવતક્રિયા, જીવતાં કરે, ને સૌને નોતરી, પોતીકા મૃત્યુભોજનમાં હોંસથી ભાગ લે.* અધરણીમાં પણ જમવાનું થાય તો લગ્ન–જનોઈમાં તો પૂછવું જ શું? સારી લગનસરા ચાલી તો મહિના લગી ઘેર ચૂલો બંધ. ચોવીસ કલાકે જમવાનું મળતું, તેથી જો કે ખાવાનું પેટમાં ઝાઝું ઓરાતું તો પણ પાચનશક્તિને હાનિ પહોંચતી નહિ. મુળચીથી કોઈક મરતા હશે તો પણ 'अमृतं क्षीरभोजनं'ની ગાંડાઈ ઓછી થતી નહીં.

પોતે કહેતા કે લાગણી વિનાના મૃત્યુભોજનમાં ખુશી મનાતી તે જોઈ મને ઘણો ત્રાસ છૂટતો ને અમારી ટોળી તે ખાવા જતી નહિ. અમુક મહેતા મૂઆ ત્યારે તેરમાની ન્યાતમાં ખીરલેચી થયાં. પહેલી પત્નીની પૂઠે વરજેલી ખીર વડા પુત્રથી ન ખવાઈ. ખાય નહિ તો પિત્રીને પહોંચે નહિ તેથી તેમને માટે બાસુદી આવી, ને તે ખૂબ પીવાઈ. અમને તો આ સાંભળી બહુ માઠું લાગ્યું. સત્યાર્થપ્રકાશના કર્તા, સ્વામી દયાનંદે, એક વ્યાખ્યાન આપેલું, તેમાં કહેલું કે "બમન કા પેટ કુછ લેટર બકસ હૈ કે ઉસમેં કુછ અન્ન ડાલેંગે તો કાગજ માફિક પિતૃકે વહાં પહુંચ જાયેગા!"

./ શાક મોળવું એ પણ એક કળા! અન્ન પીરસવું એક હુન્નર!

---

* કરણઘેલાના ચોથા પ્રકરણમાં ડોશીની વાત જે લખી છે તે તે જમાનાનો તાદૃશ ચિતાર ખડો કરે છેઃ–" બચાગાં ધર્મદાન થાય અને જે ખાંડ કરે તેની તેના મૂઆ પછી ન્યાતમાં છૂટે ઘી પીરસાય એ તેની ગાંઠમાં બાંધી ઉમેદ હતી. જીવતાં તો ન્યાતના તરફથી આબરૂ મળી નહીં, ત્યારે મુઆ પછી જગતમાં નામ ન્યાતના લોકો પાસે વાહવાહ કહેવડાવવી, ને તેને કારણે જશ મેળવવા ખુશી ઉપજાવનાર હતું; બલકે તેમ ધારવાથી વૈકુંઠ જવાશે એમ તેને મરતી વખતે હતું. કેમકે તેનો એવો અભિપ્રાય હતો કે જેના મુઆ પાછળ વાહવાહ થાય, તે પરમેશ્વરને ત્યાં પણ સારી જ ગતિ પામે."

પીરસતાં બોલવું એમાં કવન અને વક્તૃત્વ-શક્તિનું સંઘટ્ટન ! જમણવાર એ કંઈ જમણધાડ નથી; એ તો રંગભૂમિ. નાટ્યકાર વેશ સારો ન ભજવે તો જીવન પર્યંત રડ્યા કરે. ઓગ્જીવલાલ દેસાઈ કહેલાં સમારે તે જોવા મહેતાઓ તો શું પણ દેસાઈઓ પણ પરસ્પરની સ્પર્ધા છોડી દઈ આવે ! शाकप्रियाः सुरतवासिनः ॥ આમ કહીએ તો ચાલે. હિંદુસ્તાનમાં 'ટોર્ટ'ની ફરિયાદી ક્વચિત જ મંડાય છે, પણ ભંડારાને દિવસે પકવાન્નનાં ભોજન સમયે ભાટિયાએ મહો ખાટો કર્યો તેથી નાણાં તો ન અપાયાં પણ અદાલતે ચઢવા તૈયાર થયેલા સપ્પસનો દાખલો મશહૂર છે. 'ઉંદા' ડુંગરપોરા તે તો રસાયણશાસ્ત્રમાં 'ડિગ્રી'દાર ! ભીમસેન સરખો પણ શું પોતાની કળાની ડંફાસ એની આગળ મારી શકે ? ખાઈ પી મજા કરનાર, અલ્પ વિચારી, ભવિષ્યાંધ, સહેલાણી, પતંગિયા માફક જીવન વ્યતીત કરતા લોક, દેવામાં ડૂબેલા.

મારા માતામહના પિતા મોતીરામ મહેતા, એક તરેહના ઓગણીસમી સદીના નાગર ભાટ હતા. જેતી તેની જમાનત કરે. મોટાઈમાં જતાં ખરડાય ને અંતે વેઠે. અરદેશર કોટવાલ ઉપર હુકમનામા(ડિક્રી)ઓ જારી તો જિમ્મેદારી મોતીરામ મહેતાની. દીવાનજી દેવામાં ડૂબેલા તો જામિન મોતીરામ મહેતા ! આ માત્ર નામના ભૂખ્યા, ફૂલણજીને 'બેલીફ'થી છુપાઈ રહેવું પડતું; દર મહિને સવાસો રૂપિયાનો મોટો પગાર છતાં પાછળ દેવું મૂકી ગયા. મારી માતા કહે છે કે, હું નાની હતી ત્યારે દાદાજીની એવી જ સૂચના કે કોઈ નવતેરો માણસ આવે-મારી ખબર કાઢે તો [illegible]

બોલ્યા વિના નહિ રહેવાયું : " જુઓ, આનો દોઢ રૂપિયો આપ્યો છે—ચોવીસ આનાનો ! " " પણ આ જોયું," રતનરામ બોલ્યા. તે જોનારની આંખ તો ટાઢી થઈ ગઈ. " શી ધાપ મળી વારુ ! કે એ લીધું ? " " ધાપ શેની ? ઉધાર ધાપ મારા શેઠ ! " તે ઉધાર-ખાઉએ જવાબ વાળ્યો. " મારે આનાં નાણાં આપવાં હોય તો કની ? આ નોંધપોથી (અમે વકીલ લોક મુકદ્દમાની નોંધ રાખીએ છીએ )માં લખ્યું છે. " બચ્ચા રતન ! ફલાણા મહોલ્લાનો છ મહિના સુધી ત્યાગ કર. કાનસિયા વધાર. પાઘડીનો રંગ બદલ ! "

રતનરામને બીજુંયે ભારે દેવું હતું. વેશ બદલે, નાસભાગ કરે. તે છતાં પણ વળે નહિ, ને લેણદાર તકાદો કરવા આવે, તો આ બગલા-ભક્ત એવો શંકરભક્ત બની, રાખ ચોળી, ધ્યાનમાં બેસે કે માગવા આવનાર રોકાઈ જાય. પછી પ્રશ્ન થતાં જ તે બોલે : " અરે દુષ્ટ ! તું મને ચીડવ નહિ. આ જો મારો ગુસ્સો ! " એમ કહી શરીર ઉપર ચોળેલી ભસ્મ ઉરાડે. " આ જ્વાળાથી હું તને બાળી ભસ્મસાત્ કરી નાંખીશ ! " બ્રાહ્મણ આ જમાનામાં પણ શાપથી ડરાવતા ને માંગનાર થરથર કાંપતા, વાયદો લઈ ચાલ્યા જતા.

આખરે 'સો ચૂહા ખાકે બિલ્લા હજકો ચલા' તેમ જીવનની પૂર્ણાહુતિ રૂપે રતનરામ બનારસ ગયા. બહુ ઠાઠમાં આવ્યા. ગોરે ખૂબ આગતા સ્વાગતા કરી. દક્ષિણા માગવાનો વારો આવ્યો ત્યારે તેમણે કહ્યું કે : " જુઓ મહારાજ ! ક્ષણગામી દ્રવ્ય હું તમને આપતો નથી. આ મોહોર કરેલા, મારાં બે ગામના વેચાણ દસ્તાવેજ આપું છું." ગોરનો લોભ વધ્યો. 'જમા ભગો' કરાવવા સારુ બ્રહ્મ-ભોજન કરવું જોઈએ. રતનરામ બોલ્યા: 'હવે રોકડ નાણું મારી પાસે છે નહિ કે બ્રહ્મ-ભોજન થાય.' ગોરે કહ્યું : 'યજમાનરાજ, હું છું કે નહિ ?' તેણે રૂપિયા નવસો ઉધાર કાઢી આપ્યા. આટલા ઉપરાંત ખરચ કર્યો. દક્ષિણા આપીને પછી વિદાય થયા. આ ગોરે પગાને મરણ લખ્યું; પ–

"રાયજી! કાંઈ થવું જોઈએ હો!" એટલો સવાલ થતાં જ "જા બચ્ચા! પેલા ગોખલામાંથી એક રૂપિયો લે, 'મોડિયા'નો ભાવો લાવ!" એ પ્રમાણે આજ્ઞા અપાય. જીવ્યા ત્યાં સુધી ચૌટામાં એમની દુકાન હતી, તેનું ભાડું ઉઘરાવવા જાય ત્યારે "વાહ રાયજી કાકા! વાહ!" એવા ઉદ્ગાર લોકોના મોંથી સાંભળે. એકાદ બેને આનો બે આના ઇનામ પણ આપી દે. સોદો ખરીદે, ત્યાં ભાવ ઠેરવતાં હજાર વાનાં સાંભળાવે ને આખર નાણું વિશેષ આપે ને બોલે: "આ અરદેશરની અમલદારી નથી તેથી થાય છે હો!" એમ કહી પાન ચાવતા ચાવતા ચાલ્યા જાય.

ઘડિયાલ રાખતા તે ઇસ્તાંબુલની, અરદેશરે આપેલી તે ઘડિયાળ લટકાવી રોફમાં ફરતાં રસ્તામાં મળતા અન્ય ગૃહસ્થને પોતાની ઘડિયાળ કાઢી પૂછે: "જુઓ તો, કેટલા વાગ્યા છે?" ફક્કડ કપડાં પહેરેલાં એટલે કોણ જાણે કે એમને ઘડિયાળ જોતાં પણ નહીં આવડતું હોય! એમ પણ કદાચ હોય કે પોતાની પાસેની સુશોભિત ચીજનાં દર્શન પણ બીજાને કરાવીએ!

એક પ્રસંગે અક્કડ અંગરખું પહેરી, બેલગાડીમાં સવાર થઈ, ધૂળ પડવાને દહાડે, કેશવરાયજી અરદેશરને ત્યાં જતા હતા. એ દિવસે શેતાનફળિયું વટાવવું ને 'ખૈબર પાસ' વટાવવો સરખો! ધૂળે છંટાયા વિના આગળ જવાય જ નહિ. કેશવરાયના પિતા અમરિતરાય ડોસા ઓટલે બેઠેલા. તેમણે હુકમ આપ્યો, "જુઓ છો શું? નાંખો કેશવ પર ધૂળ." પળમાં ગર્દથી ખરડાયા. બાપબેટા વચ્ચે વાગ્બાણ છૂટયાં. કેશવરાયે પોતાના સિપાઈને હુકમ કીધો 'ગુનેગારને પકડો!' તે હુકમ થતાં જ કેટલાક નાગરના છોકરાઓને પકડી કોટવાલીમાં લઈ જવામાં આવ્યા. તેમની કુમકમાં અમરિતરાય ડોસા પણ આગળ ચાલ્યા. પ્રજામાન્ય કોટવાલ પાસે તેઓને હાજર કરતાં અમલદારની આંખ બુડ્ઢા પર પડી. એટલામાં કેશવરાયજી બોલ્યાઃ "આ બુઢ્ઢાની અક્કલ

—દુશ્મનોકા મુંહ કાલા ?” આમ પુકારતી સુરતની ઘેલી પ્રજા તેની પૂંઠે ગયેલી. મોતીરામ મહેતાએ ભિક્ષુક નાગર બ્રાહ્મણમાં પેઠેલો કુસંપ મટાડવા કરજ કરી ન્યાત જમાડી ને પીતાંબર દક્ષિણામાં આપ્યાં.

જેને તેને જાહિરદારીનો જ શોખ. વરઘોડો દમપર કાઢવો, ‘સાએલા’ શણગારવા, ઉછીતું ઘરેણું લાવવું ને ઘરની વાહવાહ કહેવડાવવી, એ જ જેના જીવનનો ઉદ્દેશ ! આમ નામ તો અમર થાય છે, એમાં જ તેઓ કૃતકૃત્યતા સમજતા. વરઘોડાનો બંદોબસ્ત કરવામાં કેટલાક તો એવા પ્રવીણ કે ‘વરઘોડિયા’ જ તેઓ કહેવાતા; ને ન્યાતજાતની દરકાર કીધા વગર સર્વ કોમમાં સન્માનથી તેઓને નહોતરવામાં આવતા. ‘સાએલા’ શણગારવામાં માકુભાઈનો પહેલો નંબર. વરઘોડે બેઠેલી છોકરીઓના ચોટલા ગૂંથવાની કળા તો તેમની જ ! કપાળે આડ કરવી, ટાંકાઓ મારી ઘરેણાં લટકાવવાં એ હુન્નરમાં તે એક્કા ! આ શણગાર સજવા માટે જે આંખ જોઈએ છે તે કાંઈ બધાને જ હોતી નથી. ‘એન્ટોનાઈન સીઝર્સ’ના જમાનામાં ‘રોમન’ પ્રજા જેમ બહારનો દેખાવ કરવામાં ખુવાર થયેલી, તેમ જ સુરતવાસીઓની પડતી દશામાં આજ ઘેલછા સૂઝેલી. જેમ એક દીવો બુઝાતાં પહેલાં જાસ્તી પ્રજ્વલિત થાય છે તેવી રીતે આ સુરતી ભાઈઓની દશા થઈ.

આ જમાનાનું રૂપાંતર થયા પછી પણ નવા જમાનામાં જીવન વ્યતીત કરતા કેશવરાયજી તો ઘણાના જોવામાં આવ્યા હશે. તેમણે અરદેશર કોટવાલને ત્યાં ઉમેદવારી કરેલી ને પછી કારકુની ઉપરથી શિરસ્તેદારી સુધી ગયેલા. પગાર તો ટૂંકો પણ ‘આડી નેડી’ આમદની ઝાઝી ! જ્યારે અરદેશરની પડતી આવી, નોકરી છૂટી, ત્યારે કોઈએ સૂચવ્યું કે બીજે નોકરી કરો, ત્યારે જવાબ દીધો : “માલિક ને ખાનિ તે તો એક જ શોભે. નોકરી કરવી તો અરદેશરની કે જેનામાં નોશીરવાનનો ઇન્સાફ, હાતિમ તાઇની સખાવત, અને સુલ્તાનની ખૂબસૂરતી !”

રાયજીનું દિલ ઉદાર, હાથ છૂટો, પણ આવતી કાલનો ખ્યાલ ટૂંકો.

"રાયજી! કાંઈ થવું જોઈએ હો!" એટલો સવાલ થતાં જ "જા બચ્ચા! પેલા ગોખલામાંથી એક રૂપિયો લે, 'મોડિયા'નો માવો લાવ!" એ પ્રમાણે આજ્ઞા અપાય. જીવ્યા ત્યાં સુધી ચૌટામાં એમની દુકાન હતી, તેનું ભાડું ઉઘરાવવા જાય ત્યારે "વાહ રાયજી કાકા! વાહ!" એવા ઉદ્ગાર લોકોના મોંથી સાંભળે. એકાદ બેને આનો બે આના ઇનામ પણ આપી દે. સોદો ખરીદે, ત્યાં ભાવ ઠેરવતાં હજાર વાનાં સાંભળાવે ને આખર નાણું વિશેષ આપે ને બોલે: "આ અરદેશરની અમલદારી નથી તેથી થાય છે હો!". એમ કહી પાન ચાવતા ચાવતા ચાલ્યા જાય.

ઘડિયાલ રાખતા તે ઇસ્તાંબુલની, અરદેશરે આપેલી તે ઘડિયાળ લટકાવી રોફમાં ફરતાં રસ્તામાં મળતા અન્ય ગૃહસ્થને પોતાની ઘડિયાળ કાઢી પૂછે: "જુઓ તો, કેટલા વાગ્યા છે?" ફક્કડ કપડાં પહેરેલાં એટલે કોણ જાણે કે એમને ઘડિયાળ જોતાં પણ નહીં આવડતું હોય! એમ પણ કદાચ હોય કે પોતાની પાસેની સુશોભિત ચીજનાં દર્શન પણ બીજાને કરાવીએ!

એક પ્રસંગે અક્કડ અંગરખું પહેરી, બેલગાડીમાં સવાર થઈ, ધૂળ પડવાને દહાડે, કેશવરાયજી અરદેશરને ત્યાં જતા હતા. એ દિવસે શેતાનફળિયું વટાવવું ને 'ખૈબર પાસ' વટાવવો સરખો! ધૂળે છંટાયા વિના આગળ જવાય જ નહિ. કેશવરાયના પિતા અમરિતરાય ડોસા ઓટલે બેઠેલા. તેમણે હુકમ આપ્યો, "જુઓ છો શું? નાંખો કેશવ પર ધૂળ." પળમાં ગર્દથી ખરડાયા. બાપબેટા વચ્ચે વાગ્બાણ છૂટયાં. કેશવરાયે પોતાના સિપાઈને હુકમ કીધો 'ગુનેગારને પકડો!' તે હુકમ થતાં જ કેટલાક નાગરના છોકરાઓને પકડી કોટવાલીમાં લઈ જવામાં આવ્યા. તેમની કુમકમાં અમરિતરાય ડોસા પણ આગળ ચાલ્યા. પ્રજામાન્ય કોટવાલ પાસે તેઓને હાજર કરતાં અમલદારની આંખ બુઢ્ઢા પર પડી. એટલામાં કેશવરાયજી બોલ્યા: "આ બુઢ્ઢાની અક્કલ

ખોખું થઈ ગઈ છે. આપનું નામ લીધું તોયે મારા પર ધૂળ નંખાવી." બુઢ્ઢા બોલ્યા, "હા બચ્ચા! નાગર–કાયસ્થનું નામ બોળવું હતું કે અમે ધૂળ પડવે વગર ખરડાયેલો તને જવા દઈએ! બુઢ્ઢો ખોટું કહે છે, હુઝુર!" એમ અરદેશર તરફ નજર કરી બુઢ્ઢા બોલ્યા. સોહરાબ ને રુસ્તમનું યુદ્ધ થવા પામ્યું નહિ. બુઢ્ઢાને શાન્ત પાડી પાછા કાઢ્યા ને કેશવરાયને મૂછ નીચી કરવી પડી.

રાયજી વિષે બીજી એક રમૂજી કહાણી એ કહેવાય છે કે એક વેળા તેમના એક જુવાન મિત્રે તેને કહ્યું: "જગન્નાથ શંકરશેઠ જોડે મિત્રતાનો દાવો કરી રહ્યા છો, પણ અમે શું જાણીએ કે એ સત્ય છે?" ત્યારે જવાબ મળ્યો કે "ખાંડ ખાઓ છો! એમની છબી લઈ આવું તો કેમ?"

તે મમતી, નિરુદ્યમી પુરુષ મુંબઈ બીડ્યા. વિનાયકરાવ જગન્નાથ શંકરશેઠને ત્યાં ગયા, ને વરધી કહેવડાવી કે મરહૂમ શેઠના કોઈ મિત્ર આવ્યા છે. આવભાવથી સત્કાર થયો. ત્યાં શેઠનું એક મોટું ચિત્ર ટાંગેલું હતું તે તરફ જોઈ રહ્યા ને પછી રોયા. શેઠે પૂછ્યું, "શું કામ રુઓ છો?" ત્યારે તેઓ બોલ્યાઃ "શું કહું? એઓ મારા પર પિતા સમાન હેત રાખતા, પણ તે વાત મારા વંશજો કેમ જાણશે? મને એમણે છબી આપવાની કબૂલાત આપેલી, પણ તેઓનો એટલામાં કૈલાસવાસ થઈ ગયો. હૃદયમાંની મૂર્તિ તો મારા દેહ સાથે જશે, પણ ઘરમાં તેની શી નિશાની રહેશે?" "અહો! એમાં શી મોટી વાત છે! લ્યો આ તસ્વીર." એમ બોલી તસ્વીર આપવામાં આવી. હોડ પૂરી કરી, મૂછપર તાલ દેતા રાયજી, સુરત આવ્યા.

રાયજી સાહેબ બધાના જ વાલી ને મુરબ્બી. વારસ તો માત્ર એકના જ! બધે ઠેકાણે ખોટા કારભાર કરવામાં, ઝંપલાવવામાં, તૈયાર. જો કારભારમાં જશ મળે તો મૂછે તાલ દે: નિષ્ફળ થાય તો જાડું જાડું ચાવે, પણ મોઢા પર સ્મિત તો રમતું જ!

એક વખતે અમરિતરાયને એમના ભાઈ સંપતરાયે કહ્યું: "ભાઈ! તું અભડાયો, હવે નવેણમાં પેસીશ નહીં." "હું અભડાયો!" ક્રોધાન્ધ અવાજે વૃદ્ધ રાયજી બોલ્યા, "લ્યો ત્યારે," એમ કહી અન્ન–ઘ્રાણથી નશો પામી તુર્યાવસ્થામાં એક કૂતરું ત્યાં પડ્યું હતું તેની બે ટાંગ પકડી નવેણમાં તેને પટક્યું! 'ક્યાંઉ ક્યાંઉ' કરી ચીસ પાડતું તે કૂતરું હડેહડેના અવાજો વચ્ચે નવેણ છોડી બહાર નાસી ગયું. ને સૌ 'તેરી મેરી ચુપ' કરી કામે વળગી ગયા.

તે જમાનાનાં બૈરાં શરીરે કદાવર હતાં. સૌ કામગરાં એટલે શરીરે કસાયેલાં હતાં. ઘરમાં જાથુનો 'હાંડાપોચો' કોઈને ત્યાં ન મળે. પાણી ટાંકામાંથી હાથે કાઢવું, ઘર સ્વચ્છ રાખવું, છોકરાઓને સંભાળવાં, રાંધવું, ને આ સહુ એકલ હથ્થે એટલે સ્ત્રીઓને પૂરતી કસરત મળતી. નાગરી ન્યાતમાંથી હજુ સૌન્દર્ય ગયું ન હતું. દયારામની નાજુક કવન–શ્રેણીમાં નાગરોનાં વખાણ જણાઈ આવશે. તેમનામાં તંદુરસ્તી હતી. કળા, ટાપટીપ પણ છાજે તેટલી હતી. કુદરતી લખ-લખાટ જ્યાં ત્યાં પ્રદર્શિત થતો હતો. "નાગરિયા કાંચળી લાવશે પણ પાંસળી ક્યાંથી લાવશે?" આ કહેવત ઉપરથી જણાય છે કે વસ્ત્રની ઢબનું અનુકરણ નાગર સ્ત્રી ઉપરથી બીજી કોમનાં બૈરાં કરતાં. તેઓ સ્વભાવે ઢીલાંપોચાં ન હતાં.

મારા માતામહ, દીવાનજીના કુટુંબની કહાણીઓ છટાદાર ભાષામાં કહેતા. "જ્યારે મયારામ દીવાનજી મરણ પામ્યા ત્યારે દુષ્ટ, કૃતઘ્ની નવાબ તેગબખ્તખાને પોતાના નિમકહલાલ, મરહુમ દીવાનના ઘર પર જપ્તી બેસાડાવી. તેમનું શબ અવલ મંજલે લઈ જતાં પહેલાં, તેમની વિધવા પોતાના બે સગીર પુત્ર, કિરપારામ તથા કાશીરામને લઈ, ભારે કિંમતનું ઘરેણું છાનુંમાનું લઈ, એકલી ઓરપાડ ચાલી ગઈ. ત્યાં પેશ્વાઈની પનાહ, એટલે સહીસલામત રહી. પોતાના પુત્રના ભવિષ્યની કાળજી રાખી તે બાઈએ પોતાનું સુરતનું ઘર લુંટાવા દીધું."

ખોખું થઈ ગઈ છે. આપનું નામ લીધું તોયે મારા પર ધૂળ ન નાખી."
બુઢ્ઢા બોલ્યા, "હા બચ્ચા! નાગર–કાયસ્થનું નામ બોળવું હતું કે અમે ધૂળ પડવે વગર ખરડાયેલો તને જવા દઈએ! બંદો ખોટું કહે છે, હુઝુર!" એમ અરદેશર તરફ નજર કરી બુઢ્ઢા બોલ્યા. સોહરાબ ને રુસ્તમનું યુદ્ધ થવા પામ્યું નહિ. બુઢ્ઢાને શાન્ત પાડી પાછા કાઢ્યા ને કેશવરાયને મૂછ નીચી કરવી પડી.

રાયજી વિષે બીજી એક રમૂજી કહાણી એ કહેવાય છે કે એક વેળા તેમના એક જુવાન મિત્રે તેને કહ્યું: "જગન્નાથ શંકરશેઠ જોડે મિત્રતાનો દાવો કરી રહ્યા છો, પણ અમે શું જાણીએ કે એ સત્ય છે?" ત્યારે જવાબ મળ્યો કે "ખાંડ ખાઓ છો! એમની છબી લઈ આવું તો કેમ?"

તે ભમતી, નિરુદ્યમી પુરુષ મુંબઈ ભીડ્યા. વિનાયકરાવ જગન્નાથ શંકરશેઠને ત્યાં ગયા, ને વરધી કહેવડાવી કે મરહૂમ શેઠના કોઈ મિત્ર આવ્યા છે. આવભાવથી સત્કાર થયો. ત્યાં શેઠનું એક મોટું ચિત્ર ટાંગેલું હતું તે તરફ જોઈ રહ્યા ને પછી રોયા. શેઠે પૂછ્યું, "શું કામ રુઓ છો?" ત્યારે તેઓ બોલ્યા: "શું કહું? એઓ મારા પર પિતા સમાન હેત રાખતા, પણ તે વાત મારા વંશજો કેમ જાણશે? મને એમણે છબી આપવાની કબૂલાત આપેલી, પણ તેઓનો એટલામાં કૈલાસવાસ થઈ ગયો. હૃદયમાંની મૂર્તિ તો મારા દેહ સાથે જશે, પણ ઘરમાં તેની શી નિશાની રહેશે?" "અહો! એમાં શી મોટી વાત છે! લ્યો આ તસ્વીર." એમ બોલી તસ્વીર આપવામાં આવી. હોડ પૂરી કરી, મૂછપર તાલ દેતા રાયજી, સુરત આવ્યા.

રાયજી સાહેબ બધાના જ વાલી ને મુરબ્બી. વારસ તો માત્ર એકના જ! બધે ઠેકાણે ખોટો કારભાર કરવામાં, ઝંપલાવવામાં, તૈયાર. જો કારભારમાં જશ મળે તો મૂછે તાલ દે; નિષ્ફળ થાય તો જૂઠું જૂઠું ચાવે, પણ મોઢા પર સ્મિત તો રમતું જ!

તરત સુકાઈ જતા. માયાનાં બાળકો માયાના મોહમાં પડી કહેતાં કે—

> સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં;
> ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં.

સુખદુઃખ મનનાં માનેલાં છે! આ જમાનો માયાબદ્ધ હોવાથી સુખી હતો. "Where ignorance is bliss 'tis folly to be wise." અખો કહી ગયો છે:–'અંધારો કૂવો, ઝગડો ચૂકવી કોઈ નહિ મૂઓ.' પોતાના શબ્દોમાં કહીએ તો ગુણસુંદરી પેઠે તેઓ બોલતા : 'પીડાકારણ શું હશે જગતમાં શોધ્યાતણું પાપ રે.'

તે સમયમાં સોંઘવારી વિશેષ, તેથી કમાણીની ન્યૂનતા, દ્રવ્યની અધિકતર ઉપાર્જન શક્તિને લીધે ઢંકાઈ જતી હતી. જીવન સરલ હતું. આનંદ-ઊર્મિઓથી સરસપાટી ક્ષુબ્ધ રહેતી. બધી જાતના મોજશોખ મારતી. વૈધવ્યની છાયા પાસે આવતી જતી જોઈ દુઃખ મનમાં ન આણી, ટાણે કે આડે દિવસે, શણગાર સજી મહાલતી. 'પડશે તેવા દેવાશે' એ જ ન્યાય તેને માન્ય હતો.

મુસલમાની રાજ્યની અધોગતિનાં પરિણામ પ્રજાવર્ગ ઉપર કેવાં થયેલાં, તેનો ચિતાર કરણઘેલાના તેરમા પ્રકરણમાં પોતે નીચે પ્રમાણે આપ્યો છે: "તેઓનો જુસ્સો નરમ પડી ગયો, તેઓનું શૂરાતન નબળું પડવા લાગ્યું, અને તેઓની તલવાર તથા બીજાં લડાઈનાં શસ્ત્રો કટાવા લાગ્યાં. બીચારા હિંદુઓ ભાજીખાઉ જેવા થઈ ગયા. લડવાને બદલે બબડવાનું કામ વધારે ચાલ્યું. જેમ જેમ તલવાર કટાતી ગઈ, તેમ તેમ જીભ વધારે તેજ થતી ગઈ, અને ગુલામગીરી તથા જુલમ ઘણા દહાડા મૂગા મૂગા સહન કરવાથી જૂઠું બોલવાની ટેવ, ઢોંગ, લુચ્ચાઈ, હલકાઈ, નબળાઈ, આળસ વગેરે ઘણાએક દુર્ગુણો એ લોકમાં આવ્યા અને તેની અસર આજ પાંચસેં વર્ષ થવા આવ્યાં તો પણ છેક ગઈ નથી."

એક વખતે એમણે બીજી એક વાત કહેલી તે એ હતી કે : દીવાનજીના ઘરની એકાદ સ્ત્રી ઉપર નવાબના નોકરની નજર બગડેલી. બાદશાહે મયારામને કહ્યું કે તમારે ત્યાં હું મ્યાનો મોકલું છું, તેમાં તમારા ઘરમાં અમુક બાઈ છે તેને મોકલો, મારે એને મળવું છે. ઘેર નવાબ સાહેબની પાલખી આવેલી, છતાં ઘરનાં માણસો જરા પણ ગભરાયેલાં જણાયાં નહીં. એકદમ, હળાહળ સોમલ હાજર કરવામાં આવ્યું, ને નવાબની મુલાકાત માટે સજ્જ થતી આ સોળ વર્ષની રંભા, યમનાથને મળવા માટે સામગ્રી કરી સૂતી. પાલખીવાળા બેસી રહ્યા. એટલામાં ન્યાતીલાઓએ આવી તેના શબને સ્મશાન લઈ જવા તૈયારી કરવા માંડી. આ પ્રમાણે ઈજ્જત બચી.

શરીરે સુકુમાર પણ લઢવે શૂરી ને કામમાં પૂરી સુરતનિવાસિની ! તારામાં જે મોહક–કામણ શક્તિ છે તે હજુ સુધી ગઈ નથી ! એટલે એકઠી થઈ ન્યાતચર્ચા કરતી, રસ્તે જનાર જોડે વાતોમાં ભળતી 'કેમ બેઠાં ? કેમ ઊભાં ?' આમ પ્રશ્ન–પરંપરાનું પહેલું અસ્ત્ર છોડતી, ને તે છૂટતાં જ વાગ્બાણનો વેગ વધારતી, હજુ પણ તું તારું પ્રાધાન્ય જાળવી રહી છે !

લગ્ન પ્રસંગે જોડકણાં જોતજોતામાં જોડાતાં. ચાચરિયાં તો વગર મોસમે પણ બોલાતાં ને એ દ્વારા અપ્રિય વ્યક્તિ ચકલે ચઢતી. અર્થાત્ "મળે ચાર ચોટલા તો ભાંગે ઓટલા." એ કહેવત યથાર્થ થતી. નાગરી ન્યાતમાં લગ્ન પહેલાં ઘાઘરી નવાડવામાં આવતી; અઘરણી પ્રસંગે કપાળે ચિતરાવતી, દસિયાં ચરતી, ઘેણુરાણી મહાલતી. માતા થયા પછી સંતતિ–વિવાહના તોડજોડમાં મશગૂલ રહેતી. લગ્નનો જાત–અનુભવ યાદ નહિ તેથી સંતતિ–લગ્નમાં લહાવો લેતી. રંડાપો આવે મોં વાળી, રીઢી થઈ, વિરૂપા બની રહેતી. "સમય હર્ષનો ત્યારે હર્ષદષ્ટિ, સમય શોકનો ત્યારે બાષ્પવૃષ્ટિ. પણ સંતપ્ત-ભૂમિમાં જેમ વરસાદના પાણીની નિશાની રહેતી નથી તેમ અશ્રુસ્રાવના શેરડા તેના ગાલ પ

તરત સુકાઈ જતા. માયાનાં બાળકો માયાના મોહમાં પડી કહેતાં કે—

સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં.

સુખદુ:ખ મનનાં માનેલાં છે! આ જમાનો માયાબદ્ધ હોવાથી સુખી હતો. "Where ignorance is bliss 'tis folly to be wise." અખો કહી ગયો છે:–'અંધારો કૂવો, ઝગડો ચૂકવી કોઈ નહિ મૂઓ.' પોતાના શબ્દોમાં કહીએ તો ગુણસુંદરી પેઠે તેઓ બોલતા: 'પીડાકારણ શું હશે જગતમાં શોધ્યાતણું પાપ રે.'

તે સમયમાં સોંઘવારી વિશેષ, તેથી કમાણીની ન્યૂનતા, દ્રવ્યની અધિકતર ઉપાર્જન શક્તિને લીધે ઢંકાઈ જતી હતી. જીવન સરલ હતું. આનંદ–ઊર્મિઓથી સરસપાટી ક્ષુબ્ધ રહેતી. બધી જાતના મોજશોખ મારતી. વૈધવ્યની છાયા પાસે આવતી જતી જોઈ દુ:ખ મનમાં ન આણી, ટાણે કે આડે દિવસે, શણગાર સજી મહાલતી. 'પડશે તેવા દેવાશે' એ જ ન્યાય તેને માન્ય હતો.

મુસલમાની રાજ્યની અધોગતિનાં પરિણામ પ્રજાવર્ગ ઉપર કેવાં થયેલાં, તેનો ચિતાર કરણઘેલાના તેરમા પ્રકરણમાં પોતે નીચે પ્રમાણે આપ્યો છે: "તેઓનો જુસ્સો નરમ પડી ગયો, તેઓનું શૂરાતન નબળું પડવા લાગ્યું, અને તેઓની તલવાર તથા બીજાં લડાઈનાં શસ્ત્રો કટાવા લાગ્યાં. બીચારા હિંદુઓ ભાજીખાઉ જેવા થઈ ગયા. લડવાને બદલે બબડવાનું કામ વધારે ચાલ્યું. જેમ જેમ તલવાર કટાતી ગઈ, તેમ તેમ જીભ વધારે તેજ થતી ગઈ, અને ગુલામગીરી તથા જુલમ ઘણા દહાડા મૂગા મૂગા સહન કરવાથી જૂઠું બોલવાની ટેવ, ઢોંગ, લુચ્ચાઈ, હલકાઈ, નબળાઈ, આળસ વગેરે ઘણાએક દુર્ગુણો એ લોકમાં આવ્યા અને તેની અસર આજ પાંચસેં વર્ષ થવા આવ્યાં તો પણ છેક ગઈ નથી."

મારા પિતાનું લગ્ન મોતીરામ મહેતાના પુત્ર વિદ્યારામની પુત્રી નંદગૌરી સાથે ઈ. સ. ૧૮૫૫ ની સાલમાં થયું. તે વેળા મારાં માતુશ્રીનું વય માત્ર નવ વર્ષનું હતું. તે વિષે આનંદોર્મિથી વાત કરતાં પોતે કહેતા કે: "હું તે વખતે સાહેબ સાથે નિશાળોની તપાસણી સારુ પ્રગણામાં ફરતો હતો. લગ્ન પ્રસંગે સુરત જવા સારુ સાહેબ પાસે રજા માગતાં તેણે બહુ આનાકાની સાથે માત્ર સાત દિવસની રજા આપી. તે વખતે મુસાફરીનાં સાધનો બરાબર નહીં હોવાથી લાંબો વખત જવા આવવામાં લાગતો. અમારી સ્થિતિને અનુસરીને ટૂંકા ખર્ચમાં લગ્ન કર્યાં તો પણ રૂઢીથી માન્ય થયેલી સઘળી ક્રિયા કરેલી.

તે વખતે પણ વરરાજાના ઘોડાની અગાડી કાગળના ફૂલની વાડી આજની માફક રાખવામાં આવતી, અને કન્યાનો માંડવો પાસે આવતાં તેને લૂંટવામાં આવતી. આ રિવાજ મુસલમાનોમાંથી દાખલ થયો હશે. મારા ઘોડા અગાડી રાખેલી વાડી લૂંટાઈ ત્યારે મારા ઘોડાએ ચમકી મસ્તી કીધેલી અને તેથી મારા માથા પરની પાઘડી પડી ગયેલી. સૌએ માન્યું કે ભારે અપશુકન થયા. મોતીરામ મહેતા વહેમીલા એટલે વિનાયકશાંતિ કરવાની મને ફરજ પાડેલી, કે વિઘ્ન દૂર થાય."

મારી માતા દશ વર્ષની ઉમરથી સાસરે આવવા લાગી. સવારસાંજ રાંધી ચાલી જાય. દાદાજીનાં ભારે લાડ હતાં. તેઓ પણ જ્યારે ચાલતા થયા અને ઘરમાં કોઈ વડીલ રહ્યું નહિ ત્યારે પડોસણે તે ગરજ સારી ને મારી માતા આવતી જતી રહી. મારી માતાની તે વખતની કાંતિનું વર્ણન કરતાં મારા માતામહની છાતી હર્ષથી ફૂલી આવતી. "નંદગૌરી મધ્યમ કદની હતી. તેની ચામડી ઉજ્જવલ, તેમાં તન્દુરસ્તીથી લોહી પ્રસરેલું તે જ્યાં ત્યાં લાલી પ્રદર્શિત થયેલી. કપાળ વિશાળ; મુખ બહુ મોટું નહિ, પણ ભવ્ય ને લંબગોળ; સ્નેહમયી

મોહક આંખો: એકવડું શરીર, આખી દેહલતિકામાં, તેના હાવભાવમાં, જાગૃતિ વ્યાપેલી, વિદ્યુતસમ અહીંતહીં ચમકતી તે જણાય."

આ લાવણ્યમયી, ભાગ્યશાળી, લક્ષ્મી અમારા ગરીબ નિવાસમાં દાખલ થઈ ત્યારથી બધા મહોલ્લાવાળાનું માનવું હતું કે અમારો સિતારો ચમકવા લાગ્યો. તે વેળા એક જ ચાકરડી ઘરમાં કામ કરનારી હતી પણ ઘર ખટરાગ બધો તેને માથે, એટલે કામ તો ખૂબ જ હોય તેમાં શી નવાઈ? (આજે વૃદ્ધાવસ્થામાં છે, કુંડીબંધ નોકરો છે, છતાં પણ તેનાથી બેસી નથી રહેવાતું). 'કામ કીધું તેણે કામણ કીધું,' આ ગુણ એનામાં હતો. હોંસીલી અથાગ; 'તોડીખલ'ની દુશ્મન. એકત્ર કુટુંબજાળમાંથી છૂટેલાં અંજન માફક અનિયંત્રિત તેને રહેવા મળ્યું, ને મંદ મંદ હસતી કળી જે પિતૃઘરમાંથી નીકળેલી, તે સુશિક્ષિત પ્રેમાળ ભર્તાના સમાગમમાં આવી પ્રૌઢ પ્રતાપી પુષ્પમાં ખીલી. તેનો કાંતિપ્રભાવ ઈશ્વરકૃપાથી હજુ સુધી કાયમ છે.

મોતીરામ મહેતાના કુટુંબમાં, સામાન્ય હિંદુ કુટુંબીઓ પેઠે બાળકી પર કમ મહેરબાની રહેતી. કોણ જાણે કોને પરણશે? સુખી થશે કે દુખી? ઘરમાંથી જાય તેમાં જ ફળ. એ તો 'જાયફળ.' કોઈએ એનો એ પણ અર્થ કર્યો કે સંસારથી જાય તેમાં જ ફળ. આવા લોકના ખ્યાલ ત્યારે દેવતાઓ તો રમણ કરવા ક્યાંથી આવે? ભૂતો ભુસકા મારે!

આ નવા વાતાવરણમાં આવી, સુખઘેલી, માનવૃત્તિ ઉત્પન્ન કરાવનાર પ્રૌઢવૃક્ષ સાથે નાજુક વેલી પેઠે વીટાઈ ગઈ–જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ. ગૃહસંસાર સૃષ્ટિનો અજબ વણાટ છે. પુરુષ તે તાણો ને સ્ત્રી તે વાણો. વણાટ ટકાઉ જોઈએ, કુમાસ નરમ જોઈએ તો બન્ને વાનાં સરખાં શામિલ થવાં જોઈએ. આથી જ હિંદમાં નારીને અર્ધાંગના કહી છે. "અમે ગરીબ હતાં પણ ટકાનું દેવું ન હતું. જેમ જેમ

ગાર વધતો ગયો તેમ તેમ મોકળે હાથે રહેવા લાગ્યાં; પણ રહેવાની રહેણીકરણીમાં બહુ ફેરફાર કીધો નહીં. પોતે બહેનોને આપે તે બાબત હું જરા પણ કટાણું મોં કરતી નહિ. ભાઈ પાસે છે તો બહેન માંગે છે ને તેને અપાય છે. મારા બધા મનોરથ એમણે પૂરા પાડ્યા; મેં કરકસરથી એકઠું કરવા માંડ્યું. અઢીસેં રૂપિયાનો પગાર થયો પણ નોકર એક જ ! બળદગાડી ઘેર હતી. તે હાંકનાર બહારનું કામ પણ કરતો. સવારે પોતે 'સ્કૂલ' જાય, એટલે હું બાજી (મારાં માતામહી) ને ઘેર જાઉં. સાયંકાળે પાછી આવું. બીક શું એ એમના સમાગમથી હું જાણતી જ નહિ. ઇષ્ટ દેવતા ઉપર મને ભરોસો હતો. તેણે સૌ સારાં વાનાં કર્યાં."

ઈ. સ. ૧૮૫૪ થી ૧૮૫૮ સુધી 'એસિસ્ટંટ માસ્ટર' રહ્યા. ઈ. સ. ૧૮૫૮ માં જે શાળામાં ગરીબ વિદ્યાર્થી તરીકે પ્રથમ દાખલ થયેલા તે જ શાળાના મુખ્ય અધ્યાપક નિમાયા. પગાર અઢીસેં રૂપિયાનો મળતો. પોતે પહેલા જ દેશી 'હેડ માસ્ટર' હતા.

અમારા ઘરમાં પરાપૂર્વથી નવરાત્રિમાં માતાની સ્થાપના થતી. ૧૨ વર્ષ લગી પોતે નવરાત્રિમાં ફળાહાર પણ કરેલો. મારી માતા નવરાત્રિ બહુ ધામધૂમથી ઉજવતી. કરણઘેલાના પહેલા પ્રકરણમાં માધવના ઘરમાં થયેલા હોમનું જે વર્ણન આપ્યું છે, તેના કરતાં પણ વધારે ભપકાથી નાંદોદમાં ને ત્યાર બાદ સુરતમાં મારી માતા નવરાત્રમાં દેવીનું પૂજન કરતી.

સુરતની અંબા માતા ઉપર નાગરોનો પક્ષપાત ભારે છે. જૈન લોકના સમાગમથી તેની પૂજનવિધિ વૈષ્ણવમય બની છે. દેરું રક્તથી સુધડ આથી જ રહ્યું એમ પોતે કહેતા. તેનો પરતો મોટો ગણાય છે ને તેની સોડમાં સુ  ા લોક રસિકતા શીખ્યા છે.

સુરતમાં ગવા  ગરબા અસલથી પ્રખ્યાત ગણાય છે. શ્રાવક

જેવા ઘેલા શ્રોતાજનો ભાગ્યે જ બીજે મળશે! "નાગડીનો ગડબો છે, ખચ્ચા ઢમા! જડુડ જોવો જોઈએ." વીરચર્ચા માટે નીકળેલા કરણને આંખે પડતો જે દસેરાનો દેખાવ આલેખ્યો છે, તેનો પોતાને પણ બચપણમાં અનુભવ થયો હશે.

કોઈ પણ જાણવાજોગ બનાવ બને કે સુરતવાસી તે ઉપર ગરબો લખે! એક ગોલા ઉપર કોઈ સોનારણને ઉઠાવી લઈ જવાનું તહોમત મુકાયું ને તે ગોલો છૂટી ગયો,–તો તે બાબત પણ લાવણી લખાઈ; ને કોબાવાળી છોઅંધ ફૂટતી ફૂટતી હજુયે તે ગાણું ગાય છે: 'એકવાર રામરામ બોલો; પેલી નવાપરાની સોનારણને લઈ ગયો ગોલો.' એકવાર એક વાણિયા શેઠે કોઈ નોકરનું ખૂન કર્યું તો તરત તે વિષે ગીત જોડાયું. "જુઓ જુઓ રે શહેરના લોક, જગુભાઈએ જુલમ કર્યો, તેનો દીકરો મોતીરામ સખટ(ત) માર તેણે રે માર્યો." ત્રવાડીજી બાબત તો કેટલી રાગરાગણીઓ જોડાઈ હશે.

સુરતવાસી તે રસજ્ઞ, બટકબોલા, ટીખળી. હજુયે સુખદુઃખમાં જેવાને તેવા જ રહ્યા છે.

મારાં માતામહી એક કહેવત ઘણીવાર બોલતાં કે 'ગધેડે બેઠા તો પછી ગામ બહાર શાને ઊતરવું?' પોતાને મેં પૂછેલું કે આ કહેવત શાથી પડી? ત્યારે એમણે કહેલું કે અમારા નાનપણમાં પ્રતિજ્ઞા ઉપર જૂઠી જુબાની આપવા માટે અને ખોટા દસ્તાવેજ બનાવવા માટે કેદખાનાની સજા ઉપરાંત, કે તેને બદલે, પુરાણા વખતની ગધેડે બેસવાની સજા પણ કરવામાં આવતી. નવાબીમાં તો ગધેડા ઉપર બેસાડ્યા ઉપરાંત અર્ધું માથું, મૂછ, બોડાવવાની પણ સજા થતી. એકવાર એક નફ્ફટ, રીઢો, ગુનેગાર આ સજામાં જકડાયો. આખા ગામમાં ગધેડા ઉપર બેસાડી ઢંઢેરો પીટતાં પીટતાં એને ફેરવવામાં આવ્યો ને શહેરની બહાર એને ગધેડેથી ઉતારી મૂક્યો. આ વેળા એણે ગધેવાનને વિનતિ

કરી કે "ભાઈ, સજા તો ખમી પણ હવે ઘર લગી ચાલતો ન મોકલ" તો "અલ્યા તને શરમ નહિ લાગે?" ત્યારે ઉત્તરમાં આ વેણ કહેલું "ગધેડે બેઠા તો ઘેર જ ઊતરવું." તેથી આ જ વાહન ઉપર વિરાજિત થઈ આ સહેલાણી પોતાને આંગણે ઊતર્યો. કરવું તો ઠેઠ કરવું; પછી એમાં શરમાવું શાને? લાજ મૂકી તો તદ્દન મૂકવી.

તે વેળાની ઇનસાફ કરવાની શૈલી ઉપર મશ્કરી કરતાં પોતે કહેતા: "કાજીનો ઓદ્ધો વંશપરંપરાનો થઈ જવાથી હાસ્યાસ્પદ નીવડ્યો હતો. એક ઘાંચીના બળદે બીજા મુસલમાનના બળદ જોડે લડી તેનું શીંગડું ભાંગી નાખ્યું. કાજી પાસે ફરિયાદ ગઈ, તો કાજીજી શરહની* કિતાબ ઉથલાવી શેર બોલ્યાઃ—

લાલ કિતાબમેં લિખા યું
તેલી (ઘાંચી) બેલ લઢાવે ક્યું?

એમ કરીને બળદની અદલાબદલી કરી દેવાની સજા થઈ."

દિવાળીનો તહેવાર તે સમયમાં બહુ ધામધુમથી ઊજવવામાં આવતો. "પાટણની સુંદરીઓ નાના પ્રકારના રંગ લઈને હાથવડે તથા લાકડાનાં બીબાં વડે રમણિક સાથિયા પૂરતી હતી, અને કોનો સાથિયો સારો પુરાયો છે તે બાબે માંહોમાંહે સ્પર્ધા કરતી હતી. પૂર આનંદમાં સ્ત્રીઓ સારાં લૂગડાંઘરેણાં પહેરીને મહાલતી હતી અને વખતે વખતે તેઓના હૈયામાંથી હર્ષ ઊભરાઈ જતો હોય એમ તેઓનાં ગીત ગાવાથી જણાઈ આવતું હતું." પાટણની જગાએ સુરત રાખીએ તો સુરત શહેરમાં ઊજવાતો દિવાળીનો ઓચ્છવ આપણી સન્મુખ ખડો થાય છે.

---

* સ્પષ્ટીકરણ, ભાષ્ય.

# પ્રકરણ બીજું

## મધ્યાહ્ન

### ભાગ પહેલો : અધ્યાપક

સમાજ–જીવન એક તરેહનું મનુષ્ય–જીવનનું પ્રતિબિંબ છે. હરેક મનુષ્યના જીવનમાં એક કાળ એવો આવે છે કે જે વેળા એના ચિત્ત–સાગરમાં ક્ષોભ ઉદ્દ્ભવે છે, પ્રસન્ન જળ ડહોળાઈ જાય છે, મોજાં મોટાં થઈ ફીણ ઊંચે ઉડાવતાં કિનારા સાથે અફળાય છે. જર્મન કવિઓ આ કાળને 'સ્ટુર્મ ઉંડડ્રાંગ' સમય કહે છે.

મહાન ફ્રેડ્રીક જ્યારે ગાદીએ બેઠો, તે વેળા જર્મન કાવ્ય–સરિત્ મંદ માલૂમ પડતી હતી. કદી કદી ફ્રેંચ સાગરમાં ભરતી આવતી ત્યારે તેમાં સંગમ પામેલી આ સરિત્ ઊભરાતી. सुपूरा स्यात्कुनदिका તે ન્યાયે આ મંદ નદીને ઊભરાતાં વાર ન લાગતી, પણ તેમાં કાંઈ ફીણ ઊડતાં નહિ. સાગર–વારિ સ્પષ્ટ જણાઈ આવતું, પણ તેનો વેગ–જુસ્સો–તેમાં દેખાતો નહીં. ફ્રેંચ લઢણની અસર, પહેરવેશથી માંડી, રહેણી કરણીમાં, ભાષામાં, અને છેક મનોરાજ્યના કેંદ્રસ્થાને, મૂર્તિમતી બિરાજેલી જોવામાં આવતી. 'લેસીંગ,' 'ક્લોપષ્ટોક,' 'શીલર,' 'ગ્યોઇટે' વગેરેનાં કાવ્યોપર જ્યારે દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે આ 'સરિત્'માં 'વિશ્વ–જળ' આવીને મળ્યું, અને તે વિશ્વ–વારિનો જુસ્સો એટલો થયો, જલ–શીકર એટલાં ઊડ્યાં, કે સાંકડા કિનારામાં તેનો વેગ રોકાયો નહિ. मनोरथानामतटप्रपातः॥ કિનારાની માટી અંદર પડી, ને પાણીમાં મલિનતા સ્થળે સ્થળે જણાવા લાગી. આમાં પડેલા માણસથી માત્ર ચંચુપાત કરી બહાર નીકળાય જ કેમ? જે કોઈ

જળપાન કરવા તેમાં પડે, તે વમળ ને વંટોળિયાના ઝપાટામાં સપડાઈ વિહ્વળ થયા વિના બહાર નીકળી શકે જ નહિ.

આવી જ સ્થિતિ અંગ્રેજ લોકના સામ્રાજ્ય તથા તેમના વિવિધ સંસ્કૃતિમય શિક્ષણે હિંદમાં દાખલ કરી. મદ્રાસ, બંગાળા, મહારાષ્ટ્ર તથા ગુજરાતમાં તે દશા જરા વહેલી આવી. જો કે એ વસ્તુની સરખામણી હંમેશ ન્યાયપુરઃસર નથી હોતી, પણ ચિત્તમાં તેથી છાપ સચોટ પડે છે.

દેવ ને દાનવ વચ્ચે જે પ્રતિસ્પર્ધા થઈ હતી, સમુદ્રનું મંથન થયું હતું, તે તો સર્વ-વિદિત છે. તેમ દાનવ એટલે સ્થૂળ કરી નાખનારું તમોમય જૂનું સત્ત્વ, અને દેવ–એટલે સૂક્ષ્મ કરનારું રજોમય, તેજોમય, નવું સત્ત્વ. આમ બે સત્ત્વોએ સામસામાં ઊભાં રહી ગુર્જર–સાગરનું મંથન કર્યું, નવનીતનાં ફીણ ઉપર તરી આવવા લાગ્યાં. કદી કદી માંહેથી રત્ન પણ નીકળતું. આમ કેટલાક કાળ સુધી મંથન ચાલ્યું. સાગર ક્ષુબ્ધ થયેલો, એટલે તેમાં સંગમ પામેલી હરેક મનુષ્યસરિત્માં પણ મોડી વહેલી એની અસર પહોંચી; ને અલ્પ કે વિશેષ કાળ લગી તે અસર જારી રહી.

નર્મદાશંકર ( જન્મ ૧૮૩૪ ) નવલરામ ( ૧૮૩૬ ) નંદશંકર (૧૮૩૪) એ પ્રત્યેક વ્યક્તિમાં આ ક્ષોભ ઉદ્‌ભવ્યો ને મોડો વહેલો શમ્યો. આ સમયનું ચિત્ર, આ વ્યક્તિનાં કર્તવ્ય અને આચાર-વિચારથી વધારે સ્પષ્ટ આલેખી શકાશે, તેથી જ તે વ્યક્તિઓ વિષે જે હકીકત 'પોતે' મને કહેલી, તે હું વર્ણવું છું.

'નર્મદ' ગુજરાતનો 'બાયરન' ઢાલ–બખ્તરથી સજ્જ થયેલો લડવૈયો. વિધવા ઉપર જુલમ, કાળી પ્રજા ઉપર તિરસ્કાર, ચઢે જાઓ અઢે જાઓની ખુશામત, કુળની મોટપ, અન્યાય વગેરે રિવાજોનાં અણઘટતાં દુઃખ–ચિત્તયંત્રણા–એણે જોયાં. તેની સામે 'વૉલ્ટેર'ના

સરખી કારમી કલમથી, ને 'સર્વેન્ટીઝ'ના રમૂજી નાયક 'ડૉનક્વીઝોટ'ના જુસ્સાદાર ભાલાથી એણે હુમલા કર્યા. 'ચાઈલ્ડ હૅરોલ્ડ' માફક મનુષ્યજાતિ માટે અભિમાન, મનુષ્યની આધુનિક સ્થિતિ ઉપર તિરસ્કાર, નર્મદે એવી રસિક, કડવી, કાતિલ જબાનમાં વર્ણવેલાં છે. 'ડૉન જુઅન'નો પણ અંશ કદી કદી તેની કવિતામાં પ્રકટ થઈ જતો.

એનો ઉત્સાહ લોહચુંબક પેઠે બધાંને અસર કરતો. જ્યાં ત્યાં મંડળી ઊભી કરો, ભાષણો કરો, લોકને ઉત્સાહી કરો, સંસારસુધારો કરો એ જ તેનો બોધ; અને તે બોધ અમલમાં મૂકવા તેની ઉત્સાહના ઘેનથી ભરેલી આંખો જાણે આમંત્રણ ન કરતી હોય તેમ બધાંને બોલાવતી. નીસરો તમારા અંધારા દરમાંથી; નીકળો તમારા બદ્ધ કૂપમાંથી; ઊંચે ઊડો તમે જમીન પર ઘસડાતાં પ્રાણીઓ; રસનું આસ્વાદન કરો તમે રસશૂન્ય મૂર્તિઓ; ને બોલો તમે મૌનવ્રત ધારણ કરનારાઓ! એવા એવા બોધથી તે ઉત્સાહનો ચેપ સ્થળે સ્થળે પ્રસર્યો; લોક દરમાંથી બહાર નીકળવા લાગ્યા; ત્યારે તે પ્રગતિની વિરુદ્ધના કેટલાક ડાહેલા બોલ્યા કે "તમે બહાર નીકળો છો તો ખરા, પણ સામે કોઈ 'મીનીબાઈ' મળશે તો તમારું નિકંદન નીકળી જશે." નર્મદ બોલ્યો કે "તે 'મીનીબાઈ'ની કોટે ઘંટા બાંધીશું."

કૂપના મંડૂકો બાપદાદાનું સ્થાન–ખાબોચિયું–છોડી, તળાવ કે સરિતમાં ગયા ને ત્યાં તાલની સાથે 'ડ્રાઉં' 'ડ્રાઉં' કરવા લાગ્યા. સ્વાર્થ ટળ્યો, પરમાર્થ વધ્યો. 'ગ્યોઈટે'ના 'ફૌષ્ટ'માંથી 'યુફોરિયન'નું ચિત્ર સામું મૂકી કહીએ તો ચાલે કે 'નર્મદ' ને 'યુફોરિયન' તે એક જ. ('યુફોરિયન' તે ગ્રીકની શાંત સંસ્કારમયી કન્યા હેલન; અને જુસ્સાદાર, આદર્શરૂપ, જર્મન પતિ 'ફૌષ્ટ'ના લગ્નથી ઉદ્ભવેલી સંતતિ, અંગ્રેજ પ્રખ્યાત કવિ બાયરન પણ તે જ.) તે જમીનને તો કદી અડતો જ નથી. જન્મ્યો ત્યારનો ઊંચે જ કુદ્યા કરે છે. હવામાં જ ઊછળે છે. એને ઊડવું ગમે છે; ને બસ ગાન, ગાન, અવિરત કવન-સરિત્ વહ્યાં જ કરે છે.

નર્મદ સાથે બીજાઓ પણ ઊડવા લાગ્યા. કેટલાક ઊંચે ઊડી શક્યા ખરા, પણ જેનાથી ઉડાયું નહિ તે 'લાલ પાણી' કે ભાંગની મદદ પણ લેવા ચૂક્યા નહીં. કેટલાક તો ઊડતાં જ પડ્યા. કેટલાકે માત્ર માન્યું કે ઊડ્યા પણ જમીન જોડે વધારે ઘસડાતા ચાલ્યા. એટલું તો ખરું કે આને પરિણામે હરેકનો અહમ્‌ભાવ કાંઈ વિસ્તૃત થયો ને પારમાર્થિક અંશ તેમાં આવતો ગયો.

ઇતિહાસરસિક મારા પિતા કહેતા કે 'ક્રોમવેલ'ના જમાનામાં જેમ 'પ્યૂરિટન' લોકનો "ઇગો" (અહમ્‌ભાવ) વિસ્તૃત થયો હતો, તેમ હિંદમાં પણ જોવામાં આવતું.

નર્મદાકિનારે આવેલા ચાણોદમાં, દયારામ જીવાતૂકે રસ-ભરતી આણી હતી, તેવી ભરતી રસીલા સુરતમાં પણ નર્મદે આણી. તેમાં શૃંગારને સ્થાને દેશસુધારો વિરાજિત થયો. ઠેકઠેકાણે મંડળીઓ સ્થાપી સમાજમાં મૂળ ઘાલી બેઠેલું મૌનવ્રત તોડ્યું. મારા પિતા ઘણી 'ગોતું વર્ણન કરતાં કહેતા કે નર્મદે શ્રોતાજનની ન્યૂનતાથી નિરાશ તાં પોતાના નિબંધો ફરી ફરી વાંચેલા ને તે ઉપર બીજા પાસે વવેચનો કરાવેલાં.

ઈ. સ. ૧૮૫૧ માં લખેલા 'મંડળી મળવાથી થતા લાભ'ના નિબંધમાંથી નીચેનો ફકરો તો હાલના કાળને પણ લાગુ પડે એવો છે. "ચાર અથવા વધારે માણસો અનીતિના ખ્યાલટપ્પા ગાવા બેસે, ફેફ્ફ કરવા બેસે, કોઈ તરેહનું ટાહેલું કરવા બેસે ને તે માણસોમાં થોડાક વિદ્વાન હોય તો પણ તે મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે નહિ. પણ ચાર અથવા વધારે માણસો એકઠાં મળી કોઈ વિદ્યા, જ્ઞાન અથવા લાભ થાય ને જશ મળે તેવા કામના વિચાર સભ્યતાથી કરે તો તે મંડળી અથવા સભા મળી છે એમ કહેવાશે." હિંદની પડતીનું મુખ્ય કારણ એ જ કે "આપણા દેશમાં રાજવર્ગમાંના ભણેલા ને

પ્રજાવર્ગમાંના ભણેલા એઓએ એકઠા મળી રાજનીતિ સંબંધી વિચારો ચર્ચાવડે નક્કી કરવાનો ચાલ રાખેલો નહિ."

'સંપ' વિષેનો નિબંધ પણ જાતિબંધનના ખંડનથી થતા દેશઐક્યના સાધનરૂપે લખાયેલો.

આ ક્ષુબ્ધ અવસરને "બુત શિકની" (મૂર્તિખંડન) નો જમાનો કહીએ તો ચાલે. એકને જે "આઇડોલોન" કહ્યાં છે તે ચારે "આઇડોલોન"નું ખંડન કરવા 'નર્મદ–કવીંદ્રઓ' મેદાને પડ્યો. પછી તેમાં ન જોયું કે સામું ઘેટાનું ટોળું છે કે માત્ર પવનચક્કી છે. તેણે તો ક્ષુલ્લક વસ્તુને પણ પોતીકાં કાર્યવ્યગ્ર ચિત્તે દાનવો કલ્પ્યા.

નર્મદનો સંપૂર્ણ અહેવાલ આ જ સ્થાને પૂરો કરીએ.

નર્મદ ખરા દિલનો હતો. જે ગમ્યું તે કરવું જ જોઈએ—થવું જ જોઈએ. જ્યારે એક અનાથ વિધવાનો કઠિન સમય નજીક આવ્યો ત્યારે કવિએ તેને કહ્યું, "આવ મારે ઘેર, તું ત્યાં સમાશે." ન્યાતજાતની એણે લેશમાત્ર દરકાર ન કરી. પોતાની ચઢતી–પડતીનો ખ્યાલ એના ઉદાર ચિત્તમાં આવે જ કેમ? સવિતાગૌરી જોડેના તેના સંબંધ વિષે ડાહ્યલાઓ ગમે તે કહે, પણ હું તો હજુયે કહું છું કે શરૂઆતમાં એના વર્તન માટે જે કહો તે ખરું, પણ જે વાત બનવાની તે બની ચૂક્યા પછી તો જે ઉત્તમ માર્ગ બાકી હતો તે જ માર્ગ તેણે સ્વીકાર્યો; ને 'દાનવો'ના ત્રાસમાંથી તેને બચાવી.

નર્મદમાં કંઈક બડાશ મારવાની ટેવ હતી, તેથી ન કરેલાં પાપ પણ તે વહોરી લેતો. "જાઓ! તમે થાઓ છો કોણ? જે કરવું હોય તે કરી લેજો. હું તમારા જેવો ગુપ્ત પાપી નથી!" આવા તેના સ્વભાવને લીધે મારી તો ખાતરી છે કે, તેને માટે જેટલું માઠું કહેવાતું, તેમાંથી વીશમે હિસ્સે પણ ભાગ્યે ખરું હશે!

નર્મદમાં 'Sense of humour' નહિ હતો. આને જ લીધે એના કાર્યમાં તેમ વાણીમાં અતિશયોક્તિ જણાતી. કેટલીક વાર અસંસ્કૃતિ ને ગ્રામ્યતા પણ જણાતી. પણ તે તો જમાનાનો દોષ હતો. ઐતિહાસિક વિચારશ્રેણી તો હોય જ ક્યાંથી? જેટલું જૂનું તેટલું ગેરવ્યાજબી. જેટલું પાશ્ચાત્ય પ્રગતિ સાથે દાખલ થયું તેટલું રૂડું. જેટલું થવું જોઈએ, તેટલું ધીમેધીમે નહિ પણ એકદમ થવું જોઈએ. ગુર્જરપ્રજાએ એક જ પ્રતિનો પહેરવેશ પહેરવો: પછી અમુક વ્યક્તિ પાતળી હોય કે ભરાઉ, તેની દરકાર નહિ.

આ ચિતાર નર્મદના "યાહોમ કરીને પડો, ફતેહ છે આગે" એ કાવ્યમાં જે ચીતર્યો છે તે તે જ સમયનો છે. એનો અંત દુઃખમાં જ આવ્યો.

મેકોલેએ જોનસન વિષેના નિબંધમાં લખ્યું છે તે પ્રમાણે જેમ પોપ કવિના મૃત્યુ પછી ને વર્ડ્સવર્થનાં પહેલાં લખાણ સુધીનો અવસર સાહિત્ય-પોષક, સ્વામીવિહીન હતો, તેમ ગુજરાતમાં પણ તે સમયમાં હતું. માત્ર પુસ્તકો લખી ઉપજીવિકા મેળવનાર નર્મદનું જીવન 'સરસ્વતી-મંદિર' જેવી આલેશાન કોઠી (મકાન)માં વ્યય થતું તો પણ 'ગ્રબસ્ટ્રીટ'નાં કંગાલ કાતરિયામાં વસતા, અર્ધ-ભૂખ્યા, અર્ધ આચ્છાદિત, કવિગણોથી ઓછું વિકટ ન હતું. એક મનુષ્ય-જીવન જેટલા સ્વલ્પ કાળમાં સંસાર-સુધારણાની પર્યાપ્તિ થતી નથી, એ ખ્યાલ તેનામાં ન હોવાને લીધે, જે ધીરી ધીરી ગતિ નર્મદે જોઈ તેથી તે નિરાશ થઈ ગયો, અને જેમ 'જર્મની'માં સ્વતંત્રતાના વ્યવસાય (ઈ. સ. ૧૮૧૩) પછી ઓસ્ટ્રિયાની જાળમાં પડેલું, માતૃભૂમિ-ખંજન, નિરાશ થઈ, વિહંગજીવન પૂર્વે જે જીવન હતું તેના ધ્યાનમાં ગ્રસ્ત થઈ ગયું તેમ ગુજરાતમાં પણ ઠામ ઠામ થયું. નર્મદ પણ તેનો જ ભોગ થઈ પડ્યો. મારા કાનમાં તો હજુએ એના: "સૌ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે, બ્યૂગલો વાગે; યાહોમ કરીને પડો ફતેહ છે આગે" ના રણકારા રમી રહ્યા છે.

આપણા હિંદ દેશમાં સંસારસુધારાની બહુજ આવશ્યકતા છે. તેનો અમલ થશે ત્યારે જ મનુષ્યવર્તન સુધરશે. હાલ તો કોઈ વ્યક્તિ સમાજની વિરુદ્ધ કાંઈ કરી શકતી નથી ને કરે છે તો તેને સમાજથી જુદાં પડવું પડે છે. સામાન્ય સુધારો બહુજ અવશ્યનો છે.

નર્મદે બેશુમાર ફાયદો કર્યો. 'પ્રેમશૌર્ય' એ એની આદેશપતાકા! કલમ ને તરવાર—એ જ તેનો સિદ્ધાંત. સંસાર–અરણ્યમાં પ્રૌઢ વૃક્ષ તેની આસપાસ કાંટા ને ઝાંખરા વીંટાયાથી કેવળ નિઃસત્ત્વ બની ગયું હતું. આ ઝાંખરાં એણે કેટલેક દરજ્જે દૂર કર્યાં; પણ આગળ જતાં એણે આજ વૃક્ષની સામું ભારે પ્રહાર કર્યો. "પાછા બીજ અવસ્થામાં પેસો! આ પ્રૌઢ–ઉઠાવ–ઘાટ આપણાથી જોવાશે નહિ." આવાં આવાં વેણ એણે કહેલાં.

કવિ પોતે 'સરો'નાં વૃક્ષ જેવો ટટાર શોભી રહ્યો હતો, તેના ઉપર દૈવવશાત્ બહુ આપત્તિ આવી. તેનું ઉન્નત શીર્ષ ઝૂકી ગયેલું જોઈ કયા ગુર્જરવાસીને દુઃખ નહિ થયું હોય!

નર્મદમાં ઉત્પાદક શક્તિ ન હતી. જો હોત તો આટલો સચોટ ઉચ્છેદક તે નહિ થઈ શકત. મનુષ્ય માત્ર એક અદ્ભુત શક્તિના ચાંચવા પાવડારૂપે છે. કોઈ ખોદે છે તો કોઈ પૂરે છે. બધાંની જરૂર છે. પાંચ આંગળીમાંથી કઈ આંગળી નકામી છે?

'ગ્યોઇટે'એ 'બાયરન' માટે કહ્યું છે કે તે રાજસી પ્રકૃતિની મૂર્તિ હતો. પણ જ્યારે તે મનન કરતો, ઉત્પાદક વિચાર દર્શાવતો ત્યારે બાળક માફક કાલુંકાલું બોલવા ઉપરાંત દેશના જ્ઞાનમાં કાંઈ વધારો નહિ કરતો. "જેવો તે મનન કરે છે કે તરત તે બાળક જેવો થઈ જાય છે." ('સો બાલ્ડ એર ડેંકટ, ઇસ્ટ એર આઇન કિંડ.') એવો તેનો 'બાયરન' વિષેનો અભિપ્રાય નર્મદાશંકરને સંપૂર્ણ રીતે

લગાડી શકાય, કેમકે એના પાછલા જીવનનો ઉત્પાદક પ્રયત્ન સારાં પરિણામ માટે નિષ્ફળ જ નીવડ્યો, ઊલટો હાનિકારક થયો.

પોતે મહેતાજી દુર્ગારામ મંછારામના ઘણા જ સહાયક હતા. તેઓ ગુજરાતી શાળાના સર્વોત્કૃષ્ટ મહેતાજી, બધા વહેમોના મૂર્તિ-ખંડક, ને ઉપદેશક, કેટલીક રીતે દયાનંદ સરસ્વતી જેવા હતા. માત્ર તેમની અદ્‌ભુત ઉત્પાદક શક્તિ નહિ. અમારા જમાનામાં પરદુઃખભંજક ખરા તો ભાઉ દાજી ને દુર્ગારામ મહેતાજી. ભાઉ દાજીએ ગરીબ દરજીની બાંયધરી કરી મગરૂર મૅજિસ્ટ્રેટને નીચે નમાવ્યો. એ તો કવિતામાં પણ ગવાયું છે. નિઃસ્વાર્થ, પારકાનું દુઃખ ટાળવું, એ ગુણ હિંદુસ્તાનમાં બૌદ્ધ માર્ગીઓ સિવાય ભાગ્યે જ જોવામાં આવતો, તે અંગ્રેજી કેળવણીએ આણ્યો.

"સત્તા આગળ શાણપણ શું?" આ વેણ અમે ડોસાંડગરાંને મોંએ સાંભળતા. પણ મહેતાજી તો ચૌટેચકલે જાય. જો કોઈ ભારાવાળીનો ભારો પોલીસનો સિપાહી જબરદસ્તી કે થોડી કીમતે લેતો હોય તો મહેતાજી તે ગરીબ મજૂરણની તરફદારી કરે ને ઠેઠ કોરટે તેને માટે ચઢે. ધગડું કોઈ પણ પ્રકારનો જુલમ ન કરી શકે. કોઈ અનાથ આવી મહેતાજીને ખોળે માથું મૂકે કે મહેતાજી તન મન ધનથી તેનું કામ કરતા ચૂકતા નહિ. તે ખ્યાતિના ખ્યાલથી નહિ. ઘણીવાર બદનામી વેઠવી પડતી. નાણાંનો વ્યય થતો ને મહેતાજી પાસ નાણાં ઊભરાતાં નહિ હતાં.

સાચને આંચ નથી, એમ મહેતાજી હમેશ કહેતા. માણેકલાલ ઉમિયારામ (જેમના નામથી માકુભાઈ મુનસફની શેરી હાલ પણ છે) તે વેળા જિલ્લા જડજની કોરટમાં શિરસ્તેદાર હતા. મહેતાજીના માકુભાઈ મિત્ર હતા. માકુભાઈએ કહ્યું કે "મહેતાજી, તમારો 'સાચને આંચ નહિ' મત ખોટો પાડું તો!" મહેતાજીએ કહ્યું, "કર તો ખરો." માકુભાઈએ બીડું ઝડપ્યું.

તે વેળા હેલીબરીમાંથી ખાનદાન સીવીલિયનો આવતા, પછી લાયકાત હોય કે નહિ. તે વેળાનો જડજ શરાબી હતો. કામ માકુભાઈ કરે. એ બિલાડાં નીચે ખેંચે, તે સિવાય બીજું કાંઈ કરી જાણે નહીં. મહેતાજી લીલી પાઘડી બાંધતા. એક પ્રસંગે એક દુખી પુરુષના નિયોગી બની, તે મુકદ્દમો લડતા હતા. જડજ દિવાલ તરફ મોં કરી મજલિસ તરફ પૂઠ કરી બેસતો. મહેતાજી વાદવિવાદ ચલાવતા હતા. એટલામાં માકુભાઈએ સાહેબને ધીરેથી ઇશારત કરી કે આ મુકદ્દમામાં કાંઈ નથી. જો પેલા લીલી પાઘડીવાળાને દબાવો તો સહેજ નિર્ણય આવશે. ગોરો ફર્યો ને અંગ્રેજી ઇનસાફની સત્યતાના પૂરા અભ્યાસી મહેતાજી નીડર ઊભેલા વાદવિવાદ કરતા હતા તેની સામું તેણે જોયું. "સો રૂપિયા દંડ!" સાહેબે ધુરકીને કહ્યું. "શા માટે સાહેબ? મેં મર્યાદાનો ભંગ નથી કર્યો." "બસો રૂપિયા દંડ!" વધારે બોલવા જતા હતા એટલે સાહેબે કહ્યું: "ચારસો રૂપિયા દંડ."

મહેતાજીનો પગાર મહિને રૂપિયા ત્રીશનો. વગર પૈસે લડવું; અને ઘરનો પૈસો જોડી લડવું, ને તેમાં જશને બદલે જૂતિયાં! આથી ઝંખવાઈ જઈ નીચું જોયું. માકુભાઈએ ઇશારો કર્યો કે "આવો મહેતાજી," એમ કહી પોતાની ગાદી ઉપર બેસાડ્યા, ધીરા પાડ્યા. જડજ પાછો દિવાલ સન્મુખ થઈ ગયો હતો. "દસ્કત કરાવવા મારા હાથમાં છે કે નહિ! ગભરાઓ છો શું? આનું કાંઈ નહિ થાય. એ તો માત્ર હું પેલો તમારો 'સાચને આંચ ન હોય'નો આગ્રહ તોડવા માંગતો હતો." મહેતાજીમાં હાસ્યવૃત્તિની બહોળે હાથે બક્ષિશ થઈ ન હતી તેથી તે ચિડવાયા; પણ માકુભાઈમાં અનંત હાસ્યનું માર્દવ વસી રહેલું, તેથી રુદ્રના જેવા ક્રોધી મહેતાજીને શાંત કરી નાંખ્યા. અમારી મંડળીમાં સાંજની વખતે હસતાં હસતાં માકુભાઈ બોલ્યા, "મને તો ડર હતો કે રખે ને ત્રીજી આંખ ઉઘાડી મને ભસ્મસાત્ કરી નાંખે! એવા ક્રોધાયમાન મહેતાજી જણાતા હતા." મહેતાજી હસ્યા, સૌ ભૂલી ગયા.

પોતે તથા મહેતાજી ભુવા, જાદુગર, જતિઓનાં જંતરમંતરને ખોટાં ઠરાવવા ચૌટેચકલે ભાષણ કરવા જતા. ત્યાં લોકોને ઉશ્કેરતા ને કહેતા કે "કરો તમારા પ્રયોગ અમારા ઉપર." ગયા પ્રકરણમાં મેં બતાવેલું છે કે તે સમયે સુરતમાં વહેમ ઘણો હતો, ને વહેમના ખંડનની બહુ જ જરૂરત હતી.

અડદનાં પૂતળાં કરી, તેને કાપી નાંખી, ધારેલા પુરુષનું મૃત્યુ આણાય, એવા સચોટ ખ્યાલો પરાપૂર્વથી દુનિયામાં ચાલ્યા આવ્યા છે. અથર્વવેદમાં આ વિષે બહુ મંત્રો છે. વળી ફ્રાન્સની રાજમાતા કેથેરિન–ડી–મેડીચ્ચીને આવાં અનુષ્ઠાન કરાવવાનો બહુ શોખ હતો. ફ્લોરેન્સનો રહીશ 'રેને' નામનો ગાંધી પ્રખ્યાત છે. તે કેથેરાઇનના પ્રતિસ્પર્ધી વ્યક્તિઓનાં મીણનાં પૂતળાં કરતો ને તેના ઉપર મંત્રો સાથે પ્રયોગ કરવામાં આવતા. એથી નિર્જીવ પૂતળાં પર કરેલા પ્રયોગોની અસર ચૈતન્યમય પૂતળાંને પણ થશે, એમ માનવામાં આવતું.

મૂઠ મારનારા તરીકે જાણીતા થયેલા શખ્સોને છચોક ને દાંડી પીટાવી ખબર આપવામાં આવતી કે આવો તમારું થાય તે કરો. તેમને અભયદાન આપવામાં આવતું કે તમારો પ્રયોગ સફળ નીવડે તો અમે તે માટે કાંઈ ઉપાય નહિ કરીએ. આથી અજ્ઞાન વર્ગમાં અસર બહુ સારી થઈ. ભવિષ્યમાં દેશી રજવાડામાં જનારને આથી અતિ ઉત્તમ અનુભવ મળ્યો : કેમકે જો કે વહેમો પ્રતિની નાસ્તિકતા બુદ્ધિસિદ્ધ તો હતી જ, પણ જાદુગરમાં ખપતા લોકના પ્રયોગોને નિષ્ફળ નીવડતા જોઈ, તે નાસ્તિકતા અનુભવ–સિદ્ધ પણ થઈ. મહેતાજી સામે બીડાં થોડાંક જ ઝડપ્યાં ને તે પણ નિષ્ફળ નીવડ્યાં.

કુલારાણીમાં ભરાયેલું ભૂત દૂર કાઢવા માટેનો જે ચિતાર પોતે આપ્યો છે, તે આ જ જમાનાનું ભાન કરાવે છે. દરબાર સબળીનો ભૂવો બની હાજર થાય છે ને કહે છે : "હું મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન, સ્તંભન, આકર્ષણ, વગેરે ઘણીએક મેલી વિદ્યામાં કુશળ છું." દેવ જેવી કોઈ ચીજ જ નથી. આપણું કરેલું આપણે ભોગવીએ

છીએ. એ સિદ્ધાન્તનો પ્રવૃત્તિમય–નહિ કે નિરાશામય–અભિપ્રાય બાંધવા કોશિશ કરેલી.

ખ્રિસ્તી પાદરી માફક હવાડિયે ચકલે ઊભા રહી દુર્ગારામ મહેતાજી વિધવાનાં પુનર્લગ્ન વિષે ભાષણ આપતા. એમના કુબુદ્ધિવાળા દુશ્મનો એમની વિધવા કાકીને ઉદ્દેશી કહેતા કે "એનું પુનર્લગ્ન કેમ નથી કરતા?" મહેતાજી આથી ક્રોધાયમાન ન થતા ને જવાબ આપતા કે "એની મરજી હોય તો હું અંતરાય નહિ નાખું." આ ભાષણોમાં પોતે હમેશાં ભળતા. છેલ્લે લગી પોતાનો દૃઢ નિશ્ચય હતો કે જો વિધવાને પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય તો તેને રોકવી નહિ. કોઈને ગેરકાયદેસર નિયંત્રિત રાખવાનો કોઈ મનુષ્યને હક્ક નથી.

તેમના મિત્ર રા. દોલતરાયે તેમને પૂછ્યું: "શું માસ્તર (આજ નામથી સુરતમાં પોતે વિખ્યાત હતા,) એકવાર કન્યાનું દાન કર્યું, તેનું બીજી વાર દાન કેમ થાય?" તેમણે ચટ લઈને ઉત્તર વાળ્યો, "જો દાનનો જ દોષ નડતો હોય તો વિધવાએ પોતાની મેળે જ પરણવું." મનુસ્મૃતિમાં કહ્યું છે કે માબાપ લગ્ન ન કરાવે તો લગ્નોત્સુક બાળા પોતાની મેળે પરણી શકે છે. અનિયંત્રિત પ્રવાહ એ જ એમનો બોધ હતો. મનુષ્ય જે કાંઈ કૃત્ય પોતાની ઇચ્છાનુસાર કરે તે જ્યાં સુધી અન્યને હાનિકારક ન હોય ત્યાં સુધી એને કરવા દેવું. સમાજના કાયદા આગળ જતાં એવા થશે કે વ્યક્તિનું નિષ્કંટક જીવન સ્વાર્થની સાથે પરમાર્થ પણ સચોટ સાધશે.

મૂર્તિપૂજાની વિરુદ્ધ મહેતાજીએ અથાગ શ્રમ લઈ ભાષણો કરેલાં, પણ વૈષ્ણવ સંપ્રદાયનું એટલું જોર ગુજરાતમાં તે વખતે હતું કે તેમનું ક્યાંય ફાવ્યું નહિ. આ બાબતમાં પોતાનો મત સ્પષ્ટ હતો. પોતે મૂર્તિપૂજક ન હતા. પણ બીજાને મૂર્તિપૂજા કરતાં વારવામાં કાંઈ ઉત્સાહ પ્રદર્શિત કરતા નહિ. જેમણે કદાપિ 'સંધ્યા' કરેલી નહિ

તેમના ઘરમાં બાપદાદાથી ઊતરી આવેલાં ‘ નવરાતર ’ થતાં ને ધામધૂમથી મારાં માતુશ્રી ઊજવતાં ને ઊજવે છે. એમને શ્રદ્ધા ન હતી પણ બીજાંને “ માટલાંનાં માતા ” ઉપર શ્રદ્ધા હોય તેમાં એમને બૂરું કાંઈ લાગતું નહિ.

આ બાબતમાં રા. મહિપતરામભાઈ જોડે એમને મતભેદ થતો. પોતે એમને કદી ‘ પ્યૂરિટન ’ની ઉપમા આપતા. કારણ કે તે લોકોએ ઇસ્વીસનના સત્તરમા સૈકામાં ઇંગ્લાંડનાં દેવળોમાંથી ઢૂંઢી ઢૂંઢીને ચિત્રો, પૂતળાંઓ, રંગીન કાચો વગેરે તોડાવી નાંખ્યા કે મૂર્તિપૂજા નષ્ટ થઈ જાય. ‘ લાલજી ’ની મૂર્તિને હાથમાં લઈ મહિપતરામભાઈ ભાષણ કરતા કે “ જુઓ, આ તમારા દેવ મને કાંઈ કરી શકે છે ? ” દયાનંદ સરસ્વતીએ પણ આ વિષય ઉપર ભારે વાગ્યુદ્ધ ચલાવેલું.

પોતે હમેશ કહેતા કે જ્યાં લગી મૂર્તિપૂજામાં અનીતિનો અંશ નથી ત્યાં લગી દોષ નથી. મૂર્તિપૂજા કનિષ્ઠ છે ખરી, પણ તેમાં કાંઈ ઝાઝો દોષ નથી; ને તે ઉપર હુમલો કરવાથી સુધારકોના બીજા સારા મતો પણ સામાન્ય જાતિને અગ્રાહ્ય રહે છે. મનુષ્યનો કેટલોક વર્ગ તો મૂર્તિપૂજક રહેવાનો જ. તે પૂજાથી થતી હાનિ દૂર કરવામાં તત્પર રહેવું એમાં કાંઈ અર્થ છે, બાકી તો ફોકટ ફાંફાં. ભ્રમની ઉપયોગિતા ( Utility of error ) સમાજસુધારકોએ હંમેશ લક્ષમાં રાખવી જોઈએ. એક ‘ ઢીંગલું ’ લઈ લો છો, તેની જગ્યાએ બીજું શું આપો છો ?

મહેતાજીનો ન્યાતીલાઓમાં પડેલાં તડ એકઠાં કરવાં, જાતિભેદ દૂર કરવો, એ બાબત વિષે ઘણો આગ્રહ હતો. આ બાબતમાં પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. વૈદિક બ્રાહ્મણો સાથેનો ભેદ દૂર કરીને ઐક્ય સાધવું એ અવશ્યનું છે એમ પોતે માનતા. મહેતાજીએ નાગરિયા પાઘડી પહેરવા માંડેલી ને પોતાની પાસેથી માગેલું કે “ જો તમને

છોકરી અવતરે તો મારા છોકરા વેરે દેવી." મારાં મા તથા બાપ બન્નેને આ વાત તે વેળા મંજૂર હતી, ને જો મારાં મોટાં બ્હેન હરસિદ્ધાગૌરી તથા મહેતાજીના જ્યેષ્ઠ પુત્ર રા. રતિરામની ઉમરમાં કમ ફરક ન હોત તો શું થાત તે જોવાનું હતું ! શોભારામ મહેતાએ જ્યારે પોતાની પુત્રીને રા. સોમનારાયણ સાથે પરણાવી ત્યારે જે ચર્ચા ઊઠી તેમાં પોતે અગ્રગણ્ય ભાગ લીધેલો ને પોતાની સહાનુભૂતિ ઐક્ય સાધવા તરફ દર્શાવેલી. એ પણ બનવા કાળ કે આજે એમની દૌહિત્રી નાગર બ્રાહ્મણમાં વરી છે.

દુર્ગારામ મહેતાજી લાંબો વખત સુધી સુરતમાં ગુજરાતી શાળાના મુખ્ય અધ્યાપક રહ્યા. એમના હાથ નીચે ઘણાખરા વિરલાઓ આવી ગયા ને તે બધા ઉપર તેમની ઠરેલ, ઉત્સાહી, નીતિમાન સુધારક છાપ પડેલી. વાંચવા લખવામાં કુશળ બનાવ્યા ઉપરાંત તેથી મળતા જ્ઞાનનો અમલ આચરણ ઉપર કરતાં શીખવ્યું. હિસાબ શીખવી શુદ્ધ અને ચોક્કસ ચિંતન કરવાની ટેવ પાડી.

કાઠિયાવાડમાંથી પાછા આવ્યા પછી 'મહેતાજીએ સંન્યસ્ત ગ્રહણ કર્યું. "પુરાણો મિત્ર નવા લેબાસમાં" એવા શબ્દોમાં આરંભ કરી મારુભાઈએ પોતાના ઉપર પત્ર લખેલો. આ વાંચી પોતે કહેતા કે "મારું હૈયું ભરાઈ આવ્યું." મારુભાઈએ તે કાગળમાં લખેલું કે "અમે મહેતાજી સાહેબને ખાતરી કરી આપી કે જો પુત્રો દહાડોપાણી નહિ કરે તો અમે કરીશું. પણ મહેતાજી તો નિર્વાણોત્સુક હતા તેથી માન્યું નહીં."

રા. મહિપતરામ માટે તો આપણે ઉપર કાંઈક કહી ગયા છીએ. ગુજરાતના મૂર્તિખંડકના પહેલા વર્ગમાં એમને મુકાય. જીવનનૌકાનું સુકાન જે મૂર્તિપૂજારૂપી નાખુદાના હાથમાં હતું તે તેની પાસેથી છીનવી લઈ તેની જગ્યાએ ભવિષ્યમાં ગુર્જર જ્ઞાતિવિભાગને અનુકૂળ

આવે એવા લેબાસમાં બંગાળાના બ્રહ્મસમાજને સજ્જ કરી તેને પ્રાર્થનાસમાજનું નામ આપી બેસાડ્યો. ઉદ્યોગ અને ખંતથી જે કાર્ય થતું તે તેઓ કરતા.

આગ્રહ તો રાવસાહેબનો જ! એમના સામાવાળિયા આને દુરાગ્રહ કહેતા, પણ તેથી રાવસાહેબ ડગતા નહિ. કેટલીકવાર તો જૂના વિચારના ડાહ્યલાઓ ચિડાય તેમ તેમની વિરુદ્ધ કાંઈ કાંઈ તે બોલતા. વહેમ તો દૂર જ થયેલો! રસિકતાને તો તેમણે રામરામ કર્યા હતા. જે જોયું, પારખ્યું, વખાણ્યું, તે બુદ્ધિવાદનાં ચશ્માં પહેરીને જ તેમણે કર્યું. "જેમણે શિક્ષકો હાથમાં લીધા તેમણે સમાજ હાથમાં લીધો." આ નેપોલિયનનું વાક્ય બોલી પોતે કહેતા કે "રાવસાહેબ તથા નવલરામભાઈના શિક્ષકવર્ગને કેળવણી આપવાના પ્રયત્નો સફળ નીવડ્યા. જેને પરિણામે ગુજરાત દેશ તેમનો ઘણો આભારી રહેવો જોઈએ."

યુરોપના પ્રવાસથી એમના મન ઉપર સારી છાપ પડી. દેશવત્સલતા એમનામાં ભારે હતી; તેથી વિદેશી આચારવિચાર જે હિંદને છાજતા લાગ્યા તેમનો જ એમણે ગ્રહણ કરવાનો આગ્રહ કર્યો. આ એમના મનના સ્થાયીપણાની નાનીસૂની તારીફ નથી. જો એમના મનની નિશ્ચળતા ( Ballast ) જરા પણ ઓછી હોત તો તેઓ કાં તો 'ક્રીશ્ચિયાનિટી' તરફ કે કાં તો નાસ્તિક ચાર્વાક મત તરફ ઢળત. આ વખત સુધી કેશવચંદ્ર સેને બ્રહ્મસમાજનું બ્યૂગલ બંગાળામાં વગાડ્યું ન હતું.

નવલરામ ન્યારો જ પુરુષ હતો! સુધારાનો પાશ એને સચોટ લાગેલો. તેનું મન-સરોવર અંતસુધી તરંગિત રહ્યું. પટ ચઢે તો એન વસ્તુ પર જ, આ ન્યાય એમણે સિદ્ધ કર્યો. એમનામાં નિરીક્ષણ-શક્તિ તીવ્ર હતી. મધુકર પેઠે રસમય વસ્તુ ચૂસી તેમાંથી મધુનું આસ્વાદન કરાવતા. નિરીક્ષા કરવામાં સહાનુભૂતિનો ત્યાગ કરતા નહિ.

જેમ એક શસ્ત્રવૈદ્ય (સરજન) દરદી ઉપર કાપકૂપ કરતી વેળા રક્ત, નાડી, સ્નાયુ વગેરેને સંભાળી પોતાનું કાર્ય કરે છે, તેમ 'નવલ' પોતાનું કાર્ય કરતા. ગુણને ગ્રહણ કરવાની, અવગુણની ઉપેક્ષા સાથે સાથે માધુર્યમય શબ્દોમાં તેને શાસન કરવાની, તેમનામાં અદ્‌ભુત શક્તિ હતી. આ શક્તિ ઈશ્વરની આપેલી જ આવે છે.

દરેક નિરીક્ષક, વસ્તુનું નિરીક્ષણ કરતી વખતે, અમુક પ્રકારનાં 'ચશ્માં' પહેરી પોતાનું કાર્ય કરે છે. નવલના પહેરેલાં ચશ્માં સમય–ગુણગ્રાહક હતાં. કેળવણીનાં સુંદર ફળ, બુદ્ધિવાદની અમર–વિચક્ષણ –રૂપાંતર શક્તિ, મનુષ્ય–ઐક્યની કોશિશ, ને આખરે મસ્તાની–રસમય –સાહસની છલંગો, આ સઘળાનું એણે જેવું નિરૂપણ કર્યું, તેવું જ સુકુમાર શબ્દોમાં વર્ણન પણ કર્યું.

'નવલ'ની શૈલી તે 'નવલ' જ હતી. 'સુરતી'ની જે સહૃદયતા તે એમનામાં હતી. કઠોર ગ્રામ્યતાની તો એમનામાં છાયાયે નહોતી. ઉગ્ર કુહારથી નહીં પણ નાજુક 'નસ્તર'થી કાર્ય કરવાનું હતું અને નસ્તરની જ તીક્ષ્ણતા, કોમળતા, ને ચકચકાટ એની વાણીમાં લખલખ થતાં હતાં. નવલરામ અંતકાળ પર્યન્ત ઉગ્ર પણ સાનુકંપ નિરીક્ષક રહ્યા. આ વિષયમાં નવલરામ તથા મારા પિતાનું મન એકસરખું હતું. માત્ર તેમણે પોતાના વિચારની નોંધ નહીં રાખી એટલો જ ફરક હતો.

આ વેળા 'ગુજરાત મિત્ર' નામનું વર્તમાનપત્ર સુધારકોના મત જાહેર કરવાનું સચોટ સાધન હતું. મરહૂમ દિનશાજી અરદેશર તાલેયારખાન તેના તંત્રી હતા, ને નવલરામ તથા મારા પિતા તેમાં વિશેષ લખતા. અંગ્રેજી લેખો લગભગ બધા એમની જ કલમથી લખાતા. તે એટલા નિરભિમાની આત્મ–કથન–માર્ગના વિરોધી હતા કે પોતે શું લખે છે તે કોઈને કહેતા નહીં; કે તેની નોંધ સરખી પણ રાખતા નહીં.

નવલરામે ધારણ કરેલાં ચશ્માંએ દૂરબીનની પણ ગરજ

સારેલી. એમને પહેલેથી જ સંશય આવેલો કે તે સમયનો મસ્તાની જુસ્સો લાંબો પહોંચી શકવાનો નથી. સુધારા ઉપરનાં તેમનાં વાર્તિક વાંચવાની મારા પિતા હમેશાં ભલામણ કરતા. સચોટ નિરીક્ષક બનવું હોય તો 'હક્સલી'ને વાંચો. પોતે 'હક્સલી'ના પૂજક, પહેલેથી આખર સુધી રહ્યા. કરણઘેલા ઉપરનું વાર્તિક 'ગુજરાત મિત્ર'માં નવલરામે લખ્યું હતું; ને જ્યારે વીરમતી નાટક નવલરામભાઈએ લખ્યું ત્યારે પોતે તેનું સારું અવલોકન કરેલું. માત્ર ખામી એટલી જ કાઢેલી કે તેમાં ધર્મ બાબત જે વાદવિવાદ છે તે નાટકને છાજે તેવો નથી, પણ નવલકથાને છાજે તેવો છે. રંગભૂમિ પર એનો અભિયોગ કઢંગો જણાય છે. આહિથી અંત લગી આ પુસ્તકમાં ઐતિહાસિક પાસ દૃષ્ટિએ પડે છે. જાણે નવલરામે તે જમાનાના 'રાસડા'ના કુપ્પાઓમાંથી આ પાસ અણ્યો ના હોય!

પોતે કહેતા કે જમાનાના ચિતારરૂપે પાત્રોને રસિક અને સ્પષ્ટ આલેખવામાં મને તો 'વનરાજ ચાવડા' કરતાં 'વીરમતી નાટક' વધારે ગમે છે. નવલના અંતરમાં જ્યારે કાવ્યઊર્મિઓ ઉછાળા મારી રહી હતી ત્યારે તેમનો સલાહકાર ક્યાં ભરાઈ બેઠો હતો કે એણે ઇશારો સરખો ન કર્યો કે "નવલ! તું ભૂલ કરે છે હોં! નવલકથા લખ, નાટક નહીં." નાટકથી માણસના મન ઉપર અસર વધારે સચોટ થાય છે, એ ખ્યાલથી જ નર્મદાશંકરે અને નવલરામે પોતાના મનના વલણ વિરુદ્ધ એ દિશામાં કોશિશો કરેલી.

આ વ્યક્તિઓનાં ચિત્ર ઉપરથી ઈ. સ. ૧૮૫૦ થી તે ઈ. સ. ૧૮૭૦ સુધીનો જમાનો આપણી આંખ આગળ ઊભો શું નથી થતો? 'બુદ્ધિવાદ' એ જ અમારો 'ઊઘડતલ' (Open Sesame) રૂપી મંત્ર હતો. 'અરેબિયન નાઈટ્સ'માંની 'અલીબાબા ને ચાલીસ ચોર'ની વાર્તામાંનો કાસમ તે મંત્ર–વેણ ભૂલ્યો ને 'ઊઘડતલ'ને બદલે 'ઊઘડ શ્રદ્ધા,' 'ઊઘડ પ્રેમ,' 'ઊઘડ રહેમ,' બધું બોલ્યો પણ

"ઊધ્રકતલ" એટલે 'ઊધ્રક બુદ્ધિ' એ મંત્રનું ઉચ્ચારણ કરવું ભૂલ્યો, ને તેથી માર્યો ગયો. "એકતા સાધો-સાંધો ભાઈ સાધો: આ જ્ઞાતિ-સોપાનને ('ટેલીસ્કોપીક') એવું બતાવી દ્યો કે નીચેનું પગથિયું ઊંચકતાંને વાર તે છેક ટોચના પગથિયાં સુધી પહોંચી નીચાઊંચાનું અંતર ભૂલી એકત્ર-એકાકાર-થઈ જાય. 'ઊંચકો'-'ઊંચે ચઢાવો'-આ બોધ અમે હમેશ કરતા. 'સાહસ કરો' એ જ અમારી શિક્ષા!

> સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ;
> દેખો એ દૃષ્ટાંતથી કહે કવિ સામળદાસ.

આ બોધ અમને રુચતો નહિ. 'ઝંપલાવો'-'ઝુકાવો'-એજ અમારું સૂત્ર!"-સોળમા સૈકામાં જ્યારે 'ડ્રેક' અને 'હોકિન્સ' પૂર્વ દિશાને બદલે પશ્ચિમ દિશા ભણી હિંદની ખોળમાં જતા ત્યારે જે પ્રકારનું સાહસ તેમને પ્રેરતું, તે જ જાતનું સાહસ અમને અમારા રાજ્યના મુલક તરફ જવા-ધસવા-પ્રેરતું.

શિક્ષક તરીકે પણ પોતાની ભણાવવાની પદ્ધતિ દરેક વિદ્યાર્થીની અંતર-શક્તિને ખીલવવી એ જ હતી. "વિદ્યાર્થીના મગજની અંદર કેવળ અસાધ્ય વિચારો ભર ભર ન કરો; કોઠી કાણી થશે ઉભરાશે કે વિદ્યાર્થીને તેનું અજીર્ણ થશે." આમ પોતે હંમેશ કહેતા. શિક્ષક તરીકે પોતાના શિષ્યોને માત્ર 'ગોખણપટ્ટી' કરવા દેતા નહીં. વિસ્તૃત વાંચવું, સાર ગ્રહણ કરવો, અક્ષરશઃ અર્થની અપેક્ષા નહિ રાખતાં ભાવ ઉપર ધ્યાન રાખવું, શબ્દ-કોશ વાપરવાની હંમેશ ટેવ રાખવી, અંગ્રેજીનું ગુજરાતીમાં સરળ ને મર્માળી ભાષામાં રૂપાંતર કરવું, એ જ પોતાનો ઉપદેશ હતો. "શિક્ષણક્રમમાં ગણિતનો વિષય વધારે રાખી નાનપણથી જ આકૃતિ સાથે સહવાસ કરાવવાથી, ચોકસાઈ તથા મનન-શક્તિમાં સ્થિરતા આવતી, એટલું જ નહીં પણ તેના લાંબા સમાગમથી આચારમાં પણ તે સ્થિરતા જણાઈ આવતી. ગણિત ને ઈતિહાસમાં વિરોધ એવો છે કે

જેને એક વિષયનું સારું જ્ઞાન, તેને બીજું આવડે જ નહિ, એવો ભૂલભરેલો ખ્યાલ હું કદી પેદા થવા દેતો નહીં." ગણિત આકૃતિરૂપી દેહ છેઃ ઇતિહાસ–જ્ઞાન તે વિશ્વ–આત્મા છે. આ બન્ને સાથે મળે ત્યારે જ સંસ્કૃતિ ખરી થાય, એ પોતાનો સિદ્ધાંત હતો.

મારી માતા કહે છે કે સવારે સાડાનવ વાગતામાં જમી પરવારી પોતે શાળામાં જતા. તે પહેલાં પ્રાતઃકાળથી લઈ ભોજન સમય પર્યંત ઘણા વિદ્યાર્થીઓ આવતા ને પોતે તેઓને તન મનથી મદદ કરતા. આ પ્રમાણે ગરીબ, સાધન–હીન, વિદ્યાર્થીઓને ફાવ્યા ને હમેશ માટે તેમના અંતઃકરણની દુવા પ્રાપ્ત કરી. રા. તાપીપ્રસાદ દેસાઈના પુત્ર રા. વીરપ્રસાદ તથા મણિધરપ્રસાદ સવારે ઘેર આવનારાઓમાં હતા. રા. બા. મુકુંદરાયના, દેશાઈ તાપીપ્રસાદ મામા હતા એટલે તેમના મિત્રો પણ એમને 'તાપી મામા' કહેતા. તેઓ જમાનાના સુધારાના વિચારથી વિરુદ્ધ હોવા છતાં પોતાના ઉપર તેમની એટલી શ્રદ્ધા હતી કે તેમના પુત્રોને પોતાની સમક્ષ મોકલવામાં આંચકો ખાતા નહીં. કોઈ વાર તો કહેતા કે "નારે! એ તો સુધારારૂપી ઉકરડાનું રતન છે! રતન ત્યાં પડ્યું તેથી શું તેનો ગુણ ખોવાનું હતું?"

હવે આ નવીન શ્રદ્ધાનું કંઈક નિરૂપણ કરીએ. સમુદ્રમંથનમાંથી ચૌદ રત્ન નીકળ્યાં હતાં એ તો સર્વવિદિત છે. પણ તે 'રતન' સૌ લાભકારક જ હતાં એમ માનવું જોઈએ નહીં. એ તો એનો જેવો પ્રયોગ–ઉપયોગ–કર્યો, તે પ્રમાણે લાભ કે હાનિદાયક નીવડ્યાં. પોતે રમૂજમાં કદી કદી આ વિષય ઉપર અમારી આગળ કહેતા કે 'ધનવંતરી' તે નવું વૈદક, તેનો ત્યાગ કરી પુરાણા વૈદકનો આશરો તે અશ્વિનિકુમારના કાંધા (મૃત્યુ શરણ)! को जागर्ति का जागर्ति એમ બોલતી બોલતી 'લક્ષ્મી' ચાંલ્લો કરવા આવે ત્યારે એમ ન બોલો કે "લાવ જરા મોં ધોઈ આવું." જે સુસ્ત નહિ રહે, ઉદ્યોગ કરશે, સાવધાન રહેશે તેને લક્ષ્મી વરશે.

લોકને ઉપદેશ દેવા નર્મદે નવીન 'શંખ' ખૂબ જ ફૂંક્યો: "ભણો ભાઈ, ભણો. આગળ વધો. સાહસી ઠરો." આમાંથી જ આગળ જતાં રણશિંગડાંરૂપી મરણ–વાજિત્રનો નાદ નીકળવા લાગેલો. 'રંભા' તે સૃષ્ટિ સૌંદર્યની અસ્પર્શ્ય મૂર્તિ: એને વરવા કોણે પ્રયત્ન નથી કર્યો? 'ચંદ્ર'–એણે હૃદયાંગણમાં રસની ભરતીઓ પ્રેરી. 'પારિજાતક' તે સાધુ પુરુષનો નમૂનો! જે ઝૂડે તેને પણ સુગંધી પુષ્પો જ આપે ને કોઈ છેડે નહિ તો પણ પોતાની મેળે જ પોતાનું સર્વસ્વ સમાજને સોંપે. 'ઐરાવત' એટલે વૈભવ. વૈભવ વધારી સૃષ્ટિને ઇન્દ્રપુરી કરવા કોણે પ્રયત્ન નહીં કર્યો હોય? 'કામદુધા' ગાય તે બુદ્ધિવાદ. માગે તે આપે. પણ માગતાં ન આવડ્યું તેથી આ માર્ગ ઉપર ઘૃણા પેદા થઈ, ને તે જ ગાયને ધકેલી મૂકી.

किं तया क्रियते धेन्वा या न सूते न दुग्धदा । આમ નર્મદે પાછળથી કહેલું ને નવલરામના શબ્દમાં જ 'અગમ્યવાદ" ઉપર મમતા વધેલી. 'અમૃત' તે વિશ્વજ્ઞાનરૂપી પીયૂષ. તેનું પાન કરી બીજાને પીવાડો, માત્ર પોતે જ પીને આત્મમોક્ષ જ શોધો નહીં. 'સુરા' તે ખરેખરું જ લાલ પાણી!

અખાએ કહ્યું છે કે 'મર્કટ ને વળી મદિરા પીએ, અખા એથી સૌ કો બીએ.' આ જમાનામાં સાહસને લીધે કાંઈક મર્કટ–બુદ્ધિ આવી હતી ને તે અડપલા જમાનાને મદિરાપાન ચોંટ્યું એટલે ખુવારી તો નિશ્ચિત ને સુધારાના નામને બટ્ટો લાગ્યો.

અનિયંત્રિત વ્યક્તિઓ બોલવા લાગી: "સઘળા વિના ચાલે પણ જોઈએ લાલપાણી." 'વિષ' તે અનિયમિતતા–અપરિમાણતા. દરેક ચીજ નિયમિત પ્રમાણમાં અમૃત અને અનિયમિત પ્રમાણમાં ઝેર! જ્યાં પીયૂષ ત્યાં વિષ તો હોવાનું જ. સમતોલના સુવર્ણ–માર્ગથી વિરુદ્ધ તે વિષ. 'કૌસ્તુભમણિ' તે સ્થિતિ દાખવનાર, વિષ્ણુનું પ્રિય

મણિ. સંસાર-સુધારકને જેટલું ઉદ્ધારકનું કામ કરવાનું છે, તેટલું માત્ર ઉત્પાદનનું કરવાનું કે ઉચ્છેદન કરવાનું નથી. વસ્તુસ્થિતિમાં થોડો ઘણો ફેરફાર કરી તેને સમયાનુકૂળ બનાવી કાયમ રાખવાનું પણ કાર્ય તેમનું છે. 'સપ્તમુખી અશ્વ' તે કવિત્વશક્તિ. 'भर्गो देवस्य धीमहि'ના મંત્રમાંનો 'ભર્ગ' પણ ખરો ને 'ગદ્ધા પચ્ચીશી'ની ધૂન પણ ખરી.

'અરેબીયન નાઇટ્સ'ની વાતમાં જેમ એક પિત્તળનો ઘોડો આવે છે ને તે ઉપર બેઠેલો 'દરવેશ' હવામાં ઊડે છે, ને ઊડી ઊડી તે વિહ્વળ બને છે ને આખરે તેને નિયંત્રણામાં રાખવાના મંત્રનું જ્ઞાન નહીં હોવાને લીધે તે ઘોડો પૂંછડીની ઝાપટ મારી દરવેશને જમીન સરસો એકાક્ષી બનાવી ફેંકી દે છે તેમ કવિત્વશક્તિને પણ કાબૂમાં રાખવી તે સહેલું કામ નથી. આ સૃષ્ટિમાં મનુષ્યમાત્રને કાંઈ ધંધો કરી પોતાનો ઉદરનિર્વાહ કરવો પડે છે. તે નિર્વાહને માટે કવિનો ધંધો કોઈને પરવડ્યો નથી ને પરવડશે પણ નહીં. જો કવિત્વ-શક્તિ હશે તો ઊંચે ઉડાયા વિના રહેવાશે નહીં, ને સાધનહીન નહીં હોવાથી તે ઘોડાને અંકુશમાં પણ રાખી શકાશે.

મનુષ્ય-સ્વભાવમાં 'સ્વર્ગીય' તથા 'પાર્થિવ' આ બેની 'દ્વિપુટી' હંમેશ જોવામાં આવે છે : પોતાની ભાષામાં કહીએ તો 'એરિયલ' અને 'કેલિબન' હંમેશ સાથે જ ઘૂમે છે! આત્મમંથન-કાળ સમયે સર્વ ગુણો અમૃતવિષાત્મક હોય છે. અંધકારનો નાશ કરી પ્રકાશ ફેલાવવો એ દેવનું કામ છે. મનુષ્યજીવનમાં સોળથી પચ્ચીશ વર્ષની વયના સમયને સેંકડો નામે વર્ણવવામાં આવે છે. કબીર સાહેબ એને 'મક્કર પચ્ચીસીની માયા' કહે છે. સામાન્ય રીતે આ 'ગદ્ધા પચ્ચીશી'ને નામે જાહેર છે. કેટલાક જર્મન કવિ તેને 'પૅશન-ફ્લાવર" (કૃષ્ણ-કમળ)ની કથા શોધનું માન આપે છે, ત્યારે કેટલાક એ જ સમયને "સ્ટુર્મ ઉંડ ડ્રાંગ" ને નામે ઓળખે છે. 'ગ્યોટે' નામના જગવિખ્યાત લેખકે આ સમયનું ચિત્ર પોતાના જીવનના સાત-[illegible]

આખ્યાયિકામાં ઉત્કૃષ્ટ રીતે આલેખ્યું છે. ક્ષોભ અથવા ગુસ્સો કે તરંગિતપણું આને કહીએ તો ચાલે.

વિદ્યાર્થીજીવનની સમાપ્તિ બાદ થોડો 'અનુભવાર્થી' અવસર આવે છે. તે પછી શાંત ગૃહસ્થાશ્રમ મંડાય છે. આ શાંતિ–કિનારો જેને વહેલો હાથ લાગે તે ભાગ્યશાળી. ક્ષુબ્ધ સાગરમાં અફળાયેલું જર્જરિત થયેલું નાવડું જેમ વહેલું શાંતિ–બંદરમાં પહોંચે તેમ ઠીક! મલિન જળ પ્રસન્નતા વહેલું પામે તો રૂડું!

मोहेनांतर्वरतनुरियं दृश्यते मुक्तकल्पा
गंगारोधःपतनकलुषा गृह्णतीव प्रसादम् ।

આ 'પચ્ચીશી'ના ખાડામાંથી નીકળતો પાંથ, રાક્ષસના હાથમાંથી છૂટેલી ઉર્વશી માફક, ધીરે ધીરે પ્રસન્નવદન થાય છે. નવલરામભાઈએ આ વિષય ઉપર બહુ અસરકારક રીતે નર્મદજીવનમાં લખેલું છે: "આ સમે સ્ત્રી–વાસનાનો જ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની તમામ મહેચ્છાઓ વ્યક્ત થઈ પ્રવૃત્તિ શોધે છે. આ સમે જેટલો સ્ત્રીવાસનાનો, તેટલો જ પરાક્રમ કરવાનો, કે નામાંકિત થવાનો જુસ્સો પણ આત્માને ડહોળી નાંખે છે. પ્રેમ અને શૌર્ય એ બન્ને ઉછાળાની સાથે, વાંસ પેઠે, ઊગી નીકળે છે, અને આ ઉછાળાથી જ આખો આત્મા ડહોળાઈ જાય છે. પછી જેનો જેવો સંસ્કાર, તે પ્રમાણે તેનું રૂપ ઘડાય છે. સ્ત્રી–વાસના સારા સંસ્કારે પ્રફુલ્લિત થઈ કોઈનામાં પૂર્ણ પ્રેમ, એટલે શુદ્ધ નિઃસ્વાર્થી સ્વાર્પણનું દિવ્યરૂપ ધારણ કરે છે; કેટલાકમાં વિલાસીપણે જ અટકે છે; કેટલાકમાં વ્યવહાર મર્યાદિત થઈ જાય છે; અને કેટલાકમાં પશુવત્ શઠતામાં જ ઊતરી પડે છે. તેમ જ પ્રસિદ્ધિની ઈચ્છાએ કોઈને ઘેલાઇ ને પતરાજી કરવા, કોઈને ધનપ્રાપ્તિ કરવા, કોઈને માનમરતબો મેળવવા, અને કોઈને વિદ્યા, ધર્મ કે યુદ્ધનાં પરાક્રમો કરવા પ્રેરે છે. છેલ્લા વર્ગના પુરુષોમાં આ લાગણી જીવન પર્યંત, નિર્મળ વિદ્યાભક્તિ, ધર્મભક્તિ, કે દેશભક્તિમાં કૈવલ્યને પામે છે."

સદ્દભાગ્યે મારા પિતાએ જલદી એ પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી. પાછલાં પ્રકરણથી માલૂમ પડ્યું હશે કે તેમનો ગૃહસંસારનો અનુભવ ઊંચા પ્રકારનો અને શુદ્ધ પ્રીતિયુક્ત હતો. જાતે વિદ્યા પ્રાપ્ત કરી, બીજાને કુશળ બનાવી, વિનીત કાર્યકારી–દેશભક્ત–કરવા, એ એમની હમેશ હોંસભરી કોશિશ હતી. આ વ્યવસાયમાં તે સચોટ ફતેહમંદ નીવડ્યા, એમ એમના સેંકડો કૃતજ્ઞ શિષ્યો કહેતા. ગુરુની વિદ્યાપરાયણતા, પરમાર્થતામાં લીન કાર્યકારી શક્તિ, જીવનની વિશુદ્ધિ, તથા શાંત સૌંદર્યથી અલંકૃત જીવન–સાફલ્ય જોઈને કયા વિદ્યાર્થીનું મન સન્માર્ગે નહિ દોરાયું–ટકી રહ્યું–હોય ?

સુરતના વીરલા પર દૃષ્ટિપાત કરતાં માલૂમ પડશે કે કેટલાં અમૂલ્ય રત્ન આ કારીગરના હાથમાંથી પસાર થયાં ને જગતની કસોટીમાં પાણીદાર ગણાયાં ! પોતાના અસંખ્ય શિષ્યોમાંથી વીરપ્રસાદ, કર્પુરરામ, મણિધરપ્રસાદ, મનસુખલાલ, એદલજી દોરાબજી તલાટી, દોરાબજી ગીમી, જમશેદજી દલાલ, હરિસુખરામ, મધુવચરામ, ભીમભાઈ, કૃષ્ણસુખરામ, સુમુખરામ, મોટાભાઈ દેશાઈ, લલ્લુભાઈ ગોરધનદાસ, ડાહ્યાભાઈ હરજીવનદાસ, પ્રો. તાપીદાસ, બમનજી એદલજી મોદી, કેખશરૂ મોદી, ખંડેરાવ એદરકરનાં નામ સહજ યાદ આવે છે. આમાં ભાગ્યે જ કોઈ હશે કે જેણે બીજાની સમક્ષ પોતાના અધ્યાપકની વિચક્ષણતા, સુશીલતા તથા મિત્રભાવ વખાણ્યાં નહિ હોય ! ને "માસ્તર સાહેબ" ઉપર પોતાની પ્રીતિ દર્શાવી નહિ હોય !

એમના વિદ્યાર્થી કહેતા કે સવારે ઘેર જઈએ ત્યાં શિક્ષણમાં મદદ કર્યા ઉપરાંત શાળામાં પણ કામથી ફારગ હોય ત્યારે ગમે તો મદદ આપવા તૈયાર રહેતા. વિદ્યાનો શોખ ઉત્પન્ન કરવો, એ જ એમનો મુખ્ય આશય હતો. કુતૂહલ પ્રદીપ્ત કરવું, સાહસ ઉત્તેજિત બનાવવું, ને જે માનવું તે તપાસીને જોઈ લેવું એ જ એમની શિખામણ હતી. 'કૂદતાં પહેલાં જુઓ.' આ મનન કરવાની લઢણ વિદ્યાલયમાં સંપૂર્ણ પડી.

પોતે કહેતા કે 'મૅકોલે' તો અમારું 'બાઇબલ.' એનો મોહ એટલો લાગેલો કે એની લખવાની રીતિએ પણ ગુર્જર ભાષા ઉપર ઘણી અસર કરેલી. માર્ક પેટીસને લખ્યું છે કે 'સ્વલ્પ મર્યાદામાં જ્ઞાન અને સંસ્કૃતિ કોઈ અજ્ઞાન આદમીને પ્રાપ્ત કરવાં હોય તો ચિત્ત દઈને 'મૅકોલે'નાં પુસ્તકો વાંચવાથી આવશે.' 'લૉક' અને 'બકલ' નાં પુસ્તકો ઝાઝાં વાંચવામાં આવતાં. કવિઓમાં 'શેક્સપિયર,' 'મિલ્ટન,' 'બાયરન,' થોડોક 'શેલી,' 'પોપ,' 'ગ્રે, 'ગોલ્ડસ્મિથ,' તથા 'સ્કૉટ' સાથે થોડી ઘણી મિત્રતા કરાવાતી. ગદ્ય લેખકોમાં 'બર્ક,' 'મૅકોલે,' 'મીલ,' 'લૉક,' 'ડાર્વિન' વગેરે શોખથી વંચાતા. નવલકથાકારોમાં 'સ્કૉટ' કરતાં 'બુલ્વર લિટન' વધારે માનીતો હતો. એની રમકઝમક તથા સમય–ચિત્રો સર્વ દેશકાળને અનુસરતાં હતાં. 'સ્કૉટ'નું રસમય અનુપાન કરવું હોય તો સ્કૉટલાંડનાં 'હેધર'ની પરિમલ લેવી જોઈએ, અને ત્યાંના 'બાર્લી' અને 'ઓટમીલ'નું સાદું ભોજન કરવું જોઈએ. 'ડિકન્સ' અને 'થેકરે' તો ઘણા જ પ્રિયકર હતા. આ ઉપરાંત વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર સફરનામાઓ ઘણાં વંચાતાં. અમેરિકા, આફ્રિકા, મધ્ય એશિયા, ઇરાન, અરેબિયા તથા ચાયના બાબત પુસ્તકો લખાયાં હતાં તે સૌ હાલમાં નવલકથા વંચાય છે તેનાથી પણ વધારે હોંસથી વાંચવામાં આવતાં. સૃષ્ટિમર્યાદા વિસ્તૃત હતી ને તે જમાનામાં તો આવા સત્ય, તાદૃશ, હેવાલ પણ નવલકથાથી અધિક રસપૂર્ણ જણાતા.

અંગ્રેજી સ્કૂલના માસ્તર, હેડમાસ્તર, ટ્રેનીંગ કૉલેજના હેડમાસ્તર આમ ઈ. સ. ૧૮૬૭ના મે માસ સુધી પંદર વર્ષ પર્યંત પોતે અધ્યાપકનું કામ કર્યું. 'કામ કર્યું તેણે કામણ કર્યું' આ સિદ્ધાંત એમની બાબતમાં સંપૂર્ણ રીતે ખરો પડ્યો. નવલરામભાઈના જીવનચરિત ઉપરથી જણાય છે કે ઈ. સ. ૧૮૬૭ના મે માસમાં પોતાની 'લાઇસન્સ ટૅક્સ' ખાતામાં બદલી થવાથી આ ગુજરાતના કાવ્યનિરીક્ષકને

'ટ્રેનીંગ સ્કૂલ'ના 'હેડમાસ્તર'ની જગ્યા મળી હતી. આ જમાનાનો ચિતાર તો કવિ નર્મદાશંકર અને નવલરામભાઈએ સારો આપ્યો છે એટલે ફરી ફરી આ વિષે લખવાની જરૂર નથી.

તેઓ કહેતા કે કવિજીવન એટલે અનિયંત્રિત જીવન એમ સૌ માનતા. 'ટૉમીમૂર'ની પ્રસિદ્ધ કરેલી બાયરનની જીવન રહેણી ઉપરથી માલૂમ પડે છે કે સામાન્ય મનુષ્ય કરતાં બાયરન જુદી જ રીતે વર્તતો. નશો કરવાની ટેવ તેને પડી હતી. લોક ભાંગ પીતા, તમાકુ પીતા, તે દારુ પણ પીતા. અમર્યાદિત જીવન એટલે જ સંપૂર્ણ જીવન : આ વિચાર કાંઈ બીલકુલ ખોટો નથી. સંપૂર્ણ અને સ્થાયી સંસ્કૃતિ પામેલી પ્રજા માટે "અમર્યાદ જીવન" ખોટું નહિ નીવડે. ગુજરાતમાં તો તે વળા નાવડાંને તરત જ બારામાંથી બહાર ભરદરિયે ધકેલેલું. ન બેઠેલો તેમાં કોઈ પુરાણા જમાનાનો ખલાસી કે ન બેઠેલો તેમાં કોઈ હોકા-યંત્રવાળો અંગ્રેજી 'સેલર.' પછી તેને જો નિયંત્રણામાં ન રાખીએ તો તે પાતાળે જ બેસે.' 'એ જમાનાના છાંટા મને આ ઊડ્યા છે,' એમ કહી એમની તપખીરની દાબડી હસતાં હસતાં બતાવતા.

એમને કોઈ પણ તરેહનું બીજું વ્યસન ન હતું. ન ખાય પાન, ન પીએ બીડી, ન ખાય તમાકુ. ભાંગ શરાબ તો બીલકુલ જ દૂર. કૃત્રિમ, અશ્લીલ સંગીતનો ત્યાગ કરવા જતાં સંગીત જ વર્જાયેલું, ને ઔરંગઝેબના 'પ્યૂરિટન' ઝનૂને જેમ સિતાર, સારંગી વગેરે સંગીત-સાધનોને ચિતા પર ચઢાવ્યાં હતાં તેમ આ જમાનામાં ગુણકાનું ગાયન સાંભળવાનું નીતિવિરુદ્ધ ગણાયું.

એમની મંડળીમાંના સર્વે સભ્યો ઉસ્તાદી ગાયન (શાસ્ત્રીય સંગીત)ના ઘણા જ શોખીન હતા. આથી તેઓ તહેવારને ટાંકણે સંગીત-કળાવતીને બોલાવી 'મુજરો' કરાવતા. મારા વખતમાં તો આ શુષ્ક રસશૂન્યતા ટોચે પહોંચેલી તેથી મને આ સાંભળી રસવું

આવેલું; ત્યારે એમણે પણ હસી ઉત્તર વાળેલો કે ઉત્તમ–ઝગમગની જોડી બાબત સાંભળો.

"ઉત્તમ બુઢ્ઢી હતી. તેને (જળોદર) જળંધર જેવો રોગ થયેલો તેથી તેનું પેટ મોટું જણાતું. બદસૂરતીનો તો નમૂનો, પણ કંઠ તો સ્વર્ગીય. એની ટીપ તો હૃદયવીણા ઉપર એવા ઝણકારા મારતી કે અંતર–સંગીત પેદા થતું, ને અનંત સંગીત–સરિત્ પર જીવ તરતો. ઝગમગ પણ બદસૂરતીમાં એક્કો ગણાતી. 'મેકબેથ'માંની ડાકણો માફક એને તો દાઢી પણ ઊગેલી હતી, પણ એના જેવો ગંભીર, વિશાળ, પ્રૌઢ અવાજ મેં કદી ફરી સાંભળ્યો નથી. એ જોડી નાચવાનું કામ તો કરી શકતી જ નહિ. ગાવામાં કૃત્રિમ હાવભાવ બતાવતી નહિ, તેથી અમે 'મુજરો' જ કરાવતા. શુદ્ધ સંગીતના શોખીનને વર્ણ અને જાતિનો ખ્યાલ રહેતો નથી. તેને તો કાર્ય સાથે જ સંબંધ; ને તે પણ ધીમી ધીમી ઊડતી પણ આનંદ પમાડતી સંગીત–લહરી સાથે જ. એ બેમાંથી ઉત્તમ પહેલી મરી ગઈ.

એક સમય પાછલી રાતના ત્રણ ચાર વાગ્યા તે દરમિયાન ઝગમગે બિહાગ રાગ ગાવા માંડ્યો. ટીપનો વખત આવ્યો એટલે તે તદ્દન બંધ પડી ગઈ ને હાય! કરીને પડી ગઈ. બેશુદ્ધ થઈ ગઈ. બધાને યાદ આવ્યું કે ઉત્તમની ટીપની અપેક્ષા રાખતી ઝગમગે આ પુરાણો સૂર લલકારેલો, પણ પ્રત્યુત્તર ન મળ્યો તેથી અંતર–સંગીત રોકાયું ને આથી બાહ્ય સંગીત પણ બંધ થઈ ગયું. તેના ચિત્તને જે સંતોષ પ્રાપ્ત થયો હતો તેમાં એકાએક ધ્વંસ થયો, તેથી દેહ–સારંગીના તાર તૂટી ગયા ને તે બેભાન થઈ ગઈ."

તેમનાં પાછલાં જીવન માટે પોતે કહેતા કે કોઈ જાણતું નહિ, પણ તે વેળા શુદ્ધ સંગીત સાંભળવું હોય તો શુદ્ધ ગાનારીઓ તો ઉત્તમ ને ઝગમગ જ!

સંગીતના સહાયક પોતે, વિદ્યારામજી (મારા માતામહ), મુકુંદરામજી

ભોળાનાથભાઈ, દોલતરાયજી, માકુભાઈ વગેરે હતા. એમના મિત્રો, જોડિયાઓ, તહેવાર ટાંકણે મહેફિલે બહુ જતા. પોતે કહેતા કે "સુરતની ચોતરફ બહુ મઝાના બાગ આવેલા છે. તે જાણે નોતરું જ દેતા ન હોય કે ચાલો આવો, જરા અમારી લહેજત તો ભોગવો ! સલાબતપરામાંનો તેઘબખ્તખાંનો બનાવેલો બાગ તો નિસ્તેજ જણાતો. બેગમપુરામાં તો ઔરંગઝેબની બહેનનો બનાવેલો બાગ હતો. કતારગામના દરવાજાની બહાર નવાબ હાફીઝુદ્દીનનો બાગ હતો. તે મોગલ વંશની જાહોજલાલી સાથે વેરાન થઈ ગયો હતો. આને અસલના વખતમાં 'જુલમી બાગ' પણ કહેતા, કેમકે તેને બનાવવામાં ઘણાં મકાન જમીનદોસ્ત કરવાં પડેલાં. તે ઉપરાંત લગભગ ત્રણ ચાર કતારગામ તરફ ખાનગી બાગો હતા. શ્રાવણ મહિનામાં તો હરેક સોમવારે ને બાકી તહેવારોને દિવસે અમે ત્યાં જતા. કદી કદી ગાયન કરાવતા તો કદી કદી વાર્તાલાપમાં વખત ગાળતા. માકુભાઈનાં માર્મિક વચન, કેશવભાઈની ઉઘાડી મશ્કરી, જેભાઈનું દાંભિક પાંડિત્ય, મારું નિખાલસ હસવું, મુકુંદભાઈનો મુસ્કુરાહટ (સ્મિત) —જાણે એ દાંત દેખાઈ જશે ! અને વિદ્યારામભાઈની સો વાર કહેલી વાતને એકસો એકમી વાર અદ્ભુત રસની સાથ કહેવાની કળા, આ બધું કદી ભુલાતું નથી."

માકુભાઈ તથા વિદ્યારામભાઈ 'હેલીબરી'ના 'સિવિલિયનો'ની બહુ કહાણી કહેતા. બન્નેએ ધમધોકાર, પૂર દમામથી, અદાલતમાં શિરસ્તેદારી કરેલી, ને પોતાની કુશાગ્ર બુદ્ધિવડે તે જમાનાના અંગ્રેજોને હથેલીમાં રમાડેલા. અમુક કાર્ય કરવું છે તો તે તો એમનું ડાબા હાથનું કામ.

સાહેબ, યાદ કરો " માકુભાઈએ ગપગોળા ફેંકવા માંડ્યા. " સાહેબ, યાદ નથી આવતું ? પેલો ચોપદાર તે વાર ઝોકું ખાતો હતો. તેના ઉપર આપે રાડ પાડી ત્યારે તે ઓચિંતો જાગેલો અને એની પાઘડી જમીન પર પડી ગયેલી અને આપ હસેલા. સામે ગોખલામાં ચકલી ચીં ચીં કરતી હતી તેની તરફ આપે ' રૂલર ' ઉગામેલું અને ગવાહને બગાસું ખાતો જોઈ આપે દાંત પીસેલા."

" બેશક, માણેકરામ ! બેશક," સાહેબ બોલ્યા. " મેં જરૂર ફાંસીનો હુકમ આપેલો " આમ કહી રજૂ કરેલા વારંટ ઉપર બિલાડું ખેંચ્યું.

એક સાહેબ આવેલા તે કલાકે કલાકે ' પેગ ' ચઢાવે. જ્યારે કેસ જિતાડવો હોય ત્યારે આ ' પેગ 'માં વિલંબ ન થાય તે માટે કારકુનોને સાહેબના ખિદમતગારને તાકીદ કરવા જવું પડતું; ને હરાવવો હોય તો ખિદમતગાર અળસાતો, નશાનો અમલ ઊતરતો, એટલે સાહેબ ચિડાતો, ભૂલો કાઢતો ને દાવો ડિસમિસ (૨૬) કરતો.

રોમર સાહેબ વિલાયત જવા લાગ્યા ત્યારે નાજર તરફ ફરી કહ્યું : " વેલ નાજર ! તારે માટે હું શું લાવું ? " ત્યારે માથું ખંજવાળતો તે ભાઈ બોલ્યો : " સાહેબ ! એક લાનકલાથનું થાન લાવજો. "

હેબર્ટ સાહેબ ધર્મચુસ્ત હતો. ડાહ્યુંડાહ્યું બોલે, પાઈએ-પાઈનો હિસાબ લે ને કોડીની ખેરાત ન કરે.

પીન્હે સાહેબને બધા દેશીઓને યુરોપિયનો સાથે ખાતા કરવાની જ ટેવ. મારા માતામહ એના ઘણા કિસ્સા કહેતા. જેને તેને પોતાને બંગલે જમવા બોલાવતા. મરહૂમ કાળાભાઈ વકીલ સિવાય હિંદુઓમાંથી કોઈએ જવાની હિમ્મત ભીડેલી નહીં.

એને દારૂનો બહુ શોખ હતો. એક વેળા ભરૂચમાં ' સેશન્સ '

ભરવા ગયેલા. ત્યાંના તવંગર વાણિયાઓમાં લગ્ન તે વખત ચાલતાં હતાં. એક વાણિયા શેઠે વિચાર્યું કે જડજ સાહેબ એને ત્યાં પધારશે તો તેની સાત પેઢી તરી જશે. તેથી શેઠે સાહેબને આમંત્રણ કર્યું; ને તે સ્વીકારાયું. તે સંબંધી સઘળી વ્યવસ્થાનું કાર્ય મારા માતામહને શિર આવ્યું. પીન્હે સાહેબે કહ્યું: "જાના તો બડી ધૂમસે જાના." આથી ધામધૂમ સાથ રસાલો તેડવા આવ્યો, ને કદાવર 'પીન્હે' સાહેબ સાથે અમે બધા લગ્નમાં ગયા.

મિજલસ ચાલુ હતી. વરવહુને બોલાવ્યાં. કન્યા બાર તેર વર્ષની હતી; તેણે આવી પગે લાગવા માંડ્યું. 'પીન્હે' સાહેબ બીધા કે કાંઈ નાણાં ફરકાવવાં પડશે કે શું? મારી તરફ ફરી પૂછ્યું: 'કાંઈ કરવું જોઈએ કે?' મેં કહ્યું: "પુષ્પ નહિ તો પુષ્પની પાંખડી!". એટલે ઝટ દઈને સમયસૂચકતા વાપરી યજમાનની જ આપેલી એક એલચી કન્યાના હાથમાં મૂકી બોલ્યા: "આના સ્વાદ ને સુગંધ જેવી સ્વાદિષ્ટ અને મઘમઘતી તમારી પરિણીત જિંદગી સુખી હોજો!"

કન્યાના ગયા પછી વરને બોલાવ્યો. એક બાળક છોકરો આંખો ચોળતો ચોળતો આવતો જણાયો. તેણે પહેરેલી પાઘડી, તેના નાના માથાથી બહુ મોટી! કૃષ્ણ વદન, શ્યામ શરીર ઉપર લપ્પાનો જામો ખૂબ ઝળકતો! આંખમાં કાજળ આંજેલો, તેમાં વળી કાચી ઊંઘે ઉઠાડતાં તે ચોળેલી એટલે વિશેષ બિહામણી લાગતી! એવા તે વિકરાળ સ્વરૂપના વરરાજાને આવતો જોઈ મેં ઈશારત કરી કે પાછો લઈ જાઓ. "બાપા મને કેમ જગાડ્યો?" આમ તે "બકરીબાઈનો એટડો 'બેં બેં' કરતો હતો"!! સદ્ભાગ્ય કે સાહેબ તો નાચમાં જ તલ્લીન થઈ ગયા હતા.

પીન્હે સાહેબ હિંદુસ્તાનીઓ સાથે વિશેષ સંસર્ગ રાખવા ઇચ્છતા. પોતાના નવા અવતરેલા બાળકને મારી પાસે લાવી કહ્યું કે "આને બ્રાહ્મણ

બનાવ!" મેં કહ્યું, "સાહેબ ગુસ્તાખી માફ! એક શેર તલ એના માથા ઉપર બાળો તો બ્રાહ્મણ થાય!" સાહેબ હસ્યા કે "એમ કાંઈ થાય?" "તો સાહેબ! બ્રાહ્મણ કાંઈ સહેલાઈથી થવાય છે?"

તે સમયે દીવાની ન્યાયાધીશનું પદ સારા ખાનદાની વર્ગમાંના કોઈ શખસને આપવામાં આવતું. "એક મીરઝાં યહી નામના ગૃહસ્થ તેના ઉમેદવાર હતા. સાહેબનો હુકમ થયો કે સવારના દશ વાગતાં તેમણે કચેરીમાં હાજર રહેવું. અગિયાર વાગતા લગી રાહ જોઈ પણ યહીમિયાંની હસ્તી જ મળે નહિ. એટલે એનાથી નીચેના ઉમેદવારને જગ્યા આપવામાં આવી. છેક બાર વાગતે થાકેલી મુખમુદ્રાનો એક પુરુષ કચેરીમાં ભમતો જણાયો. "કેમ મોડા આવ્યા મિયાં! જગ્યા તો બીજાને આપી દીધી." ×"કયા મુઝાયકા! કયા યેહ મુઝીકી માફક મેં મેરી ચાલ બિગાડતા! બેગમપરેસે સાડે નવમેં ચલા અભી આ પહુંચા. કિરાયેકી ગાડીકા દામ હોતા તો ઉમેદવારી કયોં કરતા?" એના પગ સામું મેં જોયું તો તેનાં પગરખાંની એડી એટલી ઊંચી અને પંજો એટલો સાંકડો કે એ કમબખ્ત આટલું પણ શી રીતે ચાલી આવ્યો એ જ અજાયબી ભરેલું હતું! આ વાત મને મારા માતામહે ઘણીવાર કહેલી. પોતે કપાળ કૂટી કહેતા કે એવા મિથ્યાભિમાની તરકડાઓનું સર્વ આમાં જ ગયું, "કયા ચાલ બિગાડેંગે?" મતવાળાઓને સમયને અનુસરી બદલાવું કે ચાલવું તે તો આવડે જ નહિ.

તે વેળા જેવા હેલીબરીના સારા ખાનદાનના સિવિલિયન આવતા તેવા સદર અમીનો પણ ખાનદાનીના ખ્યાલથી જ પસંદ થતા. ખાન સાથે કાંઈ બુદ્ધિ ઈશ્વર તરફથી બક્ષાતી નથી તેથી ગેરઇન્સાફ બહુ થતો. તપાસણી કરવા આવેલો મુંબઈની સદર કોર્ટનો જડજ આ અમલદારો સાથે બેસી એમને કામ કરતાં જોતો. એક મિયાંભાઈ ઝોકાં ખાતા પકડાયા! સાહેબ જોતો બેસી જ રહ્યો કે કયાં લગી તે ઝોકે છે. ત્રણ

---

× "ફિકર નહિ. હું શું આપની માફક મારી ચાલ બગાડું?"

ચાર મિનિટમાં એક એવું મોટું ઝોકું આવ્યું કે માથું ટેબલ સાથે અફળાયું ને ઝબકી ઉઠાયું. સાહેબને પાસે બેઠેલા જોયા, આંખે આંખ મળી, ને સાહેબ સવાલ પૂછે કે કેમ આમ કર્યું તે પહેલાં તો દયામણું મોં કરી હાથ જોડી તે જૈફ કાજી બોલ્યો: "ખુદાવંદ! બન્દેકો દો ઓરત!" આ વખત તે સાહેબ કેમ મોં હાવકું રાખી શક્યો તે મારાથી હજુ સમજાતું નથી. પણ એક અઠવાડિયામાં તે કાજીને 'પેન્શન'પર જવાનો હુકમ મળ્યો.

એક વીસનગરો નાગર પણ સદર અમીન હતો. તેની રૂબરૂ ચાલતા કામની તજવીજ કદાપિ જાતે તે લખે જ નહિ. તેનો પેશકાર પાકો કાયસ્થ હતો. "બચ્ચા, જોઉં તો, કેવી તજવીજ લખે છે!" આમ કહી પોતે ઘોર બોલાવવા માંડે. શિરસ્તેદાર પોતાનાં 'ચીકળાં' નક્કી કરી, તજવીજ લખે. સદર અમીન જોઈ ને કહે: "કેવો પાકો! શું મારી નકલ કરી? બેટીનો બાપ પીરનો જ શાગીર્દ!" આમ કહી નીચે દસ્કત કરે. એમને પણ ઘેર બેસવા વારો આવ્યો.

આવા અધિકારીઓની અદાલતોમાં ધૂમ રુશ્વત અપાતી. વાદી જો શીરાપૂરી ખવાડવાનું કહે, ત્યારે પ્રતિવાદી કહે: 'તું શું ખવાડી જાણે? બાસુદી પૂરી ને સાથ વાલનું વડું!!' આમ બહસ થતી. આખરે સરસાઇમાં ઠેઠ ચટણીઓ લગી વાત જતી. હાકેમ પસંદ આવતાં મિષ્ટાન્નની તારીફ કરતો ને મુકદ્દમાનો ફેંસલો તે મુજબ આવતો. દુનિયામાં એક જ ઈશ્વર છે તેના ઉપર મારે ભરોસો છે, એમ કહી વાદી 'એક' આંગળી ઊંચી કરે તો તેના જવાબમાં પ્રતિવાદી કહે: "ના રે! હું તો ત્રિપુટિમાં માનું છું." શિરસ્તેદાર ધીરે રહી કહે, "ભાઈઓ કળીજુગમાં તો 'પંચાયતના' જ ફળ આપે જો!" ઈન્સાફનું વેચાણ આથી બૂરી રીતે તે શી રીતે થાય? આવા જ લોકોને જોઈ પારકા રાજ્યકર્તાઓએ સમસ્ત પ્રજાના આર્જવ માટે ખ્યાલ ખોટા બાંધેલા.

કેશવરાયજી, જેનું વર્ણન આપણે પૂર્વે આપી ગયા છીએ, તેમણે

અંગ્રેજ લોકોમાં થતો 'બોલ' જોયેલો. બીજાઓએ અંગ્રેજને નાચતાં જોયેલા નહિ તેથી તેનું વર્ણન રાયજીને મોંએ સાંભળતા. 'અરે ભાઈ! પહેલાં ફુસલાવે, પછી કુદાવે, દોડાવે, પછી ટહલાવે, પછી ખવાડે, પીવાડે, આનું નામ નાચ! બોલો ભાઈઓ, ઘોડીને કેળવવી ને નાચવું એ મુશ્કેલ છે કે નહિ! પહેલે પંપાળી લગામ નાંખવી, પછી કુદાવી દોડાવવી, પછી ઠંડી પાડવા ટહેલાવવી, અંતે ઘાસ ખવાડવું, પાણી પીવાડવું!'

અમારા મિત્ર જેભાઈ મૂર્તિખંડન ઉપર સંસ્કૃતમાં ઉપદેશ કરે. 'હે! હે! લંબકર્ણ!' સિવાય એક હરફ સંસ્કૃતનો આવડે નહિ, પણ સંસ્કૃત નહીં જાણનારને તો એમ જ લાગે કે શું ગીર્વાણ ભાષા બોલી રહ્યો છે! પછી મહોરમના દિવસોમાં * વાએજ કરે. ડામચિયા ઉપર ગોદડાં નાંખેલાં તે ઉપર ચઢી બેસી, ડાહ્યુંડમરું મોં કરી, અરબીમાં બોલવાનું શરૂ કરે. પહેલેથી કહી મૂકેલું કે વચમાં વચમાં ખુદાતાલાનું નામ આવે કે 'આમીન' કહેવું તથા × 'કરબલા' શબ્દ કાને પડે કે 'હુહુ'ના શોકોદ્‌ગાર કરવા. નકલ કરવાવાળા તો જેભાઈજ! કોઈ જાહેલ મુસલમાનને લાવી ત્યાં બેસાડ્યો હોય તો તે માથું ધુણાવી ખરેજ કહે કે શું મોલવી સાહેબની કાબેલિયત!

તે સમયે જ્યાફતનો જેવો શોખ હતો તેવો જ અશ્વિનીકુમારમાં નહાવાનો પણ બહુ શોખ હતો. પોતે કહેતા કે ન્યાતમાં મૈયતની વખતે બધા જુવાનિયા અશ્વિનીકુમાર જતા ત્યાં નાહવું પડતું એટલે દરેક તરતાં પણ શીખતા. નાહવાની ગેલાઈ તો અમને પણ વિશેષ, પરંતુ તરતાં આવડે નહિ તેથી વૃદ્ધાવસ્થામાં પણ મારા પિતા તથા માતામહ તથા તેમના મિત્રો મુકુંદભાઈ, દોલતભાઈ ને તરેહતરેહની રમત

* ઉપદેશ.

× મહમ્મદ પેગંબરની દીકરીના દીકરા ઈમામ હુસેન જ્યાં ખપી ગયા તે યુદ્ધભૂમિ. ત્યાં જનાર દુખનો અનુભવ કરે છે.

પાણીમાં કરતા જોઈ અમને ખરે અદેખાઈ આવતી ! ચત્તા-ઊંધા, આડા, માથું અંદર રાખી, દેડકા ચાલ, પલાંઠીવાળી વગેરે સેંકડો રીતે તરતા.

પોતે મને એક કહાણી કહેલી કે "કિલ્લાના ઓવારા આગળ એક પ્રસંગે હું અને મુકુંદભાઈ નાહતા હતા. મનમાં તરંગ ઊઠ્યો કે ચલો પાણીમાં છાપાદાવ રમીએ. ડક્કાની નીચે મુકુંદભાઈએ ગોથું માર્યું, હું પાછળ ઝંપલાવ્યો. ત્યાં વેલાઓ એટલા હતા કે અમે બન્ને અંદર જકડાયા. ને હજુ સુધી મને આશ્ચર્ય લાગે છે કે અમે શી રીતે બહાર નીકળ્યા !'

તેઓ વાત કરતા કે આપણી જ્ઞાતિના એક કેશવરામને ઘણું સારું તરતાં આવડતું. તાપીમાં રેલ આવે ત્યારે અંદર ઝંપલાવે. મધ્યવોહમાં જઈ પુકારે "ડૂબું છું રે ડૂબું છું ! આવો." માછીઓ બચાવવા હોડી લઈ આવે ત્યારે હસે, એટલે તે ઝંખવાણા પડી જાય. દૈવગતિએ તે આવીજ રીતે એકવાર વોહમાં પડેલા અને વમળમાં તણાયા. જોર રહ્યું નહિ ને જ્યારે ખરેખર બચાવ કરવાની બૂમ પાડી ત્યારે કોઈ મદદે ગયું નહિ. પછી હાથનાં સોનાનાં નક્કર કલ્લાં ઊંચાં કરી કહ્યું. "જે ઉગારશે તેને આ બક્ષીશ." પણ એવા વમળમાં કોણ જઈ શકે ? તે ડૂબી મૂઆ ને રામનાથઘેલા મહાદેવ આગળ એમની લાશ નીકળી. પાછળથી તેમણે પહેરેલાં કલ્લાં વેચી તેને પૈસે ત્યાં ઓવારો બંધાયો, તે હજુ સુધી મોજૂદ છે.

કુસ્તી ને દેશી કસરત કરવાનો તે સમયે બહુ શોખ હતો. મહોલ્લે મહોલ્લે અખાડા. તેમાં કરુણાશંકરનો અખાડો તો બહુ જ પ્રખ્યાત. મારા માતામહ કહેતા કે ઉસ્તાદની આંગળીઓ કાતર જેવી ધારદાર હતી. પોતે કહેતા કે મને કુસ્તી પસંદ ન હતી. મને એ વ્યાયામમાં કાંઈક સ્થૂલપણું ( Coarseness ) લાગતું. સંગતિ પણ એથી બહુ સારી ન મળતી. શરીરને પ્રથમ અથાગ કસો ને પછી કસરત જારી ન રાખો તો તે જાડું થઈ જાય છે તેનું પણ મને દુઃખ

હતું. તરવું, ચાલવું, ઘોડે બેસવું એ મને પ્રિય હતું. આથી મારું શરીર મારા દોસ્તો કરતાં કંઈક નમળું રહ્યું.

સિત્તેર વર્ષની વયે મને કસરત શીખવતા મારા માતામહનું કસાયેલું શરીર જ્યારે જોતો ત્યારે મને લાગતું કે આ તે કસરતી શરીર! અધઅધમણનાં મગદળિયાં ફૂલ માફક હવામાં તેઓ ફેરવતા. મારા પિતાથી ઉમરમાં સાત આઠ વર્ષે મોટા હોવા છતાં દેખાવમાં મારા માતામહ તેમનાથી નાના લાગતા.

ખાવામાં પણ તે સમયના લોક બહુ જેર કાઢતા. દોલતરાયજી શરીરે પહેલવાન હતા. પાશેર ઉપરાંત ઘાડી દાળ રોજ ખાય. ડુંગરપુરા રસોઈયાને તિક્કડ બનાવતા જોઈ એક નાજુક દેસાઈજીએ પૂછ્યું કે "અલ્યા આ શું?" "જી! શત–પડા" "અલ્યા શત–પડા એટલે?" "જી! વાળી વાળીને." "અલ્યા મરી જાય ના કે!" "જી ન ખાય તે મરે." દેસાઈ મૂગા રહ્યા. એ તો તે સમયની કસરતનો જ પ્રભાવ કે જેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય ને ગમે તેવું ખવાય ને પથ્થર પણ પાચન થાય!

સ્ત્રીપુરુષનો સંબંધ હજુ બહુ કેળવાયો ન હતો. એવું ભાગ્યશાળી વિરલ દંપતી જવલ્લે જ નજરે પડતું કે જે પરસ્પરની ફરજ યોગ્ય રીતે સમજતું હોય! મરદ ને સ્ત્રી વચ્ચે ઉમરનો ફર્ક બહુ કમ, તેથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ પામતો સોળથી અરાઢ વર્ષનો બાપડો પુરુષ પોતાની પત્ની ઉપર દાબ બેસાડવા હજારો કોશિશ કરતો! પણ અંતે મરદનું ×'જાહુસપણું' તે સ્ત્રીના 'તિરિયાચરિત્ર' સામે ટક્કર ઝીલી શકતું નહીં! તેને પરિણામે * "ગુર્બા કુસ્તન બરોઝે અવ્વલ"ની રીત પ્રમાણે કેટલાક મૂછ આમળી ડંફાસ મારતા કે 'અમે કેવા દાબમાં રાખીએ છીએ.' જ્યારે બીજા કેટલાક બાપડા તો ટપલા ખાઈ તાલ પડેલી તે સંતાડતા.

---

× અસંસ્કારી વર્તાવ.

× 'બિલાડીની પહેલે જ દિવસે કતલ કરવી' એટલે કે આરંભથી જ પોતાનો દાબ બેસાડી દેવો.

અન્યોન્ય કેરી ન્યૂનતા, પૂરે અનુગુણ દંપતી;
વિનિમય કરે નિજ રસતણો, ઉર ઉરમાંહે લય કરી.

આ અનુભવ તો વિરલ જ હતો! સામાન્ય ગૃહસ્થાશ્રમનો અનુભવ ગોવર્ધનરામે એમના સરસ્વતીચંદ્રના બીજા ભાગમાં માનચતુર અને ધર્મલક્ષ્મીના દંપતી-સંબંધમાં વર્ણવ્યો છે. આથી કાંઈ તે વખતના ગૃહસંસારમાં ન્યૂનતા કે સુખની કમી જણાતી ન હતી. પુરુષ પોતાના કામમાં મશગૂલ ને સ્ત્રી પોતાનાં છોકરાં ઉછેરવામાં ગૂંથાયેલી. પરસ્પર સંગઠ્ઠન જ કમ એટલે ચકમક ઝરવાનો પ્રસંગ પણ કમ. "જેવો છે તેવો મારો પતિ અખિયાતો રહે!" એમ જ સાત્વિક વૃત્તિવાળી ભાર્યા બોલતી. "ભલે રૂડો ભૂંડો પ્રિય પતિ ગણીને મન ઠરું!" એ જ ભાવ તેના મનમાં રમી રહેતો! અને પ્રત્યાદેશ પામેલી શકુંતલા જેમ દુષ્યંતનો દોષ કાઢતી નહિ, તેમ પતિથી અવગણના પામતી પત્ની પતિનો દોષ મનમાં આણતી નહિ. ઘરજંજાળમાં મરદ માથું મારવા જાય તો "અમારા કામમાં તમે ન સમજો" એવાં વાગ્બાણથી 'ગંગલી ચુપ' બની ગઈ, પત્નીનું વેણ ગળી જઈ પતિ મૂંગો રહેતો. આવી રીતે પરસ્પર મર્યાદા જળવાતી. જો મનમાં મોટી મોટી અપેક્ષા બાંધી હોય તો જ તે અપેક્ષાનો ભંગ થવાનો સંભવ!

નવલરામે કજોડાનું જે ચિત્ર આલેખ્યું છે તે ચિત્ર યાદ આણી કહેતા કે જો કે તે વેળા દંપતી અનુગુણ ન હતું છતાં ઝઘડા કમ થતા. અલબત્ત ઊંચા સ્વર્ગીય સુખની તો આશા જ શી? પણ તે કાળના મનુષ્યને છાજે એટલું સુખ મળતું.

તે જમાનામાં દેવું ટળ્યું હતું, ખોટા ખરચ લુપ્ત થયો હતો, કુળ-મોટપ નાબૂદ થયેલી જણાતી હતી, વ્યક્તિમહત્ત્વનો અંગીકાર થયો હતો, ધર્મપર સામાન્ય અનાસ્થા થવા લાગી હતી.

પોતે કહેતા કે "પૈસેટકે સુખી એવા વ્યાપારી વર્ગ કાજે તો 'પુષ્ટિમાર્ગ' જ ઠીક છે." જસોદા પઠેમ ગાઈ નાનકડી માતા તેનાં બાળકને રમાડતી રમાડતી કૃષ્ણની કલ્પના કરતી. ગોપી–કહાનની રાસ–લીલા જોઈ તેમનાં શુષ્ક જીવનમાં રસ–કિરણ પડતાં. સાજ–શણગાર જોઈ બધાં જ તેવો વૈભવ ભોગવે એવી ઇચ્છા સ્પષ્ટ જણાઈ આવતી. આ જાત–સુખનો આદર કરનાર, પરમ પુરુષની ભક્તિ કરનાર, રાગી ધર્મ, સામાન્ય વર્ગ માટે ઘણો યોગ્ય હતો. પરંતુ સંસ્કાર પામેલા વર્ગને અનુકૂળ થવા માટે તો ગોસ્વામીઓનો બહિષ્કાર કરો અથવા તેમને સંન્યાસી પેઠે રહેવાની ફરજ પાડો! વૈષ્ણવ માર્ગમાં કંઈ વ્યભિચાર નથી, ભક્તિ કરો ને તેની પુષ્ટિથી તમને 'સામીપ્ય' કે 'સારૂપ્ય' જે ચાહશો તે મળશે. "આ મહારાજોએ બધું બગાડી મૂક્યું છે. તેમને તો દૂર જ કરવા જોઈએ," એમ પોતે કહેતા. પોતાના ઘરની આજુબાજુ વૈષ્ણવ મંદિર ઝાઝાં એટલે તે બાબત મત બાંધવાને અનુકૂળ ઘણા પ્રસંગો મળેલા. "શિવમાર્ગીઓનો દિવસ આવી રહ્યો છે. લોક આસ્તિક રહેવાના તો વૈષ્ણવ માર્ગે જ. નહિ તો સામાન્ય રીતે નાસ્તિક જ રહેવાના." આગળ જતાં આ એમનો અભિપ્રાય બદલાયેલો.

સુરત શહેરમાં જનસમાજની આવી સ્થિતિ હતી એટલામાં ઈ. સ. ૧૮૫૭ માં ઉત્તર હિન્દુસ્તાનમાં જાગેલા બળવાની ખબર સુરતવાસીઓએ જાણી. અંગ્રેજો પરાજય પામ્યાના સમાચાર આવ્યા. 'એન્ડ્રૂઝ લાયબ્રેરી' ઉપર ખૂબ જ ધમાલ પડવા માંડી. શાળામાંથી છૂટ્યા કે લાગલા જ ત્યાં અખબારોમાંથી તાજા હેવાલ જાણવા સર્વ વિદ્યાર્થીઓ જવા લાગ્યા. તુર્કો અને મરાઠા બન્નેથી ગુજરાતને ભારે હાનિ પહોંચેલી, તેથી પાછલા પ્રકરણમાં બતાવ્યું છે તે પ્રમાણે અસલથી જ આ બન્નેની રાજનીતિ ઉપર પોતાને કંટાળો હતો. 'ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ!' તેમ રજપૂતો ગમે તેવા પણ રાજ કરવા લાયક તો

તે જો આ બળવામાં રજપૂતોએ ભાગ નહિ લીધેલો. કુટુંબની મોટાઈનો જેમને ખ્યાલ હતો તે સઘળા બળવાખોરોથી દૂર જ રહેલા. એ તો પેટના ભૂખ્યા માત્ર પુકારી રહેલા.

શિવાજીએ ધર્મ પ્રસારવા સાધુ રામદાસના કહેવાથી લડાઈ ચલાવેલી. ગુરુ ગોવિંદે ત્રાસને મારે જ મુસલમાનો વિરુદ્ધ નવો ક્ષાત્રધર્મ સ્થાપી, શીખ લોકને હસ્તીમાં આણેલા. તેમનાં કર્તવ્યમાં સ્વાર્થબુદ્ધિ જોવામાં આવતી નહિ. એકે પોતાનો સારો મુલક સાધુને અર્પણ કર્યો, ને તેને હાથેથી માત્ર થાપણ તરીકે પોતે સ્વીકાર્યો. બીજાએ મુલક ખાલસાને અર્પણ કર્યો.

પરિણામ એ આવ્યું કે એકે ઔરંગઝેબ જેવા મહાન લડવૈયાને હંફાવી આખર નિરાશામાં દુનિયા છોડાવી; ને શીખ સરદાર હરિસિંહ નલવાએ એટલો કેર વર્તાવેલો કે હજુ પણ 'આફ્રીદી' માતા બાળકને બીવડાવે છે કે ×"બચ્ચા, ખામોશ બાશ, નલ્વા આમદ !"

ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં આવો ઉચ્ચ આશય નહોતો. પોતે કહેતા કે "ખરું પુછાવો તો અંગ્રેજી અમલના અમે તો એટલા *શાયક થયા હતા કે પરરાજ્ય તો પરરાજ્ય પણ સડેલા મોગલો અને લુટારા મરાઠા કરતાં તેના રાજ્યમાં હજારગણું વધારે સુખ હતું. આથી નવી કેળવણી પામેલામાંથી તો સોએ પંચાણું ટકા બળવાખોરોની વિરુદ્ધ રહ્યા. કેટલાક તોફાની છોકરાઓને તો 'ડિથલ પાયલ'—ઊલટપાલટ—નું નામ જ સ્વાદિષ્ટ ! એટલે તેઓ હરખાવા લાગ્યા કે હવે લૂંટવાનો સમય આવ્યો. કેટલાક અણસમજુ લોક તો મરાઠી પુસ્તકો મંગાવી "રસા કાય" શીખવા તથા બોલી લખવા લાગ્યા.

તાનિયા ટોપે બહાદુર સરદાર હતો એમાં નવાઈ નહિ પણ નાના-સાહેબ માટે અમને બધાને તિરસ્કાર હતો. એક તો બોલેન આડંબર

---

× "દીકરા ચૂપ થઈ જા. નલ્વો આવ્યો."    * ગુલામવાળા

હિંદુ રાજનો નાશક ને 'નાનો' તેનો અનૌરસ પુત્ર! આંખે બાડો, શરીરે જાડો; ને ક્રૂર સ્વભાવનો લડવૈયા તરીકે પણ વિખ્યાતિ પામેલો નહિ. એને માટે તે અભિમાન કેમ આવે?

મુસલમાન કોમમાં ગણગણાટ થવા માંડ્યો કે હવે દીન જાગવાનો! જેવું સૈયદ એદ્રુસને ત્યાં ઢોલકું વાગ્યું કે હુલ્લડ થવાનું! મિયાંભાઈઓ એકઠા મળી વાતો કરવા લાગ્યા: "અરે શું સાહેબ! એક તોપ આ ખાંધે ને બીજી આ ખાંધે એમ રાખી દિલ્હીમાં ગોરાની સાથે લડ્યા છીએ."

માલમતાવાળાઓને ભારે ફિકર પડી. 'ગવરમેંટ પ્રોમીસરી નોટો' તો નજીવી કિંમતમાં જવા માંડી. ડાહ્યા ખરીદનારાઓ તો ન્યાલ થઈ ગયા. લોકો સોનારૂપાની લગડી ખરીદી જમીનમાં દાટવા લાગ્યા.

સુશિક્ષિત લોક અંગ્રેજની તરફેણમાં હતા. એમને ખાતરી હતી કે એમના જ સાર્વભૌમ છત્ર નીચે હિંદની એકતા સધાવાની, હિંદનો સિતારો ચમકવાનો. એટલામાં બળવાખોરોની હારની ખબર આવી: "ઘોડો પંથ નાઠો!"

"ત્રણેક મહિના બાદ," પોતે કહેતા કે "એક બ્રાહ્મણ વકીલને પલટણના ગોરાઓએ પકડ્યો ને કહ્યું કે તું નાનાસાહેબ છે. તેણે ના કહી, પણ માન્યું નહિ. આંખે એંચાતાણો, સિર પર ચકરી પાઘડી, એ જ કદ! એ જ ચામડીનો રંગ! તુરત કર્નલ પાસે લઈ ગયા કે નાનાસાહેબ તે આ જ! કોઈ બોલ્યું, તેને ઠાર કરો નહિ તો બળવાખોર તેને છોડવી લઈ જશે. કોઈ કહે, સરકારને ખબર આપો. વકીલ બાપડો ધ્રૂજે કે રખે ઝાડે ટાંગી દેતા. તેણે કહ્યું કે અરે જડજ સાહેબની જુબાની તો માનશો કે નહિ? તેમને બોલાવો. આખરે તેમને બોલાવવામાં આવ્યા ને તેમણે તે નિર્દોષ વકીલને તરત પિછાણ્યો ને છોડાવ્યો."

ગોરાઓની ટુકડી પસાર થતી હતી તેણે સુરતનું બજાર લૂંટ્યું ને અટકચાળાં કર્યાં. મૂગે મોંએ સૌ ખમી રહેતા.

"જ્યારે કંપની-સરકાર બહાદુરનું રાજ્ય ટળી મહારાણી વિકટોરિયાના રાજ્ય જોડે હિંદ જોડાયું ત્યારે એટલો તો હર્ષ થયો કે હવે મનુષ્યરૂપી પશુજીવનમાંથી ( Human Cattlefarm ) ટળી જુદી જ નીતિ નીચે પ્રજાહક્ક ભોગવીશું. અમારા મન ઉપર બળવાખોરોની શરૂની ફત્તેહ ને આખરની હારથી સચોટ અસર થઈ. હિંદમાં ઐક્ય નથી એ સાબિત થયું. આ મોટા દેહપિંજરમાં એક સ્થાને હૃદય નથી કે જ્યાંથી બધે લોહી ફરી વળી અવયવો તાજા રાખે. જ્યાં લગી મતમતાંતર છે, ભાષા–ઐક્ય નથી, ધર્મનો વિરોધ જારી છે, જાતિ–ભિન્નભાવ સતેજ છે, સામાન્ય અજ્ઞાનપણું છે ત્યાં લગી આ મુલક ઉપર ઐક્યસાધક ફિરસ્તો કદી પોતાની વિશાળ પાંખ પાથરી ઊડશે નહિ, ભૂમિ ઉપર સ્વદેશ–ભાવના સેવાશે નહિ. જ્યારે કોઈ દુ:ખમાં હોય ત્યારે વધારે દુ:ખ તરફ જોવાય છે, એ ન્યાય પ્રમાણે મરાઠા તથા તુર્કોથી થયેલી વધારે ખરાબી પાછી યાદ આવી, અને ગુર્જર ભૂમિની આધુનિક અવસ્થા વૈકુંઠ જેવી સુહાવન લાગી."

ઈ. સ. ૧૮૫૭ના બળવા પછીના કાળનું વર્ણન કરતાં પોતે કહેતા કે સને "૧૮૬૨ માં મુંબઈની શાળા–પદ્ધતિ જોવા મને મોકલવામાં આવ્યો, તે વેળા 'એલ્ફીન્સ્ટન કોલેજ'માં ભવિષ્યના ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે, સર ફિરોઝશાહ મહેતા, વિકાજી, બાળ મંગેશ વાગળે, ભણતા હતા." મને મી૦ ઉનવાળા જ્યારે બનારસમાં થોડા વર્ષ ઉપર મળ્યા ત્યારે તેમણે મને કહેલું કે "એક દિવસ ગણિતના શિક્ષક સાથે એક પરાયા માણસને આવીને બેઠેલા અમે જોયા. શિક્ષણ પૂરું થયા પછી તે બધા સાથે ભળી વાતચીત કરવા લાગ્યા. અમે ખબર કાઢી કે તે કોણ છે તો માલૂમ પડ્યું કે સુરતની હાઈસ્કૂલના હેડમાસ્તર છે. શિક્ષણપદ્ધતિ જોવા આવ્યા છે." સર એલેકઝાંડર ગ્રાંટ, મી૦ હાર્કનેસ વગેરે સાથે વાતચીત કરી પોતે પૂણે ગયા ને ત્યાંથી શિક્ષણપદ્ધતિ જોતા ઠેઠ પંઢરપુર લગી જઈ આવ્યા.

મી૦ અર્સ્કીન તથા સર થીઓડોર હોપ બન્ને ‘સિવિલિયન’ છતાં ગુર્જર કેળવણીમાં તેમણે અગ્રેસર તરીકે ભાગ લીધેલો. તેમની મારા પિતા ઉપર ઘણી મમતાનું ફળ એ આવ્યું કે સરકારી પૈસે નવો પ્રદેશ, નવા લોકો, તથા જુદા જુદા સ્થાનની શિક્ષણપદ્ધતિ જોવાનો તેમને અવસર આવ્યો. આ વેળા એમને માલૂમ પડ્યું કે મહારાષ્ટ્ર ભાષામાં જેવું સારું ગદ્ય લખાયેલું છે તેવું ગદ્ય ગુર્જર ભાષામાં નથી. જે ખંતથી મહારાષ્ટ્રમાં ભણવામાં અને ભણાવવામાં આવે છે તેનો ખ્યાલ પણ સુખવાસી ગુર્જરવાસીને ન આવી શકે!

આ સમય પહેલાં અર્સ્કિન સાહેબે પોતાને વિલાયત મોકલવા બહુ આગ્રહ કરેલો. “ જો તમે ત્યાં જઈ શિક્ષણપદ્ધતિ જોઈ આવશો તો ગુજરાતમાં બહુ ફાયદો કરી શકશો.” પણ પોતે કહેતા કે “ મારા વૃદ્ધ પિતાએ રોવા માંડ્યું કે ‘હું તને વિખૂટો નહિ મૂકું.’ સાસરાવાળાં પણ બહુ જૂના વિચારનાં. ઘરમાં કાંઈ દ્રવ્ય નહિ, કંઈનું કંઈ થાય ને ભવિષ્યમાં સાસરાવાળાં જોડે ટંટો રાખીએ તે કેમ પરવડે? જવાનું મન તો ઘણું પણ ના કહેવી પડી. તે પછી કેટલાંક વર્ષ બાદ મહિપતરામ વિલાયત ગયા. જો પિતા જીવતા ના હોત તો હું અવશ્ય જાત જ.”

‘હેલીબરીના સિવિલિયનો’નો જાત–અનુભવ તો એમને બહુ નહિ થયેલો. દીવાની કે મુલ્કી ખાતામાં એના મિત્રો જે નોકર હતા તેમને મુખે એમના ગુણદોષ સાંભળેલા તે જ! મારા માતામહના પિતા મોતીરામ મહેતા, આદિતરામ મહેતા, માણેકરામ, દોલતરાય, તથા મારા માતામહ વિદ્યારામ આ બધાએ અદાલતમાં શિરસ્તેદારી કરેલી. હેબર્ટ સાહેબનું એક વાક્ય મેં ઘણીવાર સાંભળેલું છે—I have been young and now I am old, yet never saw I “the righteous man forsaken nor his seed begging for bread.”

કિનલોક ફોર્બ્સ સાહેબને પોતે ગુજરાતના × 'લેયર્ડ'ની ઉપમા આપતા. 'કલેકટરી' અને 'જજી' બધામાં શાણો સુશીલ અને બાહોશ આ વીરલો પુરુષ ઐતિહાસિક અન્વેષણમાં એક્કો હતો. તેનું હૃદય સાનુકંપ હોવાથી, તેણે ગુજરાતના મધ્યકાળનો ઇતિહાસ રાસાઓમાંથી સંશોધિત કર્યો. પોતાને ત્યાં કવિ દલપતરામને રાખીને તેણે બધી પુરાણી કહાણીઓ એકઠી કરાવી, બે જિલ્દ (ભાગ)માં પ્રકટ કરી તેને 'રાસમાળા'નું નામ આપ્યું. આ પુસ્તકમાં જેટલાં ચિત્ર છે તે સઘળાં ફોર્બ્સ સાહેબના હાથનાં ચિતરેલાં પોતે જોયેલાં. એમની લેખનપદ્ધતિ 'રાસા'ને છાજતી હતી. ગુરુનું ઋણ કરણઘેલાના કર્તા કેમ વીસરે?

ગુજરાતી કેળવણીને ઉત્તેજિત કરવા ઠામ ઠામ ફોર્બ્સ સાહેબ મંડળીઓ સ્થપાવતા અને આખર અમદાવાદ ગયા ત્યાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાવી. "ગુર્જરવાસીઓ! લખો તો માતૃભાષામાં જ લખો." એવો એમનો બોધ હતો. નર્મદાશંકર લખે છે કે "મેં પહેલી કવિતા અંગ્રેજીમાં જ લખેલી." રમેશદત્ત અંગ્રેજ તરફ જ વળેલા અને બહેરામજી મલબારી પણ શરૂઆતમાં અંગ્રેજ કાવ્યસુંદરી સાથે નાચ નાચેલા. આ અસ્વાભાવિક વલણને દૂર કરવા ફોર્બ્સ સાહેબે ગુજરાતી ભાષાનો ભંડાર વધારવાને ઉત્તેજન આપ્યું. "ઉત્કૃષ્ટ લખવું હોય તો સ્વભાષામાં લખો." પોતે કહેતા કે "અમારા ક્ષુબ્ધ જમાનામાં કેટલીકવાર અમુક વ્યક્તિ તેના શિર પર ચાલે છે કે પગ પર તેનું પણ એને ભાન રહેતું નહિ. તેમને આ ઓથારમાંથી જગાડ્યા. ફોર્બ્સ સાહેબનું આ મોટું કર્તવ્ય. એમના મૃત્યુથી જાણે સરસ્વતી મંદિર એકાએક તૂટી પડ્યું હોય તેમ સમસ્ત ગુજરાત–મંડળને શોક થયો."

કેળવણીખાતાના ઉપરી અધિકારી અર્સ્કિન સાહેબ તવારીખના અદ્ભુત શોખીન હતા. એમની 'કેંપ' (સવારી) ફરતી ત્યાં પોતાની સાથે સેંકડો પુસ્તકો ઊંટપર લદાઈને જતાં. આધુનિક પ્રાકૃત ભાષામાં

× Laird–સ્કોટલેંડના જમીનદાર,

ગદ્યનાં પુસ્તકો તો એમણે જ લખાવ્યાં. બાકી પ્રાકૃત ભાષા ઉપર વિદ્વાનો તિરસ્કાર જ બતાવતા. જે કાંઈ લખવું હોય તે કવિતારૂપે જ લખતા. પહેલવહેલાં તો તે પણ વ્રજ અને સંસ્કૃત ભાષામાં જ લખાતી. પણ પ્રેમાનંદ અને સામળભટ્ટે પૌરાણિકોની આજીવિકા ઉપર પગ મૂક્યો અને કાવ્યભંડાર પ્રાકૃત ભાષામાં વાચકવર્ગનાં ચર્મચક્ષુ સન્મુખ પ્રગટ કર્યો. ત્યારબાદ કવિતા તો ગુજરાતીમાં લખાઈ પણ સારા ગદ્યનું તો નામ ન મળે. મરાઠીમાં પણ તેમ જ હતું. અરૂસ્કિન સાહેબ કહેતા કે હિંદીમાં પણ 'પ્રેમસાગર' નામે ગદ્યનું પહેલું પુસ્તક અંગ્રેજી 'ઓફીસરો'ને સહુલિયત (સહેલું) પડે માટે શાસ્ત્રીઓ દ્વારા લખાવવામાં આવેલું, ને તે જ પ્રમાણે 'તોતા' કહાણી તથા 'બાગો બહાર' ઉર્દૂમાં લખાવાયેલાં. ગાલિબના પત્રો પ્રાકૃતરૂપે હોવાથી વિસારવામાં આવેલા તેનો સર સૈયદ અહમ્મદે પુનરુદ્ધાર કરવા કોશિશ કરી. રવાજ પાડ્યો અને આખરે ઉર્દૂની ગદ્ય જબાન ઠીક કરી.

આવી રીતે બીજાની પ્રેરણાથી લખાયેલાં પુસ્તકો તાત્કાલિક ખ્યાતિ તો પામે છે પણ તે ખ્યાતિ ચિરસ્થાયી હોતી નથી; પરંતુ કરણઘેલાના કર્તાના ચિત્તમાં ગુજરાતના રાસડા રમી રહ્યા હતા—કાવ્યરસ અંતરમાં સ્ફુરી રહ્યો હતો. એટલામાં એક જાદુગર આવ્યો અને પોતાના દણ્ડનો શિલા ઉપર મંત્ર ભણી પ્રહાર કર્યો. પ્રહાર થતાં જ તે શિલા ફાટીને માંહેથી ગદ્ય-સરિત રેલાતી નીકળી.

ગદ્યને નિબંધ તથા વાર્તિકના રૂપમાં પહેલવહેલા વાપરનાર તે નર્મદાશંકર તથા નવલરામ, અને નવલકથારૂપે પ્રયોગ કરનાર તે પોતે જ! ત્યાર બાદ સર થિયોડોર હોપ સાથે મિત્રતા થઈ. તે પણ કેળવણીખાતા દ્વારા જ. આ અદ્ભુત શક્તિ ધરાવનાર 'સિવિલિયને' ગુજરાત કાઠિયાવાડમાં ગુજરાતી ભાષાની સુધારણા—ઉન્નતિ—માટે કોટિ કોશિશ કરેલી. ગુર્જર વાચનમાળા હજુ સુધી એમના જ નામથી ચાલતી હતી. આ સાહેબ જ્યારે સુરતમાં કલેક્ટર થઈને આવ્યા ત્યારે

કેળવણીખાતાના પોતાના જૂના મિત્રને મ્યુનિસિપાલિટીના કામમાં જોડ્યા. તેમણે તન અને મનથી એમને મદદ આપી. તેમના જનહિતકારક આચારે, સ્પષ્ટબોલા સ્વભાવે તથા તીવ્ર બુદ્ધિએ સાહેબની ખાતરી કરી આપી કે તેમની જિંદગાની 'પંતોજી' તરીકે હમેશ માટે વ્યતીત થવા સર્જાયેલી નથી. "ચાલ આવ, તને રાજ્યના મુલ્કીખાતામાં દાખલ કરું, ત્યાંથી થોડા સમયમાં તારું કાર્યકારીપણું અને પ્રમાણિકપણું તને મહાન રાજ્યકારભારી બનાવશે." આ આગાહી કેવી સ્તુત્ય નીવડી તે ત્રીજા પ્રકરણમાં જણાશે.

સર થિયોડોર હોપ 'અક્ષત—સંપૂર્ણ' (Thorough) વાળો નીતિમાર્ગ માન્ય કરનારો હતો. 'જે કરો તે પાયાથી ટોચ લગી ચોખ્ખું સચોટ અને મજબૂત કરો.' સુરતમાં દિલ્લીગેટનો જે ધોરી રસ્તો છે તે એમનાથી જ થઈ શકે. એક સૈન્યના અધિપતિ માફક તેણે સુરતનાં ખંડિયેરોનો નકશો પોતાની સન્મુખ મૂકી તેમાં અનેક સડકો ખેંચી કાઢી. પછી તેનો અમલ કરતાં સેંકડો અંતરાય નડ્યા, પણ સેનાધિપતિ પાછો ન હઠ્યો! રાંદેર ને સુરત (રન્નાદે ને સૂર્ય) આ વહુવરનું લગ્ન તે એના જ સેતુ (Hope Bridge) થી થયું, ને સેંકડો લોકોને સુખાવહ નીવડ્યું.

મારા પિતાએ શહેર-સુધારણાર્થે અનેક કાર્યો કર્યાં પણ તેનો ઉલ્લેખ કરવામાં આત્મપ્રશંસાનો દોષ આવે તેથી તેમને મુખે તે સંબંધે કાંઈ કહેવામાં આવ્યું નહિ તેમ સ્મરણપોથીને અભાવે મ્યુનિસિપાલિટી માટે પોતે શું શું કર્યું, વર્તમાનપત્રોમાં શું શું લખ્યું, તે આટલા સમયને અંતરે શી રીતે માલૂમ પડી શકે?

મારા માતામહ મને કહેતા કે 'બેલાસીસ' નામે એક કલેક્ટર સુરત આવેલા. દેશી રીતભાતથી આ ગૃહસ્થ અજાણ્યા હતા. શુભચિંતક ખરા પણ આચરણમાં કુંભકર્ણ જેવા હતા, અને ખાઉ કરવામાં ભીમસેનના જેવા હતા. એક દિવસ પ્રાતઃકાળે મોટે ગામી 'કારકુનો'

આગળ ફરતા હતા. સેંકડો લોક ફરાગત થવા લોટા લઈ જતા હતા, તેમણે સાહેબને સલામ ન કરી- આગળ જતાં લોક એટલે બેસી 'ઓકયાં' દાતણ કરે તેમણે પણ આ જ રીત અખત્યાર કરી. આંથી ચીઢવાઈ, અપમાનભરેલા વર્તનનું અનુસંધાન લોટા જોડે લગાવી, દરોગાને હુકમ આપ્યો કે 'બધા લોટા જપત કરી મારી પાસે લાવો.' હુકમનો અમલ થયો. સેંકડો અરજીઓ મ્યુનિસિપાલિટીમાં આવી પડી. * ખારિજ થઈ.

'પોતા'ના જાણવામાં આ વાત આવી, ને એમણે કલેકટર સાહેબને એક જુસ્સાભેર ખાનગી પત્ર લખ્યો કે આ વર્તન ગેરસમજને લીધે થયું છે ને આપનું વર્તન જુલમી ગણાશે. તાબાના અમલદારોની ખુશામતના અનુભવી આ સિવિલિયનને આવો સ્પષ્ટવક્તા કોઈ મળી આવ્યો તે જોઈ અચંબો થયો અને તરત ઉત્તર લખી દર્શાવ્યું કે 'તારી મુલાકાત કરવાનો શોખ છે.' પોતે દર્શાવેલા વિચારોનું સમર્થન કરવા સારુ દલીલોથી સજ્જ થઈ ગયા.

દરવાજામાં પેસતાં જ તેમની દૃષ્ટિ તે ભયાનક એલાસીસ પર પડી. હસતે મોંએ તે આગળ આવ્યો અને ગંભીર તથા આર્જવપૂર્ણ અવાજથી બોલ્યો "કેમ છો ?" એમ કહી પૂર્ણ મમતાથી હાથ મેળવ્યો. વાત નીકળતાં પોતે કહ્યું કે 'હિંદીવાનો આવી અવસ્થામાં પોતાને અપવિત્ર માને છે. શંકા થઈ ત્યારથી જ અશુચિતા પ્રાપ્ત થાય છે. આથી જ્યાંલગી સ્નાન કરી પવિત્ર થાય નહીં ત્યાં લગી કોઈ વડીલને × તાજીમ નથી કરતા.' સમજુને વધારે શું કહેવું પડે ? હુકમ થયો કે "લોટા વાપસ દો." પછી જો પડાપડી ! આ અનુભવ બાદ જ્યારે કાંઈ પણ લોકોપયોગી કાર્ય કરવું હોય ત્યારે અંગ્રેજી શાળાના મુખ્ય અધ્યાપકની સંમતિ લેવાતી.

આ સમયમાં ગુજરાતના ધર્મસુધારક, પવિત્ર મૂર્તિ, રા. રા. ભોળાનાથ સારાભાઈનું સુરત ખાતે 'સદર અમીન' તરીકે આવવાનું

* બહિષ્કૃત, બાતલ. × સલામ.

થયું. તેઓ શુદ્ધ, શાસ્ત્રીય સંગીતના શોખીન હતા. સારી મંડળી સ્થાપવા માટે ઉત્સાહી હતા. સંસારસુધારા સાથે ધર્મસુધારણા કરવાના હેતુથી બંગાળાના સુપ્રસિદ્ધ દેવેન્દ્રનાથ ટાગોરના આદિ બ્રહ્મસમાજનું ગુજરાતીમાં રૂપાંતર કરવામાં મશગુલ હતા. એવા પવિત્ર સજ્જનને પોતે મળે, બન્ને વચ્ચે ગાઢી મૈત્રી ઉદ્‌ભવે, અરસપરસ રસનો વિનિમય થાય, તેમાં શું આશ્ચર્ય ?

ભોળાનાથભાઈ બહુ સરળ, સાદા પુરુષ હતા. ખરેખર ઋષિ જ ! સૌ પર મમતા રાખે. પોતે તથા મારાં માતુશ્રી ઘણીવાર એમને ત્યાં જતાં. એમની ઉમર મારા પિતાથી મોટી હતી. મારી માતા કહે છે કે એમનાં વડીલ પુત્રી છથુબાની ઉમર મારાથી વિશેષ હશે, એટલે ભોળાનાથભાઈ મને મારા નામથી જ સંબોધી, મને 'તું' કહી બોલાવતા. તે કોઈવાર ઉસ્તાદી ભજન ગાતા ત્યારે ઈશ્વર ઉપર શ્રદ્ધા વિનાનાને પણ एकमेवाद्वितीयं ब्रह्म સાંભળી સ્વાભાવિક રોમાંચ થતો.

કરણઘેલો જેમ જેમ રચાતો જતો તેમ તેમ સાયંકાળે ભોળાનાથભાઈ, વિદ્યારામભાઈ તથા દોલતરાયની સમક્ષ પોતાના મકાનમાં પોતે વાંચી સંભળાવતા. મારાં માતુશ્રી તે સમયનું વર્ણન કરતાં કહે છે : "શરમને લીધે હું બહાર ન આવું ને પાછળના ઓરડામાં એકલી બેઠી સાંભળું. પણ કોઈ કરુણરસમય વર્ણન સાંભળતી ત્યારે મારાથી રડાઈ જતું તેથી મારાં ડુસકાં સાંભળી ભોળાનાથભાઈ મને આગલા ઓરડામાં બોલાવતા." એમ સગાઈ ન હોત તો એમનું અને અમારું ખોરડું કુટુંબ સંબંધથી બંધાત !

મોટાભાઈનું પુણ્ય." પોતાને મેં પ્રશ્ન કર્યો કે 'મોટાભાઈ કોણ!' (મારા બનેવી ડૉ. બટુકરામ પણ મોટાભાઈના નામે એમના કુટુંબમાં ઓળખાતા.) ત્યારે એમણે કહ્યું, "ભોળાનાથભાઈ." એમનો પવિત્ર અમર આત્મા આ સંબંધથી કેટલો ખુશ થતો હશે! હરસિદ્ધા (મારાં વડીલ બહેન) ઉપર પહેલેથી એમનો પક્ષપાત વિશેષ હતો.

ભરૂચમાં ઈ. સ. ૧૮૬૯ માં 'એક્ઝીબીશન' (પ્રદર્શન) ભરાયું તે પ્રસંગે પોતે તથા મારાં માતુશ્રી ભરૂચ ગયેલાં. ત્યાંના પ્રતિષ્ઠિત દેસાઈ કલ્યાણરાયજીને ત્યાં ઊતરેલાં. તે સમયે ખાવાપીવાનું બંધન બહુ કઠણ તેથી કાચાં સીધાં આવતાં ને મારાં માતુશ્રી પકાવી લેતાં. સામગ્રી તૈયાર કરવા માટે બ્રાહ્મણ નોકરો તૈનાતીમાં રહેતા. સૌ. ચુનીવહુની શી આગતાસ્વાગતા! તેમને પેટે સંતતિ નહિ. દેસાઈના ખાનદાની ઘરને તાળું ન વસાય તે ખ્યાલથી, દેસાઈને બીજી વાર ઘોડે ચઢાવેલા. તેમનાં બીજાં પત્ની તરફ ચુનીવહુ, સાસુ કહો કે માતા, તેમ સર્વ રીતે વડીલપણે વર્તતાં. બીજાં લગ્નથી સંતતિ થઈ તે પોતાની જ ગણી તે સુખ માનતાં. દેસાઈજીના ઘરની વ્યવસ્થા ચુનીવહુ બહુ જ સારી રીતે કરતાં. મારા પિતા કહેતા કે પાતિવ્રત્ય પાળવાથી જે 'સત' ચઢે છે તેના બળે અહોનિશ સ્વાર્થનું બળિદાન કરી જો આ યુગમાં કોઈ ઠેકાણે સતી થઈ હોય તો તે દેસાઈજીને ઘેર ચુનીવહુ! અને કવિને ઘેર ડાહીગૌરી!

કલ્યાણરાયજી ઊભરાતા ઉદાર ચિત્તના હતા. જમાનાના સાહસી ખ્યાલોથી કોઈ વેળા અવ્યવસ્થિત આચાર થઈ જતો પણ તે અન્ય સેંકડો સદ્‌ગુણોથી ઢંકાઈ જતો. મસ્તી તો આ જમાનામાં સઘળે જ પ્રવર્તતી હતી. સ્વેચ્છાચરણ (Self-indulgence)થી તેમને કોઈ વારે તેમ નહિ હતું. આથી શરાબ પીવાની ટેવ પણ આ સત્પુરુષને લાગેલી. સંસારરૂપી અરણ્યમાંનું આ હજારોને આશ્રય આપનારું, છાયાવાળું, ફળદાર ઉદાર વૃક્ષ આ દુષ્ટ વ્યસનરૂપી ઉધેઈથી ખવાઈ

જઈ એકાએક તૂટી પડ્યું. કોની આંખમાં તે વેળા આંસુ નહિ આવ્યાં હોય ?”

હવે ન્યાત બાબત કાંઈક વિવેચન કરીએ.

રાવસાહેબ મહિપતરામ યુરોપ જઈ આવ્યા. વિલાયત એટલે પારકો મુલક. તેમાં તો લંકા (સિલોન), અફઘાનીસ્તાનથી માંડી હિંદ બહારના તમામ મુલકનો સમાવેશ થાય. ત્યાં જાય એટલે આવ્યા પછી શુદ્ધિ પામ્યો હોય તો પણ તેનો સંગ્રહ થાય જ નહિ એમ શાસ્ત્રીઓ બોલવા માંડ્યા. કોઈ કહે ‘શેર ગાળેલું સીસું પીએ તો જ પવિત્ર થવાય.’ ઘણાક તો શાસ્ત્રને મારીમચડીને પોતાના ખ્યાલને અનુકૂળ કરવા મથતા. કેટલાક તો શાસ્ત્રોમાંનાં ઉદ્ધરણને અનુસંધાનથી અલાયદાં કરી પ્રાયશ્ચિત્તની વિરુદ્ધ કિંવા તરફેણમાં મત આપતા.

પોતે તો કહેતા કે “શાસ્ત્ર સર્વકાળને જ અનુસરે છે. તે જો બહુ તીક્ષ્ણ હોય તો ભૂતકાળનું સારું નિહાળી ફાયદો ગ્રહણ કરે છે અને ભવિષ્ય માટે પ્રતીતિ કરી શકે છે ને તેથી જ ભવિષ્ય માટે આગળથી ત્રેવડ કરે છે; પણ તે ‘સનાતન’ એટલે હમેશને માટે છે, એ બોલવું મને માન્ય હતું જ નહિ.” નવું જીવન, નવવિધાન ! તેથી પોતે કહેતા કે ન્યાતથી જુદા પડવું નહિ એટલો જ જો પ્રાયશ્ચિત્તનો હેતુ હોય તો એક જાતનો દંડ આપીએ છીએ એમ માની તે કરવું. બાકી પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થવાય છે એમ માનવું તે તો વ્યર્થ !

મહિપતરામભાઈને વિલાયતથી આવ્યા પછી તરત ઓચ્છવરાયના વાડામાં જમવા બોલાવ્યા, ને સાથે બેસી એક પંક્તિએ ખાધું. આ સાહસમાં દોલતરાયજી, કેશવરાયજી અને જયશંકર રાવળે તેમને સાથ આપ્યો. મારાં માતુશ્રીનાં સગાં માસી તે રાવળજીને પરણેલાં એટલે મારા માતામહ જો કે જૂના પક્ષના હતા તોયે બહુ વિરુદ્ધ થયેલા નહિ. ન્યાતમાં તડ પડી ગયાં. ભારે યુદ્ધ ચાલ્યા બાદ લગભગ ૨૦૦૦

ચાલવા લાગી. જો દેશી રાજ હોત તો દેવાળિયાઓને અવળી ઘાણીએ પીલત ને લોકોના સોળેસોળ આના અપાવત. આ તો દૂધપૂરી ને ભજિયાં ઠીક કરીને દેવાળું નીકળતું. પૂંજી હતી તે સ્ત્રીધનમાં ગણાઈ. અપ્રમાણિક વ્યાપારીઓને હજારો દગલબાજી સૂઝી.

આ મામલા વિષે વાત કરતાં મારા પિતા કહેતા કે 'અંગ્રેજ વ્યાપારી કાયદો નહિ પણ જરા માબાપી રાજ્યનીતિનો અમલ ચલાવ્યો હોત તો યુરોપની વ્યાપાર અનીતિ મુંબઈમાં જામત નહિ: ત્યાંથી આગળ બીજે પ્રસરત નહિ. વ્યાપારમાં આ ભારે ઊથલપાથલની અસર એ થઈ કે જૂની સર્વ પેઢીઓ તૂટી નાણાંની નવી તરેહની વહેંચણી અમલમાં આવી. જૂનાં જાળાં ખંખેરાઈ ગયાં, નવાં બંધાયાં; ને 'મારાં સુંદર મકાનમાં તમે આવશો ?' ('would you come into my parlour ?' said one spider to the fly) એ શબ્દોમાં નિર્દોષ માખીને નિમંત્રણ આપતો ધૂર્ત કરોળિયો જાળાંની બહાર આવી ફરી ઊભો ને મક્ષિકાને ભોળવી પાછાં ચૂસવાની તૈયારી કરવા લાગ્યો.

પ્રેમચંદ એક વીર પુરુષ હતો. એક ગરીબ રાંડીરાંડનો સાહસી પુત્ર, વ્યાપારાર્થે સુરત છોડી મુંબઈ ગયેલો. ત્યાં ધંધામાં એવી તો પ્રવીણતા પ્રાપ્ત કરી, લેવડ-દેવડ, માલની આવક-જાવક, અને સૃષ્ટિની હિલચાલ એના તીક્ષ્ણ મગજરૂપી દૂરબીન વડે એવી તો નિહાળી કે ભવિષ્યનો નાણાં સંબંધી વરતારો કરનાર તો એ જ નીવડ્યો. મુંબઈનો સાગર ક્ષુબ્ધ થશે, પાણીની ભરતી થતાં તેમાં સંગમ પામતાં નવાં સરોવર વગેરે પણ ઊભરાઈ જશે, એ સઘળી આગાહી તેણે કરેલી. તે જ પ્રમાણે હિંદમાં દ્રવ્ય રેલાયું. સૌ તવંગર થઈ ગયા. જેની પાસ પૂરા હજારે નહોતા તે પણ સાત આઠ લાખના ધણી થઈ બેઠા.

જ્યારે સમુદ્રમાં મોજાં ખરેખરાં ઊંચાં ઊડવા લાગ્યાં ત્યારે શાંત,

સાહો, તીક્ષ્ણ બુદ્ધિનો પ્રેમચંદ કાળીનાગનું દમન કરતો હોય તેમ ઊછળતા તરંગોનાં શિખર ઉપર નાચતો જણાયો. તેની મુરલીના નાદથી મુંબાપુરીના 'ગવર્નર'થી માંડીને 'ગાંગા' તેલી લગી સર્વે ગોપી માફક થૈ થૈ નૃત્ય કરી રહ્યા.

આવી તેની જાહોજલાલીના વખતમાં 'સ્પેશ્યલ ટ્રેન'માં બેસી એક વાર પ્રેમચંદ શેઠ સુરત આવ્યા. માતૃભૂમિમાં પધારતા એ દ્રવ્યયોદ્ધાને આવકાર આપવા કલેક્ટરથી માંડીને સર્વે અમલદારો તથા નગરશેઠથી માંડી સર્વે નાગરિકો સ્ટેશન પર હાજર રહ્યા હતા. મારા માતામહ કહેતા કે 'જ્યારે આગગાડી અટકી ત્યારે પ્રેમચંદ એકલા ઊતર્યા.' લોકોએ તો શું ને શું ધારેલું! ગવર્નર જોડે ઘૂમનાર પ્રેમચંદ ને કેવો રોફીલો હશે? પણ તેમ ન હતું. સાદી ટપટી ટપટીની પાઘડી ને ધોળું અંગરખું પહેરેલું; તથા રૂપેરી કીતરૂપી ચળિયાળીનો છેડો આગળ અર્ધા ચન્દ્ર માફક લટકતો. પગે વાર્નિશના ચાંચિયા જોડા. સાદું ધોતિયું પહેરેલું. કદે ઠીંગણો, તીક્ષ્ણ આંખોવાળો, નમ્ર વર્તનનો, તે એકલો સઘળાની વચ્ચે આવી ઊભો. ઊતરતાંવારને નગરશેઠ ભણી જ પહેલો ગયો ને દેશી મહાજન વર્ગ સાથે વિવેકથી નમન કર્યાં. નગરશેઠથી માંડી સઘળા દેશી સાથે સાહેબ સલામ પૂરું થયા બાદ સરકારી સાહેબ ઊભા હતા તેમની તરફ ફરી તાજીમ કરી ઊભો.

એની સખાવત કોઈ અમુક ન્યાતજાત પરત્વે નહિ હતી. તેને તો નાણાં-સૃષ્ટિનો ઈશ્વર કહીએ તો ચાલે. તેને પૂજવા લોકો તૈયાર હતા. પણ એણે એવી સાદાઈ કાયમ રાખી, એટલું નિરભિમાન જાહેર કર્યું કે સામાન્ય લોકો દબાઈ ગયા. આ તો કોઈ અવતારી પુરુષ છે, એમ કહેવા લાગ્યા.

તે તૂટ્યો તેના બે મહિના પહેલાં અમારા ત્રણેના રૂપિયા એણે દોલતરાય ઉપર મોકલી આપ્યા ને કહેવડાવ્યું "કે મને નથી લાગતું કે આ સમૃદ્ધિ હવે વધારે વાર ચાલુ રહે. ગરીબ બ્રાહ્મણોની પરસેવાથી પેદા કીધેલી મૂડી હું બનતા લગી નહિ મારું." અમે ખરું ન માન્યું કે પ્રેમચંદ ત્રુટશે પણ આ વિશાળ વૃક્ષ પર વજ્રપાત થયો ને તે પડ્યું: ને પડતાંની સાથે હજારો વ્યક્તિ જે એની શાખાએ વળગી હતી, છાયા નીચે ઊભી હતી, તે સૌ કચડાઈ ગઈ. એણે કદી કોઈને કહેલું નહિ "કે તમે આવો ને મારો આશરો લ્યો." કૃષ્ણ પૂઠે ઘસડાયેલી ગોપીઓ પ્રેમઘેલી બની કૃષ્ણ-નટ-વિના ગઈ તેમ પ્રેમચંદ નટવર વિના સઘળું વેરણખેરણ થઈ ગયું. પાછું ઓગણીસમી સદીનું પ્રાકૃત, રસશૂન્ય આલ શિર ઉપર આવી ઊભું.

"મને નાણું જલદી પ્રાપ્ત કરવાની ઘેલાઈ નહિ થયેલી. દોલતરાયે જો મને કહ્યું નહિ હોત તો મારા ચાર હજાર રૂપિયા હું તેમની મારફત મુંબઈ ન મોકલત. એક જાતનો વહેમ કહો, કે જે કાંઈ નામથી તેને સંબોધો, પણ નાનપણથી જ મને ઝાઝું વ્યાજ ખાવાનો તિરસ્કાર હતો." પોતે નિવૃત થયા ત્યાં લગી એમનું કુલ નાણું 'પ્રોમીસરી નોટ'માં જ રોકેલું હતું.

ઈ. સ. ૧૮૬૧ ની સાલમાં એમના કુટુંબમાં પ્રથમ સંતતિનો જન્મ થયો. પહેલવહેલું બાળક અવતર્યું તે સમયે એમની ઉંમર છવ્વીશ વર્ષની હતી. પગાર ઠીક મળતો એટલે ચિત્તની શાંતિ તથા ઘરનું

સુખ એ બન્ને પ્રાપ્ત થયાં. પુત્રીનું નામ હરસિદ્ધાગૌરી પાડવામાં આવ્યું. વડીલ પુત્રી માબાપને પ્યારી તો હોય જ. ઈ. સ. ૧૯૦૧ માં એનો દેહાંત થયો તે પર્યંત મારાં વડીલોની માનસહિત મમતા તેના ઉપર રહી. તેમનો સ્વભાવ શાંત, ગંભીર, સરલ, વિદ્યાવિલાસી, નિવૃત્તિવાળો હતો.

ઈ. સ. ૧૮૬૪ માં મારા વડીલ બંધુ, માર્કંડરાવનો જન્મ થયો. તેમની પ્રકૃતિ શરૂઆતમાં નાજુક હતી પણ એક બે વર્ષ લગીમાં ઠેકાણે આવી ગઈ.

મારા પિતાનું હૃદય અસલથી બહુ પ્રેમાળ હતું પણ વિવેકમર્યાદાને લીધે તે પોતાનું હૃદયાંગણ હંમેશ સુરક્ષિત રાખતા. માતુશ્રી પણ પ્રીતિ ઉઘાડેછોક ન બતાવતાં. કદાપિ વહેમાતાં કે રખેને તેમ કરવું છાજે નહિ—દૈવની ઇતરાજી થાય! મારા માતામહના મનમાં તો જ્યેષ્ઠ પુત્ર તરફ લાડ અથાગ થયેલાં; ને તે વડીલનો તેમના ઉપર પક્ષપાત પણ હંમેશ કાયમ રહેલો.

સન ૧૮૬૬માં બીજો પુત્ર સાંપડ્યો. એકાદ વર્ષની ઉમર થઈ એટલામાં આ તંદુરસ્ત—ભરાઉ—બાળકને દાંત આવતાં સસણી થઈ આવી, ને મારી માતા અશ્રુપૂર્ણ મુખે કહે છે કે 'દિનકર બે દિવસ બીમાર રહી રિસાઈ ગયો.'

ઈ. સ. ૧૮૬૮ માં મારા બીજા ભાઈનો જન્મ થયો. મનુભાઈ અવતર્યા ત્યારથી જ મારાં માતુશ્રીના 'ફેવરીટ'! એમનું સુકુમાર, કાંતિવાળું, મોહક મુખડું તે મારી મા તરફની જ બક્ષિશ! પોતા તરફથી તો આંખ અને નાક આવ્યાં. માતા અને પિતાના ગુણોનું સારું મિશ્રણ પહેલેથી જ તેમનામાં જોવામાં આવ્યું હતું. જ્યારે સુરત છોડી અંકલેશ્વર મામલતદાર તરીકે ગયા ત્યારે આટલી સંતતિ પોતાને હતી.

હવે આ પ્રકરણ પૂરું કરીએ. "ધન ધન ગરવી ગુજરાત, પડી ગઈ રાત, દિવાળી વહી ગઈ!" આ નર્મદનો નિઃશ્વાસ તેમને મોંએ હું ઘણીવાર સાંભળતો. પણ પોતામાં તો ઉત્સાહ નિરંતર કાયમ જ હતો. "હજુ પણ એ રળિયામણો પ્રાંત, ઈશ્વરની વાડી, લક્ષ્મીનું ધામ તથા સદ્‌ગુણનું સ્થાન થઈ પડશે. અસ્તુ!" સ્વદેશ-વાત્સલ્ય, સ્વપ્રાંત-વાત્સલ્ય ઉપરથી, ને તે સ્વનગરવાત્સલ્યમાંથી અંકુરિત થયેલું એમાં તો કાંઈ સંશય જ નહિ. સુરતવાસી તે ન્યારા જ! એ ખ્યાલ નંદ, નર્મદ, અને નવલ આ ત્રણે તેની મહાન સંતતિમાં હમેશ જાગેલો રહેતો. આ ત્રણે પંખેરુ પુખ્ત થતાં પોતપોતાના માળા બાંધવા ઊડી ગયાં. જેમ અલૂણા (ગોરવ)માં ખીલતી બાળાઓ ગાય છે:-

"અમે વડલીઓના માળા,
અમે કાલે ઊડી જઈશું;
અમે ઘરધંધામાં પડશું."

તેમ આ ત્રણ સુરતવાસીઓ ઉપજીવિકાના કાર્યમાં ગૂંથાયા, ઘરધંધામાં પડ્યા.

માનો, મૂર્તિપૂજાથી વિરક્ત થાઓ! લ્યો! તમને મારું સફરનામું સુણાવું.'

નંદશંકર બધાને ઉત્સાહથી ઉપદેશ આપવા લાગ્યા : 'પ્રસન્નતા પ્રાપ્ત કરો! હોંસીલા થાઓ! વિદ્યાવિલાસી થાઓ! પણ રખે તેમ થતાં ધધણતા બહુ! કે મસ્તિકને ભારે કરી દઈ ગુલાંટિયું ખાતા! તેમ કરશો તો હાસ્યને પાત્ર થશો. લો! તમને હું નવલકથા સંભળાવું. તેથી સ્વપ્રાંત અભિમાન તો શીખશો જ. આવો આ વહાણના ભંડારમાં કે આ ઊછળતાં મોજાંની અસર કમ લાગે.'

પાર્વતીશંકર ખંત અને સંતોષ વિષે ઉપદેશ કરે તો એદલજી સફાઈ તીક્ષ્ણતા અને જાતિસંસ્કાર માટે જુસ્સાવાળું ભાષણ કરે. બીજી સેંકડો વ્યક્તિઓ માંહે બેઠી બેઠી ગાવા લાગીઃ—

"સાથે આવો તો સગપણ જાણીએ હોજી,
હવે વહાણે ચઢયાં મુલ્કગીરીનાં હોજી;
સંસારસુધારા ધ્વજ ઊડતો હોજી."

કિનારે ઊભા ઊભા હિચકારાઓ બોલે : 'કયાં ધસડાઓ છો?' નર્મદ તેમને ઉત્તર વાળે છે :—

શબેતારીક બીમે મૌજ, ગિર્દાબે ચુનીન હાઇલ. (૧)
કુજાદાનંદ હાલેમા સબુકસારાંને સાહિલ—હા.

હાફેઝનું આ આપ્ત વાકચ ખામોશી પકડાવે છે. કેટલાક ડગુમગુ કહે કે 'ભીંજાઈશું તો!'

'દરમીયાને કારે દરીઆ તખ્તા બંદમ કર્દ ઈ. (૨)
બાઝ મી ગોઇ કે દામન તર મકુન હુશીઆર બાશ.'

---

(૧) રાત અંધારી છે, મોજાં ડરાવે એવાં છે; અને વમળ ભયાનક છે (એવાં પાણીમાં તરતા) અમારા હાલ તે કિનારા ઉપર બેઠેલા થોડો સડકો લેનારા શું જાણી શકે?

(૨) નદીનાં ઊંડાણ ઉપર પાટિયાં જડી દીધાં છે. (તેના ઉપર અમને ચાલવાનું કહે છે.) ને પછી કહે છે હોશિયારી રાખજે—કપડાં ભીંજાય નહીં.

નવલે ઉત્તર વાળ્યો 'ભિંજાયા તો શું ? જીવ્યા કરતાં જોયું ભલું !'

શંકાગ્રસ્ત સમસ્ત વર્ગ પૂછે છે 'ક્યાં જાઓ છો ? શા માટે પ્રયાણ કરો છો ?' પોતે તેનો જવાબ આપે :–

એક પછી જ્યાં બીજા, વહી ભળતા સ્રોત સંસ્કૃતિના,
તે સાગર બોલાવે, મજ્જન મંથન સાર ગ્રહણ કરવા;

'નિયમિત – પ્રસન્નચિત્ત – જીવન ગાળો ને બીજાને ગળાવો.'

"પાછા આવો ! પાછા આવો ! હજુયે સમય છે." ત્રિપુટીએ ઉત્તર વાળ્યો.

(૧) હરચિહ બાદાબાદ મન કિશ્તી દર આબ અંદાખ્તા અમ.

જોતજોતામાં વહાણ અદૃશ્ય થયું. "ગોહર કી કદર હુઈ સમુંદરસે નિકલકે." સુરતરૂપી સમુદ્રમાં મોઘાં રત્નો હતાં પણ જ્યારે ત્યાંથી નીકળી દૂર બજારમાં ગયાં ત્યારે જ તેમની કિંમત થઈ.

---

(૧) જે થાય તે ખરું ! મેં નાવને પાણીમાં સરકાવી છે.

# પ્રકરણ ત્રીજું

## મધ્યાહ્ન ભાગ બીજો

કિનલોક ફૉર્બ્સ રાસમાળામાં લખે છે કે : "ગાયકવાડ અને પેશ્વાની વારાફરતી ચઢતી પડતી ગુજરાતમાં થતી. પોતપોતાના વારામાં ગુજરાતને બંને ચૂસતા. ગુજરાત એક અને તેને ચૂસનાર જમ જેવા બે એટલે ગુજરાતની દુર્દશામાં શું બાકી? ઈસ્વીસન ૧૮૧૮ સુધી ગુજરાતવાસીથી નિર્મલ વસ્ત્ર પહેરાતાં નહિ તો નિર્મલ મનની તો આશા જ શી? કોઈને ઊજળો દીઠો તો ચાડિયા તૈયાર જ છે. તેઓ ચાડી ખાય ને તે પ્રમાણે મૂર્ખ રાજાના મૂર્ખ સરદારો તેને લૂંટે. ધનનું નામ ધરાવનાર હરેક પદાર્થને પૃથ્વીમાં દટાઈ, છુપાઈ રહેવું પડતું. જ્યાં ત્યાં બળાત્કાર, અન્યાય, અનીતિ, વ્યભિચાર આદિ દુર્ગુણોનો પરિવાર મહાલે. એવા અંધકારમાં ઈ. સ. ૧૮૦૦ ની સાલમાં કહીં કહીંથી કિરણ પડવા માંડ્યાં."

ઉપર કહ્યા પ્રમાણે બન્ને તરફથી ચુસાઈ માત્ર ખોખારૂપ થઈ ગયેલી માખીને સજીવન કરવાનો પ્રયત્ન તે વેળાના મુલ્કી ખાતાવાળા અંગ્રેજી અમલદારોએ આદર્યો. અવ્યવસ્થિત થયેલા યંત્રને કામચલાઉ બનાવવું એ થોડું મુશ્કેલ ન હતું. તે જમાનાની મામલતદારી ધમધોકાર તથા આબરૂદાર ગણાતી. જેમ ઇજ્જત હાલનાથી વધારે તેમ અવનવા અનુભવ પ્રાપ્ત કરવાના માર્ગો આદરી ઉપરના હાકેમ પાસ તે મંજૂર કરાવી ખ્યાતિ મેળવવાના હજારો પ્રસંગ આવતા. સર થિયોડોર હોપે મુલ્કી ખાતામાં પોતાને મોકલ્યા તે આ જ ખ્યાલથી. તેમણે કહેલું કે થોડો વખત પગારનું નુકસાન તો વેઠવું પડશે. આ તો × રિકાબમાં પહેલો પગ ઘાલવા બરાબર છે. પગ ઠર્યો કે પછી ઝટ ઘોડેસ્વાર થવાય!

---

× પેંગડું

સુરતની બહાર પહેલી નિમણૂંક અંકલેશ્વર ખાતે થઈ. ભરૂચ જિલ્લો રૂને પ્રતાપે તે સમયે વ્યાપાર–વ્યવસાયી થયો હતો. 'જિનીંગ પ્રેસો' ( રૂની ગાંસડી બાંધવાના સાંચાઓ ) જ્યાં ત્યાં મોજૂદ. અહીં દળવાની ઘંટીઓ પણ ઠામ ઠામ નજરે પડતી. ઈ. સ. ૧૮૫૭ ના બળવા પહેલાં કાગળની બનાવટ વાસ્તે અંકલેશ્વર પ્રખ્યાત હતું પણ તે સમયે તો "રૂની જાને" સૌ નીકળ્યા હતા! સઘળી જાતના કારીગરોએ પણ સર્વ ધંધા પડતા મૂકી કપાસને લગતો ધંધો સ્વીકાર્યો હતો.

સિંધિયાના હાથમાં ભરૂચ રહેલું. પેશ્વાએ એના પર આડકતરો કટાક્ષ નાંખેલો. ગાયકવાડને મન તો તે આંગણું, એટલે તેને પ્રાપ્ત કરવાની આવશ્યકતા ને ઇચ્છા બન્ને હોય જ! આથી ભરૂચ જિલ્લાની પ્રજાને મન ઘણો ઉદ્વેગ રહેતો. આને પરિણામે રૂનો પાક સારો થયો નહિ હોત, તેની કિંમત સોના કરતાં પણ વિશેષ મળી ના હોત તો આ જિલ્લાને શિર ઊંચકતાં ઘણી વાર લાગત. ખેડૂતની હાલત પણ સારી હતી. જમીન ફળદ્રુપ, ખેડૂત મહેનતુ, વર્ષ સારાં, કીમત ભારે –આ સઘળા સંજોગોમાં વિશેષ રળતર થાય તેમાં શી નવાઈ!

ભરૂચના હોરાઓ બહુ ફિસાદી હોય છે એ વાતનો અનુભવ આ વેળા થયેલો. જેટલું નાણું પારકા દેશોમાં જઈ કમાઈ લાવે તે માંહોમાંહિના કજિયામાં ખૂએ. અદાલતે ચઢતાં તો વાર જ નહિ. નાંદોદ જોડેનો વ્યાપાર આ જ સમયે એમના ધ્યાનમાં ઊતરેલો. ભરૂચ ભાંગ્યું પણ અંકલેશ્વર વ્યાપારનું મથક જરૂર થશે એમ હમેશ પોતે કહેતા.

આ વેળા 'હાયર' 'લોઅર'ની પરીક્ષા આપવાની તૈયારીમાં ગૂંથાયા હતા. પરિણામ જણાયું ત્યારે સૌથી પહેલે નંબરે પાસ થયા. લેલી સાહેબ, ફુલટન સાહેબ તથા મ્યુર મેકેનઝી સાહેબે પણ તેમની સાથે પરીક્ષા આપેલી. લેલી સાહેબ સનદી નોકરીવાળામાં પહેલે નંબરે આવેલા.

અંકલેશ્વરના જીનવાળા પારસી ગૃહસ્થો જોડે આજ સમયે મિત્રતા થયેલી. તેઓ માયાળુ, હોંસીલા અને કામ વખતે મદદગાર નીવડતા.

આ પ્રસંગે ભરૂચના પારસી–મુસ્લિમ ઝઘડા બાબત પોતે કહેતા કે "પારસી લોક ઝાઝા તવંગર થયા હતા. મુસ્લિમો પેદા કરે પણ જલદી વાપરી નાંખતા. દ્રવ્યોપાર્જન શક્તિ તો કાબૂમાં ખરી પણ તે હાથમાં રાખવાની શક્તિ નહિ. લય તે તો સૃષ્ટિ સાથે લાગેલો નિયમ ખરો જ. ધૂપછાંયની જોડી માફક રહેવાનો જ! આથી વધતી જતી પારસીઓની સમૃદ્ધિ પર ઇસ્લામીઓની ઇતરાજી થયેલી. તેમાં ધનજીશાહ નામના એક પહેલવાન વ્યભિચારી પારસીનો એક તવંગર ઇસ્લામી ઓરત સાથે સંબંધ થયો. આ કેમ ખમાય? દ્રવ્યાંધ અને ધર્માંધ જોડું જે ઘરમાં મોજશોખ કરતું હતું ત્યાં ઇસ્લામી કોમના ફિસાદી લોકનું એક ટોળું એકઠું થયું. તેના ઉપર આરોપ મુકાયો કે મસ્જિદમાં ખોટું કાવત્રું કરવા તે ઘૂસેલો ને તે નાપાક કરેલી. ધનજીશાહે જાણ્યું કે મૂઆ! તે પહેલવાન છાપરે ચઢ્યો, ત્યાંથી છાપરે છાપરે કૂદી તે નાઠો. મકાનની હાર પૂરી થવાથી તે દોમંજીલા (બે માળના) મકાન ઉપરથી કૂદ્યો. જોનારે તેને જોયો. તેનો પગ જરા લચકાયો હતો, છતાં પણ તે દોડ્યો. એવામાં સામી ખાઈ દીઠી. એને ઓળંગે તો 'બેડો પાર!' છલંગ ચિત્તાના ચાપલ્યથી મારી. પગ લચકાયેલો તેથી જોઈ તો ઠેકડો મળ્યો નહિ ને પાર જવાયું નહિ. તે ખાઈમાં પડ્યો. તેની પૂઠે પડેલાના રોષનું તો પૂછવું જ શું? સૌ તેની પૂઠે ગયા ને તેને કૂટી નાંખ્યો. પછી તેના મુડદાને શારે–આમમાં (ધોરી રસ્તા ઉપર) ઘસડી આણ્યું. રક્તાંધ બળવાખોરો અગિયારીમાં ઘૂસ્યા ને શ્વેતવર્ણ, શ્વેત વસ્ત્ર ધારણ કરેલા, પાકદામન બપ્પારુને કતલ કર્યાં. તે વેળા એલેક્ઝાંડર રોજર્સ સાહેબને ત્યાં મોકલવામાં આવ્યા હતા. તેમણે આ બળવો શાંત કરી નાંખ્યો. અપરાધીઓમાંથી બે જણને ફાંસીએ ચઢાવવામાં આવ્યા."

ઈ. સ. ૧૮૭૦–૧ માં અંકલેશ્વરથી ધંધૂકે મામલતદાર તરીકે બદલી થઈ. અમદાવાદ લગી તો રેલગાડી મળી. ત્યાં ભોળાનાથભાઈને ત્યાં મુકામ કર્યો. ધંધૂકાનાં પાણી માટે ભીતિ રહેતી. વળી આટલું દૂર એટલે પહેલવહેલાં કુટુંબજનને સાથે લેવાં તે દુરસ્ત પણ ન લાગ્યું. તેથી ધંધૂકામાં મારાં માતુશ્રી તથા ભાંડુઓ થોડોક જ વખત ગયેલાં. હાથે રાંધી ખાવાનું; બ્રાહ્મણ નોકર સામગ્રી કરી આપે ખરો, પણ એટલી ટેવ નહિ કે કરેલી કાચી રસોઈ ખવાય. "મોટી તિક્કડ રોટલી, મસ ઘીથી તળેલી, કરતો ને સાથે નરમ દાળ." ત્યાંના પાણીમાં ક્ષાર હતો તે પાચન–શક્તિ માટે અકસીર હતો. કામ ઝાઝું કરવાનું તથા હરવાફરવાનું પુષ્કળ તેથી પોતાની તબિયત જોતજોતામાં તાજી થઈ ગઈ ને શરીર ભરાયું. જ્યારે તે સુરત ગયા ત્યારે તેમની નાજુક આકૃતિના અનુભવી નાગરોએ ટીકા કરી કે ધંધૂકાનાં હવાપાણી તો બહુ માફક આવ્યાં ને શું !

ગુજરાતની ઐતિહાસિક રંગભૂમિ તે એ જ સ્થાન. "ત્યાંના રજપૂત રાજાઓએ વાવ, કૂવા, તળાવ, દેરાં વગેરે બાંધેલાં તેઓ ઉપર કાળચક્ર ફરવાથી, મુસલમાન લોકના ધર્માંધપણાથી, તે સ્થળે ઘણીએક લડાઈઓ થવાથી, તથા મરાઠાઓનાં અજ્ઞાન અને પૈસાના લોભથી જે તેઓમાંના થોડાંએક બચેલાં છે તેઓ ભાંગીતૂટી અવસ્થામાં હમણાં નજરે પડે છે." કરણઘેલાના કર્તાને જે સ્થિતિનો પુસ્તકદ્વારા અનુભવ થયેલો તે તાદૃશ જોવાનો વખત આવ્યો.

ધોળકામાં રૂનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. પાણીની જ તંગી. કૂવા ખારા. લોક તળાવનાં પાણી પીએ. ઉનાળામાં તો તે પણ સુકાઈ જાય. ખાબોચિયાં ખાબોચિયાં થઈ જાય. ઢોર ખાંડે કદી કદી ઘૂસી જાય ને મળમૂત્રથી બગાડે. હાકેમો માટે તો આ દુર્ગંધી ખાબોચિયાં પર ચારપાઈ નાંખી વરતણિયા ચોકી રહે કે કોઈ બગાડે નહીં. આ પાણી ઉકાળી સાફ કરી પીવામાં આવતું. પોતે કહેતા કે

ભવિષ્યમાં પાલિયાં પાણી નસીબમાં લખેલાં તેનું આ પૂર્વાસ્વાદન જ કહીએ તો ચાલે.

મામલતદારનું મુખ્ય કામ બંદોબસ્ત રાખવાનું છે. તેમાં જ્યારે ફોજ પસાર થાય ત્યારે રસદ× પૂરી કરવાની. આ કામ મુશ્કેલ ગણાતું. પોતે કહેતા કે મુલ્કી નોકરી કાંઈ લોકો પર હકૂમત કરવાના શોખથી મને માન્ય ન હતી કે તેને અંગે ખાસડાં પણ ખાવા તૈયાર રહું. મેં પહેલેથી જ નિશ્ચય કરેલો કે સેનાનો ઉપરી જરા પણ અસભ્ય નીવડે તો તેને 'ચલતે ફિરતે નઝર આવ' એ જ ન્યાયે ખડતો મૂકવો. આનો અનુભવ પોતે જ્યારે અંકલેશ્વરમાં મામલતદાર હતા ત્યારે કંઈક થયેલો.

એક લશ્કરની ટુકડીનો કમાન્ડિંગ ઓફિસર જે 'મેજર'ની પદવી સુધી પહોંચ્યો હતો તે આવ્યો. તેને હું આવકાર આપવા મારા ઘોડા પર બેસી ગયો. 'સાહેબ સલામ' થતાં જ મેં એને વિવેકથી કહ્યું કે 'સઘળી સામગ્રી તૈયાર છે, મારે પરગણામાં ફરવા જવું છે, માટે જોઈ લ્યો.' તેણે ઘણો વિવેકી ઉત્તર વાળ્યો કે 'રોજર્સ સાહેબે તમારે માટે બહુ પ્રશંસા કરી છે ને મને તમારું ઓળખાણ કરવા ભલામણ કરી છે. તમને ઇતિહાસનો શોખ છે ને મને પુરાતન ખંડિયેર બાબત જાણવા ઇંતેજારી છે માટે તમે પરગણામાં જવાનો વિચાર મોકૂફ રાખો ને મારી કેમ્પમાં રહો.' ત્રણ ચાર દિવસ બહુ વિદ્યાવિનોદમાં ગાળ્યા.

આ બનાવ પછી એક વાર એમ વાત ચાલી કે સરકાર હુકમ કરે તેટલો 'લાઇસન્સ ટેક્સ' ધંધાદારી લોક પર નાંખવાની મામલતદારોને તાકીદ થવાની છે. "હિંદમાં બહોળા કુટુંબના ખ્યાલથી, કે બીજા દૃષ્ટિકોણથી પણ 'ઇન્કમટેક્સ' કેટલીક રીતે અણઘટતો હતો એ મારી સંપૂર્ણ ખાતરી હતી. સ્વાર્થત્યાગની સમાનતા (Equation of sacrifice) ના ન્યાયને અનુસરીએ તો કૂંડીબંધ બાળગોપાળનું પોષણ

---

× સીધુંસામાન.

કરતો આદમી વાંઝિયાં જેટલું જ શા માટે આપે એ મારાથી સમજાતું નહિ. બન્નેની આમદની તો સરખી પણ તેમનો સ્વાર્થત્યાગ સરખો ગણાય? પહેલા પાસેથી એક કોડી માત્ર પણ ઓછી લેવાય તો તે કૃતાર્થ થાય; બીજાને તેથી શું ફરક પડે?

વળી તેની સાથે એમ મને સ્પષ્ટ લાગતું કે અંગ્રેજી અમલને લીધે ધંધાવાળાઓનાં નાણાંની સૃષ્ટિને તે કરતાં વધારે સ્થિતિ સધાયેલી, તેથી તેના બદલામાં સામ્રાટ ખજાનામાં કાંઈ આપવું જોઈએ તે 'લાઇસન્સ ટેક્સ' સિવાય બીજી કઈ રીતે લઈ શકાય? આ ઉપરથી જો કે મને આ વેરો પસંદ ન હતો છતાં એ અન્યાય ભરેલો તો ના જ કહેવાય. લોકો પોતાની પાસે કેટલી પૂંજી છે તે વાત છુપાવે; હિસાબ ખોટા આપે; સો જૂઠાણાં બોલે; સત્યવાદી ઘટતું આપે: જૂઠો બચી જાય. એકને પાપે સો દંડાય એ ન્યાયે ચોપડા જૂઠા મનાય ને ઘણાક જ્યારે કમતી વેરો આપે ત્યારે થોડાકને ગજા કરતાં જાસ્તી અપાવો પડે.

નીતિશાસ્ત્રનો એવો નિયમ છે કે જેથી સેંકડોને ઇન્સાફનો લાભ મળે પરંતુ એકને પણ ગેરઇન્સાફનો ત્રાસ ખમવો પડે તે વિશેષ પીડાકારક ગણાય છે. સમાજ સન્મુખ વધારે ચર્ચાય છે, ને દુઃખદાયક ગણાય છે. તેથી જ્યારે મેં સાંભળ્યું કે લોક ઉપર જોરજુલમથી વેરો નંખાવવાનો અને તે વસૂલ કરવાનો હુકમ મામલતદારોને મળનાનો એટલે મેં મારી નોકરીનું રાજીનામું તૈયાર કરી રાખ્યું ને દૃઢ નિશ્ચય કર્યો કે હું તો તે હુકમ વિરુદ્ધ પડવાનો જ. હું જ્યાં ફરું ત્યાં ગજવામાં રાજીનામું સાથે ખરું જ. મને તે વેળા ભાન નહિ કે ચાર સંતતિ પેટે છે, બાપદાદાનાં કાંઈ નાણાં નથી, ઉમર આધેડ થઈ છે, નોકરી છોડીશ તો કરીશ શું? રાજસી પ્રકૃતિ પરિણામ ઉપર નજર નાંખતી નથી, એની સંમુખ તો સાધ્ય, જે મૂર્તિમંત ઊભું રહેલું હોય છે, તે તેની સર્વ શક્તિઓ તેની તરફ જ પ્રેરાયેલી રાખે છે. એટલું તો ખરું કે અંગ્રેજ લોકોની ન્યાયપરાયણતા વિષે મને બહુ ઊંચો ખ્યાલ હતો. વાળું ઊંધું કહાને

એમ પણ થયું હશે કે મારું રાજીનામું મંજૂર જ નહિ થાય, કેમકે હું ખરો હતો ને હુકમ ઇન્સાફની વિરુદ્ધ હતો. 'ઘઉં ખેતમેં બેટા પેટમેં ઔર શ્યાદી વસંત પંચમીકી!' તરંગો શું ત્વરાયમાન ઊડે છે?

રોજર્સ સાહેબ ડિસ્ટ્રિક્ટમાં આવ્યા. હું હોપ સાહેબનો 'આવર્દો' × (Protege) ગણાતો ને તેમને હોપ સાહેબ જોડે અણબનાવ હતો. એમ કહીએ તો ચાલે કે હોપ સાહેબના મનમાં તેમને માટે ઊંચો અભિપ્રાય ન હતો, ને તે વાત કદી ગુપ્ત રાખતા નહિ. આથી મેં તો એ જ નિશ્ચય કરેલો કે આ હાકેમ મારા કામમાં ખોડખાંપણ જ કાઢવા તૈયાર હશે. મારું ધારવું કેવું ખોટું પડ્યું?

રોજર્સ સાહેબ સાત્વિક પ્રકૃતિના, વિદ્યાવિલાસી સજ્જન પુરુષ હતા. તેમનો ફારસી ભાષાનો અભ્યાસ વિસ્તીર્ણ કહી શકાય. હિંદુ ધર્મ બાબત તેમણે ઊંડું નિરૂપણ કરેલું, ને તેમનું હૃદય નિર્મળ, વાત્સલ્ય ભાવનાવાળું હતું. વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, રોજર્સ સાહેબનો બે વર્ષ ઉપર જ દેહાંત થયો. "મારા કામથી પ્રસન્ન થઈ રોજર્સ સાહેબે ભલામણ કરી કે ચાંચવા પાવડાનું (pioneer) કારોબારી કામ જ્યાં કરવાનું હોય ત્યાં મને મોકલવો."

"આ સમયે અમારું કામ તો મરાઠા લોકોએ દરોડા પાડેલા તેથી નીવડેલી હાનિ દુરસ્ત કરવાનું હતું." મી૦ બેન્સ લખે છે કે દામાજી ગાયકવાડ પોતાની સત્તા મજબૂત કરે તે પહેલાં દેવલોક પામ્યો. *

---

× કૃપાપાત્ર.

* 'The thin crust of Maratha domination rapidly disappeared before it was either assimilated into the system of the province or hardened over it. A military occupation of a large and civilised district, at a distance from the mother country, and prevented by the jealousy of the central authority, and the short-sightedness of those in charge of its exploitation,

એક ઉંદર જેમ ફૂંક મારી માણસને કરડી તેનું લોહી પીએ છે, તેમ ભરૂચ વગેરે તો માત્ર ચુસાયાં પણ અમદાવાદ અને નડીઆદ તો પાયમાલ થઈ ગયાં. એક તરફથી કાંતાજી લૂટે તેને હાંકી કાઢવા પિલાજી નોતરાય. 'બકરું કાઢતાં પેસે ઊંટ'–તેમ આ નવીન અભ્યાગત તો બધી જ લીલોતરી સ્વાહા કરી ગયા. કડવો લીમડો પણ ન છોડ્યો! હિંદની આ વાડી વેરાન થઈ ગઈ.

પોતે દેવગઢ બારિયા પહેલવહેલા ગયા ત્યારે ગામડાંમાં લોકને ઘેર પિત્તળ કે ત્રાંબાનું એક વાસણ સરખું ન મળે! રાચરચીલું સર્વસ્વ લુટાઈ ગયેલું. ધાર અને દેવાસના આંગણામાં આવેલો આ અરક્ષિત ભાગ ખાખાવીખી થઈ ગયેલો, ને લોક લુટાવાના ભયને લીધે કાંઈ પણ નાણું એકઠું થાય કે તે વખતે પણ દાટી દેતા, ને ચાલતા આવેલા રિવાજ પ્રમાણે ઠીકરાંનાં વાસણમાં ખાતા, ને લીંપેલાં ઘરમાં વસતા.

સર જોન માલ્કમ કૃત 'સેન્ટ્રલ ઇન્ડિયા' નામના પુસ્તકમાં આ નામી વિનાની અંધાધૂંધીનો તાદશ ચિતાર આપ્યો છે. તે બતલાવી પોતે કહેતા કે "મરાઠાના રાજ્યથી મુસલમાનોનો અધિકાર સો દરજ્જે સારો. કોઈવાર ધૂને ચઢે તો ધરતીરૂપી ગૌની હત્યા કરે પણ સાધારણ રીતે તો તેને સુશોભિત રાખે. રીતસર દોય ને તેને ખાવાને પૂરતું આપે.

---

from either conforming itself to the elements it found already established, or absorbing the vital forces of the government it dispossessed—a System without the breath of life, without elasticity, without the capacity of self-direction, imposed bodily upon a foreign people, without even the care of preparing a foundation—such seems to have been the Maratha government containing within itself all that was necessary to ensure a precarious, but while it lasted, an oppressive existence.'

પણ મરાઠા તો તીડનાં ઝુંડ જેવા ઘાસપાન જ ખાઈ જાય. પછી ગાય દૂબળી થાય ને દૂધ દેતી બંધ પડે. એમણે કશું સ્થાયી કર્યું નહિ. લોકના હૃદયમાં સામ્રાજ્ય સ્થાપવાનો કાંઈ પ્રયત્ન આદર્યો નહિ. દક્ષિણમાં જે કર્યું હોય તે ખરું, પણ ગુજરાતમાં તો મારતોડ, લૂટફાટ સિવાય બીજું કાંઈ કર્યું જણાતું નથી."

મારા માતામહ, કાઠિયાવાડની ઉઘરાણી કરવા નીકળેલા. વિઠ્ઠલરાવ દીવાનની એક કહાણી કહેતા જે ઉપરથી આ જમાનાના અધિકારીઓની ગર્વ–લાગણી સ્પષ્ટ પ્રદર્શિત થતી. "મેજર વૉકરને હુકમ મળ્યો હતો કે ગાયકવાડના દીવાન ખંડણી ઉઘરાવવા કાઠિયાવાડ જાય ત્યારે સાથે રહેવું–મદદ આપવી. એક વેળા દરબાર ભરાયો હતો ને ગાદી ઉપર ગર્વિષ્ઠ વિઠોબા બેઠા હતા, એટલામાં વરદી આવી કે વૉકર સાહેબ આવે છે. એક ધાંધલિયા હવાલદારે દોડીને ખુરસી ત્યાં મૂકી. મેજર દશ કદમ દૂર હતા તેવામાં આ ખુરસી પોતાના સામી મુકાયેલી જોઈ વિઠોબા રાતાપીળા થઈ ગયા ને આરડ્યા 'માઝી છાતી પર ઠેવા!' ખુરસી ત્યાંથી હઠી ગઈ ને મેજર સાહેબ જરા પણ મોં કટાણું કર્યા વિના જમીન પર બેઠો, વાતચીત કરી વિદાય થયો. તેની આસપાસ ઊભેલા અધિકારીઓએ સાહેબની સહનશક્તિનાં ઘણાં વખાણ કરી કહ્યું કે "ગર્વ રાજા રાવણનો નથી રહ્યો. મરતાનાં આ તરફડિયાં છે બાકી ફોજી અમલદારને ભોંય ઉપર બેસાડી અપમાન કરવાની કશી જરૂરત ન હતી."

ધંધૂકેથી પોતાની દેવગઢ બારિયે 'આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ'ના પદ ઉપર બદલી થઈ. બારિયાનાં પાલિયાં પાણી સહેવા પ્રસંગ આવ્યો, પણ પોતાના પિતાની માફક ન્યાતનાં 'મુફ્તે માલ દિલ બેરહમ' મિષ્ટાન્ન ખાધાં ન હતાં કે જેથી જંગલી ઝેરને જેરવી શકાય! પોતાને શરદઋતુનો તાવ (Malarial fever) લાગુ પડ્યો ને પાછલા વખતમાં પગે ખરજવું થયેલું. પરોપજીવી (Parasite) જંતુના પ્રવેશથી આ દરિદ્રી રોગ થાય છે. જોડા પણ

પગે પહેરાતા નથી. આ ઉપદ્રવથી પગ સુજે છે ને માંહે તનખા નાંખે છે. ડાબા પગની ઘૂંટી આગળ સખત થયેલી ચામડી છેલ્લે લગી રહી, ને પોતે ખુશમિજાજથી એની તરફ દૃષ્ટિ કરી કહેતા કે 'એ તો બારિયાનું મ્હું વળગેલું છે.'

અહીં ટાઢ અને તડકો અતિશય જણાતાં. જંગલ ગીચ હતું તેને આછું કરવાનો પોતે બંદોબસ્ત કર્યો. રાજાપ્રજાના હકને મુકરર કર્યા. બહાર ખળી જમીનની માપણી કરવાની અગત્યના પોતાને જણાઈ નહિ. ભાયાતોને મારી, રાજાની તિજોરી ભરવી એ પોતાને પસંદ ન હતું. પડતર જમીનપર નવા ખેડૂત વસાવવાના હતા. કણબી, કાછિયા ઉત્તમ ખેડૂત વર્ગમાં અને કનિષ્ઠ વર્ગમાં ત્યાંના જંગલી લોક ગણાતા. બન્નેને માટે એકસરખું મહેસૂલ રાખવું વાજબી ન લાગવાથી કોમ વાર મહેસૂલ મુકરર કરેલું. પોતે કહેતા કે "મને અનુભવસિદ્ધ થયું છે કે નીચલા વર્ગના લોકનું જીવન સહેલું કર્યું કે તે આળસુ થવાના. મહેસૂલ જો કમતી નાખ્યું તો જંગલી કોળી ખેડૂતો પોતાના પેટિયાં જેટલું કાઢી બાકી રસળ્યાં કરવાના. એમના ઉપર સખત મહેસૂલ હોય તો જ તે વધારે મહેનત લઈ ખેડે છે, જમીનને વારે વારે છોડતા નથી, ને વીંઘોટીથી પાક બમણો પેદા કરે છે. જેમ જેમ જંગલીપણું ઓછું થતું જાય છે, જરૂરિયાત વધે છે, તેમ તેમ આ પ્રાણી પણ સુધરે છે. એના ઉચ્ચપદ પ્રાપ્ત કરવાના પ્રયત્ન પર અમીદૃષ્ટિએ ભાળવું, ખરાબ વરસ આવે ત્યારે વારંવાર છૂટ મૂકતા જવી જોઈએ."

બારિયાના રાજા (સ્વ. માનસિંહજી) તે વેળા સગીર હતા. રાજમાતા માજીરાજબા ભલાં, ભોળાં હતાં; પણ તેઓ મોતીબા કરીને એક રજપૂતાણીના હાથમાં નાચતાં. રજપૂતાણી પોતાના જીવનની એક જ અવસ્થા માન્ય કરે છે ને તે રાજમાતાનીજ. રાણી તરીકે તો અનેકમાં એક: હમેશ પ્રતિસ્પર્ધીનો ભય, વય તથા સૌંદર્યક્ષીણતાનો ત્રાસ; પણ રાજમાતા તરીકે તો એને એકલીને હકૂમત ચલાવવાનો વારો

આવે છે. બીજી રાણીઓને રાજાના મૃત્યુથી ગમે તેટલો ભય, ગમે તેટલું દુઃખ થાય પણ પાટવી કુંવરની માતા તો વૈધવ્યને પોતાના અધિકારની એક વિભૂતિ સમજે છે.

પોતાને હાથમાં લેવાની મોતીબાએ ઘણી કોશિશ કરેલી. જર, જોરુ, ને જોબન આ ત્રણથી ન છળે એવો પુરુષ મોતીબાના આજ સુધીના ટૂંક અનુભવમાં કોઈ નહોતો આવ્યો. તેથી તે આખરે થાકી. રાજપીપળાના રાજા વેરીસાલજીનાં પુત્રી જોડે માનસિંહજીનાં લગ્ન પોતે કરાવેલાં. પોતે કહેતા કે સરકારી અમલદારોને સરપાવ લેવા બાબત મેં આ વેળા સવાલ છેડેલો, ને નક્કી કરાવ્યું કે જે કાંઈ કન્યાપક્ષ તરફથી મળે તે ખજાનામાં દાખલ થાય. આ કાયદો હલકા નોકરિયાત વર્ગને લાગુ નહોતો કર્યો.

મારાં માતુશ્રી બારિયાની જંગલી હાલત બાબત ઘણી વાતો કહે છે. ઘરની સામે જ ડુંગરા તેમાં સાયંકાળે વાઘ જાણે રોન ફરવા નીકળેલા સિપાહી માફક ઘૂમતો જણાય. આદમખોર ન હોવાને લીધે મનુષ્યને મારતો નહિ તોપણ 'એખલડોખલકા અલ્લા બેલી' એમ ધારી કોટ બહાર સાયંકાળે કોઈ જવાની હિંમત ચલાવતું નહિ. બારિયામાં કાંઈ પણ તોફા (નવાઈની) ચીજ હોય તો મકાઈ!

માનસિંહજી સ્વભાવે શાંત, પ્રેમાળ, થોડાબોલા, પણ ચુસ્ત ક્ષત્રિયધર્મના અનુયાયી હતા. શિકારનો બેહદ શોખ મોજશોખ પર બિલકુલ અભાવ ને પ્રજાપર રહેમ નજર જ્યાદે. એમના અકાળ મરણની ખબર આવી ત્યારે પોતાને બહુ દુઃખ થયેલું.

ઈ. સ. ૧૮૭૫ ના માહ મહિનામાં મારાં જ્યેષ્ઠ બહેન હરસિદ્ધગૌરીનું લગ્ન સાડાતેર વર્ષની વયે સ્વ. ડૉ. બટુકરામ જોડે કરેલું. આ લગ્ન ભાગ્યશાળી નીવડેલું; ને મારા પ્રિય પિતાનો જે પ્રેમ, પૂર્ણ પક્ષપાત, પોતાની જ્યેષ્ઠ આત્મજા પર હતો તે જમાઈરાજ ઉપર પણ કાયમ

થયો. ડૉ. બટુકરામ સુરતવાસી નાગર બ્રાહ્મણોમાં પહેલા દાક્તર હતા. કોઈ એક લેભાગુ શીઘ્રકવિએ ગાયેલું "વિલાયત જઈને પાસ થઈ આવ્યા દાક્તર બટુકરામભાઈ" તે આજ કારણથી કે દાક્તરનો ઇલ્કાબ તે તો વિલાયતથી પાસ થઈ આવ્યાને જ ઘટે! ડૉ. બટુકરામ, સર ટી. માધવરાવની કારકિર્દીમાં વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા, ને એમના અકાળ શોકજનક મૃત્યુ લગી ઘણી *જાંફીશાની (સ્વાત્માર્પણ) સાથે ગાયકવાડ સરકારની નોકરી બજાવેલી. તેમને છત્રી મશાલનું અનન્ય માન મળેલું.

મારા બન્ને ભાઈનાં ઉપવીત પણ આજ વેળા થયેલાં. આ ક્રિયા માત્ર નામની જ રહેત, પણ થોડા વખતમાં પોતાની બદલી જે સ્થળે થઈ ત્યાં વિદ્યોપાર્જનનાં સાધન નહીં હોવાથી મારા બંને ભાઈઓને ભાવનગરમાં મારા માતામહ સરન્યાયાધીશ હતા ત્યાં મોકલી દીધા ને ત્યાં જ તેઓ ઈ. સ. ૧૮૮૨ લગી રહ્યા. મોસાળમાં ચુસ્ત બ્રાહ્મણની રહેણીકરણી તે બંનેને આદરવી પડેલી.

દેવગઢ–બારિયાથી લુણાવાડે પોતાની ઈ. સ. ૧૮૭૫ ના માર્ચ મહિનામાં બદલી થઈ. પોતે કહેતા હતા કે દેશી રાજ્ય જ્યાં લગી પોતાની જૂની રહેણીકરણી બદલે નહીં ત્યાં લગી સપક્ષ પ્રધાનપણું જ શક્ય છે. તે પોતાને પસંદ નહિ હતું. આથી પોતે પ્રતિજ્ઞા લીધેલી કે રાજના તાબામાં રહી કદી પ્રધાનપણું કરવું નહિ. પોતાની તમામ નોકરી એડમિનિસ્ટ્રેશનમાં જ ગયેલી. લુણાવાડાની સાથે સુંથરામપુર સંસ્થાનનો પણ અધિકાર પોતાની પાસે હતો. પોલિટિકલ એજન્ટ ગોધરામાં રહેતા ને પોતે નાયબ પોલિટિકલ એજન્ટ તરીકે લુણાવાડા અને સુંથ બંનેમાં પૂરા અખ્તિયારથી કામ કરતા. આ વેળા પગાર સાડીચારસેં રૂપિયાનો મળતો હતો. તે વખતે સોંઘવારી વિશેષ, મુલક જંગલી, વૈભવની ચીજ મળે નહિ તેથી ×બાસુખાં ખરચ ઓછો થતો. લુણાવાડા, ડાકોરથી પગરસ્તે જવાતું. રસ્તો કઢંગો ને લાંબો હતો.

---

* ખૂબ મહેનત. × નકામો

લુણાવાડા અને સુંથ બન્ને સંસ્થાનના રાજા, વખ્તસિંહજી અને સ્વ. પ્રતાપસિંહજી તે વેળા સગીર હતા. બન્ને વિવેકી, લાયક, પ્રેમાળ ને કુશાગ્રબુદ્ધિના ગણાતા. રાજકુમાર કૉલેજમાં ભણતા હતા. પ્રતાપસિંહજી બીચારા ઈ. સ. ૧૮૯૬માં મરણ પામ્યા. વખ્તસિંહજીનો પ્રતાપ લુણાવાડા ઉપર હજુ અવિચળ છે. લુણાવાડામાં પોતે પાંચ વર્ષ રહ્યા ને મારાં માતાપિતા બન્ને કહેતાં કે આ મધ્યાહ્નનો સમય તેમનો અત્યુત્કૃષ્ટ સુખ, સંતોષ અને શાંતિથી ભરેલો હતો. લુણાવાડાનાં હવાપાણી સારાં હતાં. મારાં માતુશ્રીને ફરવાહરવાની છૂટ હતી. પોતાને કામ તો ઝાઝું હતું પણ મનપસંદ અને કોઈ બીજાની દખલ નહિ તેથી એકાગ્ર ચિત્તે કામ પણ થતું. "મારું શરીર લુણાવાડામાં સારું ભરાઉ થયેલું, મારી કામ કરવાની શક્તિ તેજ પામેલી. મેં આ દરમિયાન જુદા જુદા વિષયો પર ઘણાં પુસ્તકો વાંચેલાં. પુરાણા સંસ્કારો તાજા કરેલા."

ઈ. સ. ૧૮૭૮ ની ૮ મી જાન્યુઆરીને દિને મારી બીજી બહેન સુલોચનાનો જન્મ થયો. મારા બીજા ભાઈ મનુભાઈનો આબેહૂબ નમૂનો; તીક્ષ્ણતા, કુશાગ્રતા, લખલખાટ ને મોહિનીમય કાંતિ નાનપણમાં મેં કદી જોઈ હશે તો એમનામાં જ. વિલાયતમાં જ્યારે મેડોના સિસ્તીનની રફાયેલની ચિતરેલી તસ્વીર મેં જોઈ ત્યારે મારી પ્રેમપરાયણ સુલોચના બહેન–જેને પોતે લાડમાં 'સુસી' કહેતા હતા–ની મુગ્ધાવસ્થાનું મુખ સચોટ યાદ આવેલું.

ઈ. સ. ૧૮૭૯ ના ઑગસ્ટ માસની ૧૨ મી તારીખે, શ્રાવણ મહિનામાં, મારી ત્રીજી બહેન બહુવિદ્યા જન્મેલી. મારાં જ્યેષ્ઠ બહેન ઉપર તે પડેલી. તેમની જ શાંતતા, તેમનું જ ગાંભીર્ય. "સર્વમનરંજક" કોઈ હોય તો તે આ મારી ત્રીજી બહેન, જેને લાડમાં પોતે "ચીચ" કહેતા. તે નાનકડી હતી તેથી 'You little thing' નો ખ્યાલ જોતાં વારને જ આવતો ! પહેલી સ્પષ્ટવક્તા તો બીજી મધુરભાષિણી: આ બન્ને બહેનના સમાગમમાં હું ઘણીવાર આવેલો તેથી અમારો પરસ્પર સ્નેહ ઘણો ગાઢો હતો.

ઈ. સ. ૧૮૭૭માં જ્યારે મહારાણી વિક્ટોરિયાએ 'કયસરે હિન્દ'નો ઇલ્કાબ સ્વીકાર્યો તે પ્રસંગે દિલ્લીમાં ભરાયેલા દરબારમાં રેવાકાંઠા સંસ્થાનના રાજાઓને તેડી બાર્ટન સાહેબ ગયા ત્યારે બે મહિના કામચલાઉ પોલિટિકલ એજન્ટની જગ્યા પોતાને મળી હતી. તે સમયે વડોદરામાં 'એજન્સી'ના મકાનમાં પોતે રહેવા આવ્યા હતા. ઈ. સ. ૧૮૭૮ની સાલમાં પણ એક મહિના લગી આ જગ્યાપર નિમાયેલા. બાકીનો વખત લુણાવાડા ને સુંથમાં જ ગાળેલો.

રાજા પ્રતાપસિંહજીનું ઉપવીત, મારી માતુશ્રીએ જ રાજમાતા તરીકે ઉજવેલું. રાજાના મહેલમાંથી વિધિ સમાપ્ત થયે તે ઘર તરફ પાછી આવતી હતી તેવામાં ડુંગરી રસ્તામાં બળદ ચોંક્યા, શગરામ લઈ નાઠા, પથ્થર પર પૈડું ચઢી ગયું ને ગાડી ખાડામાં પડી. કપાળમાં ને ઘૂંટણે સખત ઇજા થઈ. વહેમી લોકોએ કહ્યું કે 'રાજાજીની ઓરમાન માતા ભૂત થઈને ભમતી રહેતી તેણે ગાડી ઉથલાવી મૂકી ! આ વહેમ પર કોઈએ લક્ષ આપ્યું નહિ. ચાંપતા ઉપાય કર્યા ને બે મહિના બાદ તે ભયમાંથી બચી. હજુયે એના વિશાળ ભાલ ઉપર આ ઘાનાં ચિહ્ન છે.

પાંચ વર્ષના સમય દરમિયાન બન્ને રાજાજીનાં લગ્ન પણ પોતાને જ હાથે થયાં. રાજ્યદરબારમાં વિરાજે એવી મારી માતુશ્રીની કાંતિ, હોંસ અને રસજ્ઞ વૃત્તિ આ વેળા પ્રદર્શિત થઈ. ભાયાતો, મહાજનો તરફથી ફુલેકાંઓ થયાં. છેલ્લું પોતાના તરફથી ફુલેકું કરી વરરાજાને ચાંલ્લા કરી વિદાય કર્યા. પોતે જાનની સાથે ગયેલા ને મારા બન્ને ભાઈ પણ સાથે ગયેલા.

વખ્તસિંહજીનાં લગ્ન વાંસવાડાના ભાયાત બાંધુના રાજાની પુત્રી વેરે થયાં. ત્યાં જવાનો રસ્તો વિકટ, તથા મોસમ ગરમીની હતી. રસ્તામાં ચોરલૂટારાનો ભય પણ ઘણો હતો. સાથે પોલીસ વગેરે રક્ષકોનો બંદોબસ્ત સારો રાખેલો છતાં પણ એક વખતે સામાનના

ગાડાંની સંઙ્ગમાંથી છૂટા પડી એક ગાડું આગળ વધતું હતું તેના પર લુટારા તૂટી પડ્યા, તીરથી એક માણસ ઘાયલ થયો. તેમાંના બીજા માણસોએ હાંફલાફાંફલા મુકામે દોડી આવી હકીકત કહી એટલે ભાયાતો તથા સવારો ભાલા બંધૂક વગેરે શસ્ત્રોથી સજ્જ થઈ ધસ્યા. લુટારા તો નાસી ગયેલા એટલે ખાલી બાર કરી સઘળા પાછા આવ્યા.

આ બનાવ સિવાય બીજો કોઈ નોંધવા સરખો બનાવ બનેલો નહીં. માત્ર પાછા ફરતાં અણાસ નદી ઓળંગ્યા પછી સવારીમાં કોલેરાના દુષ્ટ રોગે દેખાવ દીધો ને તેમાં બીચારા ગાડાવાળા, સુરતથી આવેલા વાજાંવાળા વગેરે ભોગ થઈ પડ્યા.

ત્યાર પછી બીજે જ વર્ષે, એટલે ઈ. સ. ૧૮૭૯ના જાન્યુઆરી માસમાં, સુંથના રાજા પ્રતાપસિંહજીનાં લગ્ન, મોટા ઉદેપુરના મુખ્ય પટાવત સલુમભરાના ભાયાત બંબોરાના ઠાકોરની પુત્રી વેરે થયાં. તે સમયે પણ પોતાની સાથે મારા બંને બંધુઓ ઉપરાંત તેમના સહાધ્યાયી સગાઓ ( રા. ઠાકોરરામ તથા વસુધરરામ ) પણ ગયેલા. ત્યાં જવાનો પણ રસ્તો વિકટ, પણ આ પ્રસંગે સમય ઠંડીનો હતો. એથી એતદ્દેશ (સમશીતોષ્ણ) હવાના અનુભવી સુરતવાસીઓને ઠંડી વિશેષ લાગેલી.

મીરઝાં યાહ્યા નામનો પોલીસ અમલદારનો છોકરો પણ સાથે હતો. બંબોરેથી પાછા ફરતાં પહેલે દહાડે છેક રાત પડી ગયેલી. ટાઢ તો કહે મારું કામ. તેવે પ્રસંગે તેણે તો ફક્કડ જામદાનીનો અક્કડ અંગરખો પહેરેલો. તે રાતની મુસાફરીમાં તો ઠુંઠવાઈ ગયો, ફીકો પડી ગયો. તળાવને કિનારે મુકામ. ટાઢ એવી કે બહાર મૂકેલું પાણી પણ ઠરી જાય. આથી ચારો તરફ તાપણાં સળગાવી વચમાં તે છોકરાને મૂક્યો; કલાકેક બાદ તેને હોશકોશ આવ્યા.

પોતે રૂઈદાર 'ઓવરકોટ' પહેરતા ને ઘોડાના ટાંગામાં ફરતા.

પ્રતાપસિંહજીના લગ્નમાં ફુલેકાંને પ્રસંગે હાથીના મહાવતના જૂઠાં અભિમાનને લીધે ભારે અકસ્માત થતો બચી ગયો. કન્યાવાળાના મંડપનું દ્વાર આવે તે પહેલાં એક છાબંધી દરવાજો પસાર કરવાનો

હતો. રાજાજીની સાથે મારા બન્ને ભાઈ ઊંચા હાથી પર બેઠેલા હતા. મહાવતે કહ્યું કે આટલા દિવસ માલિકનું નમક ખાધું છે, હાથીને તાલીમ આપી છે, તે વરરાજાને જમીન ઉપર ઊતરવાનો વારો નહિ આવવા દઉં, ને હાથીને ઘૂંટણીએ પાડી દરવાજાની બહાર હાંકી લઈ જઈશ. પોતે ઘણીયે આનાકાની કરી પણ મહાવત પગે પડ્યો કે ગરદન આપું, ખમ્મા મહારાજાને! જો કાંઈ પણ ઇજા થાય તો!

હાથી ઘૂંટણીએ પડ્યો, હંકારાયો, ને તે થોડુંક આગળ પણ વધ્યો. એટલામાં એનાં ઘૂંટણ ઘસાયાં કે શું? તે દરવાજાની મધ્યમાં પહોંચ્યો કે તેણે તો ઊઠવા માંડ્યું. ઊઠત તો અંબાડીનશીન ત્રણે વ્યક્તિનો રોટલો થઈ જાત! હોહા થઈ ગઈ! ભાલા પાછળથી પડ્યા, આગળથી અંકુશ વાગ્યા, ને હાથી એક આંચકો મારી આગળ ગયો. અંબાડીનો પાછલો ભાગ કચડાઈ ગયો. એક તસુ ઓછો આગળ વધ્યો હોત તો શાં પરિણામ આવત!

હાથીના મહાવતને ઇનામ આપ્યું તો ખરું પણ તે જ્યારે સરપાવ માગવા આવ્યો ત્યારે પોતાના મનની જે લાગણી થયેલી તેનું વર્ણન કરતાં પોતે કહેતા કે મને એને જનમટીપની સજા કરવાનું મન થયેલું. કરણઘેલાના પુસ્તકમાંના શબ્દમાં "જેને સાહેબ રાખનાર તેને કોણ મારી શકે" એવું થયું. ખીજરખાનને બચાવનાર માધવ આવ્યો તેમ અહીં વડીલનાં સુકૃત આડે આવ્યાં.

લુણાવાડા સંસ્થાનમાં જમીનનું મહેસૂલ નક્કી કરવાની જરૂર હતી. 'સરવે અને સેટલમેન્ટ'ના કામનો એમને પૂર્વે કાંઈ અનુભવ થયેલો નહીં. તે કામ કરવા માટે સરકાર તરફથી મી૦ હોલ નામના અધિકારીને નીમવામાં આવ્યો હતો. હોલ સાહેબ શરીરે ઘણા જ ભારે હતા. ગરમીની અસરથી એમનું મગજ ચસકી ગયું અને તેમને 'ફર્લો' લઈ સ્વદેશ જવું પડ્યું. તેને બદલે બીજો અધિકારી નહીં નીમતાં તે કામ પોતાને સોંપવામાં આવ્યું. સર થિયોડોર હોપ સાહેબ તેમના પત્રમાં લખે છે:

" I had frequent occasions of meeting and conversing with him. He was a distinguished Mathematician, so I entrusted him with the putting into shape, and translating or digesting for abridlgment the Manual of Surveying based on the text-book of Trigonometrical Survey of India, which I published as a part of the Gujarati series. I believe it was for a long time used in that Department and in the Revenue Survey, by persons in training for employment. "

આ જ્ઞાન અમલમાં મૂકવાનું હવે પોતાને કામ આવ્યું. અહીં તેમણે સામાન્ય દર લાગુ ન પાડતાં કોમવાર દર દાખલ કર્યો. સરકારી રિપોર્ટમાં પોતે લખેલું કે 'if a uniform system of rates be adopted for kunbi and kolie villages, the pressure of the assessment may be found too heavy except under the careful system of husbandry, in which the former castes are adepts and the latter deficient.' પણ આ સૂચના નહીં સ્વીકારતાં ગવરમેંટે (સરકારે) કણબીનો દર ઘટાડ્યો, કોળીઓનો વધાર્યો ને સામાન્ય દર નાંખવા સૂચવ્યું. આગળ જતાં ગવરમેંટને પોતાની ભૂલ માલૂમ પડી હશે. હાલમાં ઉત્તર હિંદુસ્તાનમાં કુર્મી અને કાછિયાઓના મહેસૂલ-દર કરતાં નીચા વર્ણને માટે દર કમતી રાખવામાં આવે છે. બહાર ખળીનાં ગામડાંની માપણી કરવાની ઘાંઘલ અહીં પણ પોતે ન આદરી. રિપોર્ટની નજરસાની (review)ની આખરે બધી ભલામણ મંજૂર કરવામાં આવી. સરકાર તરફથી નીચેનો ઠરાવ નોંધાયેલો.

The commendation of Government should be conveyed to Mr. Nandshankar for the careful and complete manner in which he has sent in his proposals.

24-7-1875

C. GONNE
Chief Secretary to
Bombay Government.

તે જ પ્રમાણે તા૦ ૩૧ મી ઓક્ટોબર ૧૮૭૬ માં સરકાર તરફથી નીચેનો ઠરાવ લખાઈ આવ્યો. The careful way in which Mr. Nandshankar has drawn up his report is creditable to him. લુણાવાડાની જમાબંધીનો ખર્ચ રૂ. ૩૮૦૯-૪-૯ ને સુંથનો ખર્ચ રૂ. ૨૯૩૫-૮-૨ આવ્યો, અને તે ખર્ચે આખા રાજ્યમાંની જમીનની 'સરવે' સમાપ્ત થઈ.

પોતે ઘરમાં કરકસર કરતા નહિ, તેટલી રાજ્યકારભારમાં કરતા. સોળ આનાને વીસ આના બરાબર ચાલતા કરવા એવી જ નીતિ રાખવી જોઈએ. પોતે કહેતા કે "હું તપાસણી કામદાર જેવા વચગાળાનો અમલદાર એક પણ રાખતો નહિ. સ્થાનિક કામદાર અને મારી વચમાં એક ત્રીજો નાણાં ઉચાપત કરનાર, કનડનાર, કામ વધારનાર, ને ભાગ્યેજ સાચી ભૂલ બતાવનાર વચગાળીઓ અમલદાર રાખતો નહિ. આથી નિગાહબાનીનો ખર્ચ ઘણો જ કમ બેસતો. સ્થાનિક મનુષ્યપર ભરોસો, યોગ્ય જાપ્તો ને પૂરતો પગાર આ ત્રણ બાબતો હું રાખતો. મારે કામ ઓછું કરવું પડતું પણ પ્રજાનું કલ્યાણ થતું." પોલિટિકલ એજંટે જે રિપોર્ટ મોકલ્યો હતો તેમાં પણ આજ વિષય ઉપર વિવેચન હતું.

'The Superintendance of these operations has been conducted by Nandshankar Tuljashankar, the assistant in charge of the two states, and his report will show how rapidly the work has progressed under his auspices. The entire cost of the survey and settlement operations during the year has been Rs. 3809-4-9, and I trust the Government will consider that Mr. Nandshankar is deserving of credit for the despatch and economy disclosed by his report. (Letter to C. Gonne Esquire, Chief Secretary, No. ૬૨૬૬/૧૬૦ dated 26-12-1875.)

ઈ. સ. ૧૮૭૭ ના દિલ્હી દરબારને પ્રસંગે પોતાને 'રાવ બહાદુર'નો ખિતાબ તથા ચાંદ મળ્યો. લુણાવાડાના રાજા સાહેબને ગાદીનશીન થવાનો પ્રસંગ નજીક આવ્યો. સગીર વયના રાજાને યોગ્ય વયે પહોંચતાં રાજ્યનો સ્વતંત્ર અધિકાર સોંપતાં પહેલાં રાજ્યકારભારનું વ્યાવહારિક જ્ઞાન મેળવવા માટે પ્રત્યેક રાજાને એક વર્ષ પર્યંત પુખ્ત, અનુભવી, સરકારી અમલદારને હાથે તાલીમ લેવી પડતી. આ પદ્ધતિને સંયુક્ત કારભાર (Joint Administration)નું નામ આપવામાં આવ્યું હતું. લુણાવાડામાં આ શિક્ષણ પૂરું થઈ ગયું હતું. તેથી પંચમહાલના પોલિટિકલ એજંટે સુંથમાં સંયુક્ત-કારભાર દાખલ કરવા અને રાજા સાથે સંયુક્ત કારભારીને નીમવા ભલામણ કરી. આ પ્રસંગે રેવાકાંઠાના પોલિટિકલ એજંટનો હોદ્દો પંચમહાલના કલેક્ટરના હોદ્દા સાથે જોડી દેવામાં આવ્યો હતો. મુલ્કી કામ કરવા સારુ આસિસ્ટંટ કલેક્ટર તો એક સિવિલિયન અમલદાર હતો. જ પણ રાજકીય નાયબ તરીકે યોગ્ય પુરુષની નિમણૂક કરવાની જરૂર

હતી. તે વિષે સરકારમાં લખતાં મીο વુડવર્ડ સાહેબ નીચે મુજબ લખે છે :

"The assistant I ask for must be a thoroughly experienced and efficient officer, and such a man I should find in Mr. Nandshankar Tuljashankar, now in charge of Lunawada and Sunth States, and nominally Assistant Political Agent. I have the highest opinion of this gentleman's qualification. As Government are aware, he has done excellent service in Rewakantha. He is a highly educated man, possesses a thorough knowledge of all branches of administrative and judicial work, has served in various capacities under British Government, has passed with credit the higher standard Examination—in short he is in my opinion capable of filling with credit any post that may be bestowed on a native gentleman. (Extract para 7 from the letter No. 179 of the 28th January 1880 from the Collector and Political Agent, Rewakantha to the Secretary, Political Department, sent with Mr. Woodward's compliments). [illegible] 'Government have in their resolution, Confidential No. 950 of [illegible]-2-1880, agreed to the Political Agent's proposals that Mr. Nandshankar

should jointly administer the state of Sunth with the young Raja, from May next. Government have also, in the Resolution No. 910 of the 11th instant, on the revised establishment of the Panch Mahals and Rewakantha, recommended the appointment of a Political Assistant to the Collector and Agency. If the appointment is sanctioned, then I can only reiterate my hope that Mr. Nandshankar may be gazetted to it. Government are fully aware of the very high opinion not only I, but all my predecessors in this Agency, have of Mr. Nandshankar and I deem it therefore superfluous to recapitulate our esteem for him both as a gentleman and a public servant. (Extract para 7 of the letter No. $\frac{३५०}{२७}$ of 18th March 1880, written by Mr. Woodward to the Secretary to Government, Political Department.) સંવત ૧૯૩૬ ના શ્રાવણ વદ ૭ ને દિવસે પ્રાતઃકાળે રાજાજી વખ્તસિંહજીને ગાદીનશીન થવાનું મુહૂર્ત હતું. તે દિવસે પોતે ચાર્જ રાજાજીને સોંપી દીધો. પોતે કહેતા કે 'जातो ममायं विशदः प्रकामं प्रत्यर्पितन्यास इवान्तरात्मा।'

લુણાવાડાને છોડવાનો વખત આવ્યો જોઈને ત્યાંની પ્રજાએ બહુ તરેહની દિલગીરી પ્રદર્શિત કરેલી. રાણી સાહેબે બહુ વિનય તથા આગ્રહ કરીને કહ્યું કે મારાં માતુશ્રીને લુણાવાડામાં રાખીને સુંથ જાઓ. સુંથનાં હવાપાણી બારિયાથી ભિતરે એવાં ન હતાં. ગરમીની ઋતુ ભૂરી ગણાતી. પણ પોતે કુટુંબવત્સલ તેથી કુટુંબને લુણાવાડામાં રાખે ને

પોતે સુંથ રહે તે બની શકે એમ ન હતું. આથી આ વિવેકી નિમંત્રણ સ્વીકાર્યું નહીં. તે જ દિવસે વષ્તેશ્વર મહાદેવની સ્થાપના હતી. મારી શ્રદ્ધાવાળી માતુશ્રીને બહુ ઉમંગ હતો કે પ્રતિષ્ઠા ધામધૂમથી સમાપ્ત થાય. એવામાં જ રા. બા. ખુશાલરાયભાઈ તરફથી ખાનગી રીતે ખબર આવી કે કચ્છને માટે રીવ્સ સાહેબ તમારી માગણી કરી રહ્યા છે. કચ્છની હકીકત લખીને ટાંચણુ ઉમેર્યું કે આપણે બધાને ત્યાં મુકરર થવાનું માલૂમ પડે છે. મારી માતુશ્રી કહે છે કે "અમારા દિલમાં જે અનિશ્ચિતતા હતી તે પ્રભુની કૃપાથી દૂર થઈ ગઈ. પોતે સુંથ ગયા. હું લુણાવાડામાં સામાન ઠીકઠાક કરાવવા રહી." ત્યાંના શેઠિયા–મોતી–જાની, રણછોડ ભૂધર, વગેરે પોતાની મહોબત કદી ભૂલ્યા નહિ ને જ્યાં પોતે હતા ત્યાં ભાવથી આવતા.

ઈ. સ. ૧૮૯૬ માં કુમારશ્રી રણજીતસિંહજીનાં લગ્ન હતાં. પોતે સહકુટુંબ લુણાવાડા ગયા હતા. તે વેળાની રાજાજી ને રાણી સાહેબની પોતાના પ્રત્યેની લાગણી જોઈને મને ખ્યાલ આવેલો કે કેવા મુરબ્બી તરીકે પોતે પૂજાતા હતા! તે વેળા લુણાવાડામાં રા. દોલતરામ કૃપારામ પંડ્યા દીવાન હતા. તેમનો સહવાસ અમને સારો પડેલો.

પોતાની કારકિર્દી બાબત તેમણે મને નીચે પ્રમાણે પત્ર લખ્યો છે:
"The administration of the state was handed over to the present Raja Saheb on the recommendation of your father. I did not succeed him but it so happened that many important reforms which your father had initiated, had to be completed by me. Besides, questions of great importance to the state on which he had prepared his minutes had also to be disposed of by me during my tenure of office. The work which he had accomplished during his term of office and which was accomplished on the lines laid down by him when

taken together, forms a sum total of duties wisely and faithfully performed of which anybody can become justly proud.

I particularly remember a case relating to the state's jurisdiction over a village called Lambho, the line of argument which your father had chalked out and which I had to adopt before the Border Court, alone saved the village for the State, although I vividly remember that when I first presented it before the Court, I was ridiculed for adopting an untenable line of argument.

Your father was trusted by the Government, respected by the chief and his family and loved by the people. The impress of his work will long remain in the history of Lunawada if it ever escapes the fleeting memories of frail men."

સાગર સાથે લેણાદેણી પહેલેથી હોયની તે ઋણાનુબંધન્યાયે કચ્છ જવાનો હુકમ આવ્યો. પોતે પોતાનાં કાર્યો વિષે ઘણું ઓછું તથા ક્વચિત જ બોલતા. જૂઠી બડાશ મારતાં તો આવડે જ નહિ: પણ આત્મસ્તુતિ હરેક રૂપમાં પોતાને વર્જ્ય હતી. શાળાના અધ્યાપક હતા તે જમાનાની વાતો પોતે કરતા પણ રાજ્યકારોબાર બાબત મારા સાંભળવામાં કમ આવેલું. મારી માતુશ્રી કોઈ પ્રસંગે વાતો કરે ખરી, પણ તેને રાજખટપટનો કશો શોખ નહિ–તે તો પોતાના તથા પોતાનાં છોકરાંના વ્યવસાયમાં જ મશગૂલ, તેથી તેની મદદ પણ બહુ ઉપયોગી થઈ પડે તેમ નથી. જ્યારે પોતે સુંથમાં સંયુક્ત કારોબાર ચલાવી રહ્યા હતા તે વેળા નીચેની ચિટ્ઠી પોતાને મળી.

No. 4547.

Political Department,

Bombay Castle, 22nd September 1880.

Letter from the Political Agent Cutch, No. 96, dated the 13th September 1880 forwarding for information with reference to this Dept. No. 4295 of 8th instant, a copy of his letter to Rao Bahadur Nandshankar Tuljashankar in which he informed him of his appointment as Divan of Cutch and requesting that Government will allow Mr. Nandshankar to join the above appointment with the least praticable delay.

Resolution copy should be forwarded to the Political Agent Rewakantha who should be requested to allow R. B. Nandshankar Tuljashankar to join his appointment in Cutch with the least practicable delay.

Chief Secretary to Government.

No. 845 of 1880,

Godhra, 26th September 1880.

Copy forwarded to Mr. Nandshankar with a request that he may proceed to join his new appointment at Cutch, handing over charge of Sunth to the Deputy assistant as a temporary measure.

Political Agent, Rewakantha.

તે સમયે કચ્છના રાવશ્રી ખેંગારજી સવાઈ બહાદુર સગીર વયના હતા. કાઉન્સીલ ઓફ રીજન્સીના હાથમાં કારભાર હતો. તેમાં પોલિટિકલ એજન્ટ પ્રમુખ તરીકે બેસતા, ને સભાસદ તરીકે દીવાન અને રાવસાહેબના મામા જાલમસિંહ બેસતા. સ્વ. દીવાન બહાદુર મણીભાઈ

જસભાઈ તે વેળા કચ્છના દીવાન હતા. તેમને ને મેજર રીવ્સ સાહેબ, પોલિટિકલ એજન્ટને બન્યું નહીં. પરિણામે મણીભાઈ સાહેબને પોતાની જાથુની, વડોદરામાં (Native assistant) ની જગ્યાપર હઠવું પડેલું. રીવ્સ સાહેબને વહેમ હતો કે મણીભાઈ રાજમાતા નાનીબા તરફેણમાં રહી ખીલતી વયના રાવસાહેબને ઝાલી રાણી જોડે પરણાવી જાલમસિંહના ફંદામાં ફસેલા રાખવા માગે છે.

પોતાને કચ્છ જવાનો ખાસ શોખ ન હતો. ત્યાં જવાનો પ્રયાસ પણ તેમણે કર્યો ન હતો. ત્યાં જવાનો રસ્તો વિકટ ને મુલક ખટપટી ગણાતો હતો. પણ ઓદ્ધો ઊંચો તથા પગાર સારો હતો. લોકોપયોગી કાર્યો કરવાનો અનન્ય અવસર હતો. મારી માતુશ્રીને રાજ્ય દરબારમાં મહાલવાનો શોખ હતો. તેને કચ્છ જવાનો ઘણો જ ઉમંગ હતો.

વડોદરે થઈને કચ્છ જતા હતા તે વખતે મણીભાઈ પોતાને સ્ટેશન ઉપર મળેલા. કચ્છની બધી હકીકત કહેલી. પોતે એમને વચન આપેલું કે 'હું કાંઈ કોઈની ખોડ, ખામી કે છિદ્ર શોધવા કચ્છ જતો નથી. મેં કચ્છ જવા માટે જરા પણ કોશિશ કરી નથી. તેથી તમારે મારા ઉપર ને મારે તમારા ઉપર કાંઈ પણ વિરોધભાવ રાખવો જોઈએ નહિ.' કચ્છમાં આવ્યા તો રેવાકાંઠાથી વાતાવરણ જ જુદું. પોતે સીધો, જોરદાર માર્ગ પસંદ કરતા. એમના નાયબ દીવાન મી૦ ભાગવત અને મુલ્કીખાતાના ઉપરી પોતાના પુરાણા મિત્ર ખુશાલરાયભાઈ હતા.

મેજર રીવ્સ જિદ્દીલા, હોંસીલા, બાહોશ, આગ્રહી ને ગરમ તબિયતના પોલિટિકલ એજંટ હતા. કાઠિયાવાડમાં નોકરી કરી ચૂકેલા એટલે રાજખટપટનો એમને પૂરો અનુભવ હતો. કચ્છની પ્રજામાં કહેવાતું કે મરહૂમ રાવસાહેબ શ્રી પ્રાગમલ્લજી અવસાન સમયે કહી ગયેલા કે પોતાના પાટવી કુંવરનું લગ્ન ઝાલી રાણી જોડે કરવું નહીં.

રાજમાતા નાનીબા ઝાલા વંશનાં, બાહોશ, પણ માથાનાં ફરેલાં બાઈ હતાં. એમણે પ્રતિજ્ઞા લીધેલી કે પુત્રને પરણાવું તો મારા ઝાલાભાઈ જાલમસિંહની છોકરી વેરે જ! આથી મેજર રીવ્સ અને નાનીબા વચ્ચે અણબનાવ થયેલો, ને મણીભાઈ પર વહેમ આવેલો કે નાનીબાના મળતિયા છે. આથી તેમજ બીજા રાજ્યપ્રકરણી કારણોથી તેઓશ્રીને હઠવું પડેલું.

પોતે કહેતા કે "મારે દીવાનગીરી રાજાના હાથ નીચે રહી કદી કરવી ન હતી. રાવ સાહેબ ત્રણ વર્ષમાં ગાદી ઉપર બેસવાના હતા. તે જ દરમિયાન મારો ત્યાં રહેવાનો વિચાર હતો. મારે મુલકની ભલાઈ માટે જે કરવું હોય તે અનિયંત્રિત કરી શકું તેનો આ જ સમય હતો. નાનીબાએ પહેલેથી જ મારા ઉપર ભરોસો મૂકેલો નહિં, તેમ મેં પણ તેમને લેખવેલાં નહિ. આગળ જતાં તે એમ જ સમજવા લાગ્યાં કે મારે જ લીધે મણીભાઈને હઠવું પડ્યું. મેજર રીવ્સને મેં મદદ કરી ન હોત તો તેને શરણ આવવું પડત એવી એમની દૃઢ ખાતરી હતી. ખટપટ–ગુપચુપ–ચાલવા લાગી. જાલમસિંહે ખૂબ રૂપિયા વેરેલા ને કેમે કર્યાં મણીભાઈ પાછા આવે તે બાબતની કોશિશ કરેલી. મને એમ હતું કે ત્રણ વર્ષ લગી તેઓ ફતેહમંદ ના નીવડે તો ઠીક, કેમકે પછી જેવા રાવ સાહેબ ગાદીનશીન થયા કે હું મારે રસ્તે ને એઓશ્રી એમને રસ્તે.'

કચ્છમાં આવતાંની સાથેજ સપક્ષ પ્રધાનપદનો તરીકો પોતે દૂર કર્યો. સાંજના છ વાગતા લગી કે તેથીયે મોડે સુધી પોતે કામ કરતા; પછી થોડુંક ચાલતા ને ઘેર આવી કુટુંબમંડળમાં મગ્ન રહેતા. ઘેર ન કોઈની બેઠક થાય કે ન કાંઈ કાવત્રાં રચાય. ઘણાએ તેમ કરવા કોશિશ કરેલી; મણીભાઈ સાહેબનું ભૂંડું બોલવા આવેલા; પણ પોતે તેમને ધુત્કારી કાઢ્યા. "મારે ને મણીભાઈને કશો અણબનાવ નથી ને કોઈનું ભૂંડું સાંભળવા હું ઈચ્છતો નથી."

આ રાજ્યમાં રેવાકાંઠાથી નવીન જ અનુભવ હતો. મણીભાઈ જેવા મિલનસાર તબિયતના અમલદાર માટે કેટલાક લોક કૃતઘ્નતાથી બૂરું બોલે તો કોને માટે તે બુરાઈ ન કરી શકે? अत्यादरः शंकनीयः એનો અનુભવ થવા લાગ્યો. મુદ્રારાક્ષસમાં કહેલું છે તે જ પ્રમાણે પોતે કહેતા કે કૌટિલ્યના અનીતિપૂર્ણ નીતિવચનથી છાઈ ગયેલા આ મુલકમાં मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम्. કોઈનો ભરોસો ન થઈ શકે. ખુશામત કરવાની આદત પડી તો તેની સાથે જુઠાણું આવવાનું જ; ને અંદર કાંઈ, બહાર કાંઈ એમ લાગણી રહેવાની જ.

કરણઘેલામાં પ્રધાનપદના શિખરથી પડેલા માધવની બાબત પોતે જે લખ્યું છે, તેવો જ ખ્યાલ આ વેળા પોતાને આવેલો. "તેના જૂના મિત્ર, તેના સગા કહેવડાવનારા, તેના ઓળખાણમાં આબરૂ માનનારા, તેને બારણે રોજ જોડા ફાડનારા, તેને બાપજી બાપજી કહેનારા એ સઘળામાંથી કોઈ તેને ઘેર ફરક્યું નહીં. જેમ પાણી સુકાયા પછી માછલાં નાસી જાય છે, જુવાર કપાયા પછી હડિયા બીજે ઠેકાણે ઊડી જાય છે, તેમ તે લીલા વનના સૂડા, ઊગતા સુરજને પૂજનારા, આવતાના બોલબાલા તથા જતાનું મોં કાળું કહેનારા આ વખતે કોઈ માધવને ઘેર ફરક્યા જ નહીં." જ્યારે આ લખેલું ત્યારે એમ ખ્યાલ નહિ થયેલો કે આનો તાદૃશ અનુભવ કોઈવાર દૃષ્ટાદૃષ્ટ જોવા પ્રસંગ આવશે.

આ સમયે પોતાનું હૃદય પ્રફુલ્લ રહેતું. મિતાહારી, આનંદી, ઇશ્વર ઉપર શ્રદ્ધાળુ હોઈ પોતાની નિર્મળ રહેણીકરણી, આરોગ્ય કાયમ રાખે એવી હતી. પિસ્તાળીસ વર્ષની ઉમ્મર હોવા છતાં કામ કરવાની અદ્‌ભુત શક્તિ પોતાનામાં હતી. મુંબઈ સરકારના ચીફ સેક્રેટરી મી૦ ગોન સાહેબને મેજર રીવ્સ સાહેબે તા. ૭ મી જૂન ૧૮૮૧ ના રિપોર્ટમાં નીચે મુજબ લખેલું:—

"Rao Bahadur Nandshankar Tuljashankar, the

new Divan, is a protege of Mr. Hope's and his antecedents justify the expectation that his nomination will prove in the highest degree beneficial to the Province. Para 73. In all these matters, the Regency has received very great assistance from the experience, tact, energy, of R. B. Nandshankar, the present Diwan of Cutch, who by the laborious manner in which he works, the punctuality with which he hears appeals and petitions, the care he exhibits to do justice in every case brought to his notice, and the anxiety he displays to preserve all the ancient rights of the Durbar has given general satisfaction." [Letter of H. N. Reeves (Major) Political Agent Cutch, to Mr. C. Gonne dated 7-6-1881]'

અનુભવસિદ્ધતા, સમયોચિત વર્તનમાં કુશળતા, કાર્યદક્ષતા, નિયમિત આચરણ, સત્વર ન્યાય આપવાનો આગ્રહ અને પ્રજાના સુખની બાબત અહોનિશ કાળજી, આ ગુણો પોતાનામાં હમેશાં પ્રાધાન્યપદે રહેલા હતા. કોઈ પણ વ્યક્તિને માત્ર ખુશ કરવાને સારુ રાજ્યના હક્ક જવા દેવા, એ નિમકહરામી સમજી પોતે તે સારુ હમેશ લડત ચલાવતા, ને તેમ કરવાથી અંગ્રેજી અમલદારો રાજી થશે કે નહિ, તેની પરવા કરતા નહીં.

ઈ. સ. ૧૮૮૦-૮૧ ના કચ્છ સંસ્થાનના વાર્ષિક રિપોર્ટ ઉપર ગવરમેંટ ઠરાવ નંબર ૬૧૪૫, તારીખ ૧૬ મી ડિસેમ્બર ૧૮૮૧નો, નીચે પ્રમાણેનો લખાઈ આવ્યો :- 'The report of the new Dewan exhibits a well-ordered and satisfactory administration including many modern improvements

on the model of British Institutions but preserving on the whole the characterisics of a Native state Government. The Dewan evidently bestows great attention on public instruction as might be expected from his antecedents.

પ્લેટોએ 'રિપબ્લિક' નામના નિબંધમાં લખ્યું છે કે જો કોઈ પણ રીતે પ્રજ્ઞાશીલ વિદ્વાનને ઉપદેશોદ્યાનમાંથી પ્રવૃત્ત કરી રાજ્યકાર્યધુરંધર પદ સ્વીકારવાનો યત્ન સફળ નીવડે તો રાજ્યનું મહદ્ભાગ્ય સમજવું જોઈએ. અગ્નિમાં પ્રવેશ પામી જેમ સર્વ ધાતુઓ શુદ્ધ થાય છે, તેમ પ્રજ્ઞાના સ્પર્શથી સર્વ વિકારો સંસ્કાર-મય બની જાડ્યતાનો ત્યાગ કરે છે. અધ્યાપકના શાંત જીવનમાંથી પ્રવૃત્તિના વોહમાં હોપ સાહેબે નાંખેલા તે આજ કારણથી કે એવો પ્રજ્ઞા-પુખ્ત, સંસ્કાર પામેલો, અનુભવવાળો પુરુષ રાજકારભારમાં જોડાશે તો લોકનું કેટલું ભલું કરી શકશે! આથી સત્તર વર્ષનો અનુરાગ તોડાવી નવીન જીવનમાં પ્રવેશ કરવાની તેમણે ફરજ પાડેલી.

પણ પૂર્વકાળના સંસ્કાર કાંઈ ભુલાય છે? માત્ર બહારના દેખાવ ખાતર નહિ પણ દર હકીકત (ખરેખર) ફાયદો કરવાના હેતુથી જ પોતે જ્યાં ગયા ત્યાં કેળવણીનો ઉત્કર્ષ સાધેલો. સરકારી ઠરાવના છેલ્લા શબ્દ "as might be expected from his antecedents" આ ઉપદેશક જીવનને ઉદ્દેશીને જ લખાયેલા.

પોતાનો દૃઢ નિશ્ચય હતો કે અંગ્રેજી રાજ્યપદ્ધતિમાં ખરચ ઝાઝો થાય છે. અમલદારના પગારમાં વ્યય ભારે થાય છે. પોતે થોડા પણ સારા પગારના કારકુનો તથા અમલદારો રાખવાની તરફેણમાં હતા. આથી કેટલીક રીતે રાજ્યધુરંધરની સ્વેચ્છા મુજબ પ્રબળ ફેરફાર થવાનો ભય રહે છે તથા રાજ્યતંત્ર કેવળ એક-પુરુષાવલંબી બની જાય

છે. આમ થવાથી તે યંત્ર ઘાંચીની ઘાણી માફક એક જ ગતિએ ચાલ્યા કરતું નથી, પણ ડગલે ડગલે બાહોશ પ્રેરકની આવશ્યકતા રહે છે. છતાં પણ તે પૂર્વ પરંપરાની અમલદારીના વમળથી મુક્ત રહે છે. ચોર્યાશી ભવમાં ફરતાં ફરતાં છેક આખરે મોક્ષ મળે તો તે મોક્ષની લહેજત નિર્માલ્ય થઈ જાય, તેમ આ પરંપરાદ્વારા પર્યટન કર્યાં પછી અર્થની સિદ્ધિ થાય, તો પણ તે રુચિકર લાગતી નથી. આ અંગ્રેજી અમલદારોનો દોષ પોતે દૂર રાખ્યો. તેની સાથે દેશી રાજ્યનો દોષ–હરેક બાબતમાં અનિયંત્રિત સ્વૈરપણું અર્થાત્ સ્વેચ્છાધીન કાર્યકારીપણું પોતે દૂર કર્યું : ને ધુરિસ્થ પ્રેરકને પણ કાયદાના બંધનમાં જકડયો.

નીચલા વર્ગના અમલદારો માટે કાયદાની બંધી સંપૂર્ણ રીતે થવી જોઈએ; પણ હરેક ખાતાના ઉપરીને તો એટલો અખતિયાર આપવો જોઈએ કે, નવો પ્રસંગ પડ્યે તે પોતાની પ્રત્યુત્પન્ન મતિ વાપરવી ભૂલી જઈ રેંટિયા કાંતુ જેવો બની જાય નહી. દીવાનની ફરજ એ છે કે આ નાના અધિકારીઓ ઉપર નજર રાખવી ને એમને ઊંચા કાયદાના વર્તુલમાં રાખવા. તે જ પ્રમાણે ૧૮૮૧–૮૨ ના વાર્ષિક રિપોર્ટમાં કચ્છ દેશના રાજ્યકારભારના ઉપર તા૦ ૯ મી ઓકટોબર ૧૮૮૨ નો સરકારી ઠરાવ નીચે મુજબ લખાયેલો :–

The administration of Cutch in the year under report has been entirely satisfactory and reflects credit on the Political Agent, Col. Goodfellow and on the Diwan R. B. Nandshankar, whose careful and elaborate statement is now before the Government. ઈ. સ. ૧૮૮૨–૮૩ ના કચ્છ સંસ્થાનના વાર્ષિક રિપોર્ટ ઉપર તા૦ ૩૦ નવેમ્બર ૧૮૮૩નો સરકારી ઠરાવ નીચે પ્રમાણે હતો :–' In September 1882 the Council

of Administration took the place ol the Council of Regency in Cutch, H. H. the Rao being admitted to a share in the management of the state. The total income of the State was two lacs more than that of the year before, amounting to a gross aggregate of Rs. 1804050. There was an increment in the Land Revenue by Rs. 117803 and this was due to careful management and good harvests of cotton and grain. The total expenditure was Rs. 1368386 or Rs. 1372 less than in the previous year. Mandavi Bunder has been improved, good roads have been constructed and now remains the question of the establishment of good communication between Cutch and Kathiawad. Modified Penal Code and Criminal Procedure Code were introduced.

The abolition of certain import and export duties and revising others and the assimilation of weights and measures throughout the province are creditable to the administration. Education has made satisfactory progress. The attendance at the night-schools has improved and the Bhuj School of Art shows improvement both in efficiency and numbers. The Governor-in-Council is glad to bear testimony to the ability with which Mr. Nandshankar conducted the admini-

stration of the province and to the benefits to Cutch which have resulted from his careful and economic control over all the Departments of the State.

C. GONNE

Chief Secretary, Government of Bombay.

ટૂંકા અવસરમાં આટલાં ભગીરથ કામ આરંભેલાં પૂરાં કર્યાં. તુર્ગોના હાથમાં ફ્રાંસની ધુરા મૂકવામાં આવી ત્યારે તેણે કહેલું કે પ્રધાનનું જીવન ટૂંકું ને કામ ઘણાં તેથી જેટલું થાય તેટલું ગનીમત સમજી કરવાનું છે. ફિલિપ્સ સાહેબ તે વખત ત્યાંના પોલિટિકલ એજન્ટ હતા. રાજમાતા તરફથી બહુ આગ્રહ થયો કે "અમારે તો દીવાન મણીભાઈ જ જોઈએ." ફિલિપ સાહેબને કાંઈ જીદ ન હતી. તેથી એણે આ ભલામણનું સમર્થન કરી આગળ વધારી. સરકાર તરફથી જવાબ આવ્યો કે રાવ બહાદુર નંદશંકરને ત્રણ વર્ષની પકૂણ કરીને કચ્છ મોકલેલા તેથી જો તેઓને તે પહેલાં પાછા અસલ જગ્યા પર મોકલવામાં આવે તો નાણાનું એમને નુકસાન થાય.

સર જેમ્સ ફરગ્યુસન સાહેબ મુંબઈના ગવર્નર હતા, એમણે વિચાર્યું કે દેશી રાજાની મરજી વિરુદ્ધ વર્તન રાખવું યોગ્ય ગણાય નહીં; રાજતંત્રમાં હાથ ઘાલવો તે રાજ-તહનામાની વિરુદ્ધ ગણી જબરદસ્તીથી પોતાને કચ્છમાં રાખવાને સરકારે આગ્રહ કર્યો નહીં. તે છતાં પણ આટલી ભલામણ કરી કે પોતાને 'રાવ સાહેબ'ની સગીર અવસ્થા લગી કચ્છમાં રાખવા! નાનીબાનું અહીં વાગ્યું. તેઓ તો જરા પણ ડગ્યાં નહિ. અમારે તો મણીભાઈ જ જોઈએ. કર્નલ ફિલિપ્સની ભલામણ ઉપરથી દશ હજાર રૂપિયા નુકસાનીના પોતાને આપવા સરકારે મંજૂર કર્યા ને પોતાને રેવાકાંઠાના એસિસ્ટન્ટ પોલિટિકલ એજંટના પુરાણા ઓદ્ધાપર પાછા ફરવાનું ઠર્યું. રાજમાતાએ

નુકસાની આપવી કબૂલ રાખી. તેને ખાતરી હતી કે મણીભાઈ જ્યાં લગી નહિ આવે ત્યાં લગી પોતાના મમતની લગ્નરચના અમલમાં નહિ આવે. 'રાવ સાહેબ' તે વેળા કાઉન્સીલમાં બિરાજતા હતા, તેમની દ્વારા કહેવડાવ્યું કે નુકસાનીને બદલે રાવ બહાદુર દીવાન સાહેબની ઊંચા પ્રકારની નોકરી માટે દશ હજાર રૂપિયાનું ઇનામ આપવું વાજબી છે. આ ઉપરથી નીચેનો કચ્છ દરબારી ગેઝેટનો વધારો બહાર પાડવામાં આવ્યો.

## કચ્છ દરબારી ગેઝેટ

### કચ્છ રાજ્યપત્ર

**આષાઢ વદિ ૨ રવિવાર સંવત ૧૯૪૦. વિશેષ અંક–વધારો**

Notification.

Rao Bahadur Nandshankar Tuljashankar resigns his post of Diwan in favour of the former Diwan Rao Bahadur Manibhai Jasbhai who assumes charge from to-morrow. The President of the Council of administration cannot allow Rao Bahadur Nandshankar to leave the province without bidding him farewell publicly and expressing the high sense of the obligation the State is under to him for the successful manner in which he has administered its affairs during his tenure of office. As a mark of their appreciation of the good work done by him the Council of Administration, including His Highness the Rao, unanimously voted that 10000 Rs. should be presented to Rao Bahadur

Nandshankar on his leaving, and His Excellency the Governor has graciously recorded his approval of this gift. The name of Rao Bahadur Nandshankar will long be remembered by all classes in this province with respect and affection and in bidding him now farewell the Council of Administration feel assured that he will again soon occupy a position commensurate with his merits.

Bhuj, 31-7-1883.

A. M. PHILLIPS (Lt. Col).

કર્નલ ફિલિપ્સે નીચે પ્રમાણે લખ્યું.

President of the Council of Administration.

" I have much pleasure in reporting that he has aided me loyally and energetically in all measures of reform that have been introduced and that it is mainly due to his exertion that the Revenues of the State have increased in all departments.

12-7-1883.

A. M. PHILLIPS (Lt. Col.)
Ag. Pol. Agent.

ફિલિપ્સ સાહેબને માલૂમ હતું કે મારાં માતુશ્રીનો પ્રસૂતિનો સમય પાસે આવ્યો હતો, તેથી સરકારી કાગળ આવેલો તે બાબત એમણે નીચે મુજબ ખાનગી પત્ર લખ્યો હતો.

Confidential.

To Rao Bahadur Nandshankar Tuljashankar.

Diwan of Cutch. Camp Mandvi 10-4-1883.

Dear Sir,

I have communicated to you personally the contents of Government confidential Letter No. 1706 of 6th instant, and request you will be so good as to let me know on what date it will be convenient for you to hand over charge of your office to Mr. Manibhai Jasbhai.

You will bear in mind that *I am instructed by Government to inform you* of the necessity of terminating your tenure of office with all the consideration that is due to you. I am directed to make it clear to you and the Durbar that the concurrence of the Government to His Highness the Rao's wishes to see Mr. Manibhai reappointed in no way implies the belief that you are less fitted for the Dewanship; also that to the best of H. E.'s knowledge you have discharged your duties in a most efficient and creditable manner.

I remain,
Yours faithfully,
A. M. Phillips
Ag. P. A.

આનો ઉત્તર પોતે વાળેલો કે જુલાઈની આખરમાં હું ચાર્જ આપવાને તૈયાર થઈશ. રીવ્સ સાહેબના મમતે દીવાન બહાદુર મણીભાઈને હઠવું પડેલું. નાનીબાના મમતે પોતાને હઠવું પડ્યું. મણીભાઈ પાછા દીવાન થઈને આવ્યા. આ બેમાંથી એકે વ્યક્તિ ઉપર તેના ગુણદોષને લીધે પક્ષપાત કે વિરોધ નહિ હતો. માત્ર પોતપોતાનો કક્કો ખરો કરવાની બન્નેને મરજી હતી. પોતે તો કહેતા કે ત્યારપછી એક વર્ષથી વધારે કચ્છમાં રહેવું જ ન હતું. તે વર્ષના પગારનું નુકસાન સરકારના હુકમથી અપાયું. રીવ્સ સાહેબનો મત દેશી રાજ્યમાં જબરદસ્તીથી દખલ કરી સુધારો કરવાનો હતો. ફિલિપ સાહેબ તટસ્થ નીતિના અનુયાયી હતા. નાનીબા–રાજમાતા–ઈ. સ. ૧૮૮૩ ની ૨૮મી મેની રાત્રે ગુજરી ગયાં. પણ મરતાં પહેલાં એમના આત્માને આટલું સાંભળી સંતોષ થયેલો કે મણીભાઈને કચ્છ પાછા આવવા બાબત હુકમ થઈ ચૂક્યો છે.

જ્યારે પોતાને કચ્છનું દીવાનપદ મળ્યું ત્યારે એમના સંબંધી તથા મિત્રોએ કહ્યું કે દેશી રાજ્યમાં કારભાર કરતી વેળા મુખ્ય નાયકે પોતાનાં અંગનાં સંબંધી તથા વિશ્વાસુ મિત્રોને રાજ્યમાં પદવી આપવી, એ જ પ્રધાનપદની સાર્થકતાનું મુખ્ય સાધન છે. આ મત પોતાને માન્ય ન હતો. સપક્ષ કારભાર કોઈવાર લાભકારક તો ઘણીવાર હાનિકારક થઈ પડે છે. પોતાના મિત્રોને ઉત્તર આપ્યો કે હું કાંઈ વંશપરંપરા અથવા જીંદગી પર્યંત કચ્છનો દીવાન નિમાયો નથી. જ્યાં સુધી ‘મહારાવ’ સગીર વયના છે, જ્યાં સુધી બ્રિટિશ સરકારનો રાજ્યતંત્ર ઉપર અંકુશ છે ત્યાં સુધી જ મારે દીવાનગીરી માન્ય છે. પછી હું ભલો ને મારી સરકારી નોકરી ભલી. તે વખતે મારી સાથે મારા મિત્રોને પણ કચ્છથી ઉચાળા ભરવા પડે અને ઉપજીવિકાનાં બીજાં સાધનો શોધવાં પડે તે મને સારું લાગતું નથી. વળી તેમ કરવાથી જે રાજ્યમાં આપણે પ્રધાનપદ ઉપર જઈએ, તે રાજ્યના રહીશોને

પણ એક જાતનો અન્યાય કરીએ છીએ. તે રાજ્યના સ્થાયી નિવાસીઓ જેમનો રાજ્યના હિતમાં જન્મથી જ લાભ સમાયેલો હોય, તેમને બાજુ ઉપર મૂકી અન્ય સ્થળના વતનીઓ–જેનાં ગામમાં ઘર નહીં ને સીમમાં ખેતર નહીં–ને લાવી ગોઠવવા એ ન્યાય કહેવાય નહીં.

કચ્છ તે કચ્છીઓને માટે એ સિદ્ધાન્ત પોતાને માન્ય હતો. આથી પ્રજાવર્ગમાં પણ સંતોષ તથા ઉત્સાહ રહેતો. પોતાના વર્તનથી સિદ્ધ કરી દેખાડ્યું કે કારભાર યથાન્યાય ચલાવવામાં પ્રપંચ કેવળ નિરર્થક છે.

તે સમયે કચ્છમાં એવી માન્યતા હતી કે પ્રપંચ–ખટપટ તે તો રાજ્યકારભારની પ્રથમ શ્રેણી છે, પણ આ માન્યતા પોતે ખોટી ઠરાવી. દીવાનને બંગલે સાંજ–સવાર અમલદારો એકઠા થાય, ગુપ્ત મસલત ચલાવે, ખોટા ખોટા ગપાટાઓ મારે, એ સઘળો રિવાજ પોતે બંધ પાડ્યો. જેને કામ હોય તેણે બંગલે નહીં મળતાં દીવાનકચેરીમાં જ મળવાની પ્રથા પાડી. આથી હલકા અમલદારો, ચાડિયા, ચુગલીખોરોનું ચલણ ભાંગી પડ્યું.

પોતે સુરતથી ગયા ત્યારે પોતાની સાથે એક પણ અંગનું માણસ લઈ ગયેલા નહીં, તેથી જ્યારે કચ્છ આવ્યા અને હજૂર ઑફિસમાં કામ કરનારા અમલદારો પાછા હઠેલા દીવાનના વિશ્વાસપાત્ર માણસો જોયા ત્યારે પોતાને ચેતાવવામાં આવ્યા કે તેમનાથી સંભાળી વર્તવું, તેમને દૂર કરવા, પણ તેમ નહીં કરતાં તેમને જ હાથે કામ લેવા માંડ્યું અને પોતાની પ્રમાણિક તથા સીધી–દોર (straight forward) રાજ્યનીતિથી સિદ્ધ કરી આપ્યું કે જ્યાં આપણું વર્તન શુદ્ધ છે ત્યાં આસપાસનાં માણસો પ્રપંચી છે–ગુપ્તભેદુ–છાના છાના જાસૂસનું કાર્ય કરે છે–એવી શંકા અનુચિત છે. આ ઉદાર રાજનીતિથી અમલદારવર્ગમાં તેમ જ પ્રજાવર્ગમાં પોતાને માટે પ્રેમ તથા ઉપકારની વૃત્તિ ઉત્પન્ન થવા લાગી. આ સઘળાંની સાથે નિરભિમાન, એ પોતાનામાં મુખ્ય ગુણ હતો.

દીવાનપદ પ્રાપ્ત કર્યાથી કાંઈ અહંકાર કે અભિમાન આવેલું નહીં પણ મૂળ જે સરળ સ્વભાવ તે જ કાયમ રહેલો. કચ્છથી કામ પ્રસંગે કોઈવાર મુંબઈ આવવું થતું ત્યારે કચ્છના ધનાઢ્ય વ્યાપારીના વાલુકેશ્વરના બંગલામાં નહીં ઊતરતાં પોતાના પુરાણા શિષ્ય ભીમભાઈના કાવસજી પટેલના તળાવ પાસેના મકાનમાં રહેતા. સરકારના ચીફ સેક્રેટરીને મળવા જવું હોય કિંવા બીજે સ્થળે જવું હોય ત્યારે દમામમાં બે ઘોડાની ગાડીમાં બેસી, સાથે છડીદાર, જમાદારને રાખી નહીં જતાં માત્ર ભાડૂતી વિક્ટોરિયા ગાડીમાં બેસી જતા અને ઉપહાસમાં જ્યારે ભીમભાઈ કહેતા કે 'માસ્તર ! જરા છડીદાર પાસે નેકી પુકરાવી ભભકામાં ફરો' ત્યારે ઉત્તર આપતા કે ચોપદાર ને હવાલદાર કોના ? એ તો જ્યાં સુધી કચ્છમાં છીએ ત્યાં સુધીના છે ! નોકરીમાંથી નિવૃત્ત થયા એટલે એ કોઈ સાથે આવવાના છે ? સદાકાળ જે નીભે તે વર્તન રાખવું તેમાં જ શોભા છે ! અને આ સાદું વર્તન પોતાના નિવૃત્તિકાળમાં ડુમસના બંગલામાં રહેતા ત્યાં પણ કાયમ રહેલું.

મારો જન્મ કચ્છ સંસ્થાનના માંડવી બંદર મુકામે ઈ. સ. ૧૮૮૩ ના જૂન માસની ત્રીજી તારીખે થયો હતો. દરિયાને કિનારે મારી માતુશ્રી હવાફેર ગયેલી ત્યાં હું સાંપડેલો તેથી મારું ઉપનામ 'દરિયાલાલ' પડ્યું હતું. ઈ. સ. ૧૮૮૧ ના માહ મહિનામાં મારા જ્યેષ્ઠ બંધુ માર્કંડરાવનાં લગ્ન સુરત મુકામે કર્યાં હતાં. તે વેળા તેમની ઉંમર સત્તર વર્ષની હતી. મારા માતામહને આ લગ્ન કરવાની ઘણી હોંસ હતી. મારાં દૈવાધીન વૈધવ્ય પામેલાં મામીના કાકાની પુત્રી સાથે એમનાં લગ્ન થયાં. ધામધૂમ ખૂબ કરેલી. મારી માતુશ્રીએ લહાવો લેવો બાકી નહિ રાખેલો. ભાવનગરથી ગગાભાઈ વગેરે મારા માતામહના આમંત્રેલા આવેલા. પોતાની સાદાઈ, વિચક્ષણતા તથા કાર્યપરાયણતાને લીધે કાઠિયાવાડના પ્રધાન 'દાદા' ઘણા પ્રસન્ન થયેલા. પોતે પણ ગગાભાઈ સાહેબની અદ્ભુત સ્મરણશક્તિ, સ્પષ્ટ વક્તૃત્વ તથા

કાર્યદક્ષતા માટે ઘણાં વખાણ કરતા. 'એમણે જ અપક્ષ પ્રધાનપદું કરેલું,' એમ પોતે કહેતા.

ઈ. સ. ૧૮૮૩ ના તા૦ ૨ જી ઓગસ્ટને દિવસે ગોધરા મુકામે પોતાના પુરાણા ઓદ્ધાનો ચાર્જ લીધો.

Political Department,
Bombay Castle, 26-7-83.

Whether Rao Bahadur Nandshankar reverts to his position of Assistant Political Agent in Rewakantha on the 1 st prox or whether some other suitable post has been found for him ? આ પ્રમાણે રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ તરફથી લખાયેલું તેના ઉપર સરકારી ઠરાવ થયો. Resolution:-Rao Bahadur Nandshankar should for the present revert to his appointment of Assistant Political Agent in Rewakantha. It would however be very desirable to find some other suitable post for this officer. The Commissioners of Central and Northern Division should be reminded of the case.

કચ્છથી ચાર્જ આપી ગોધરા આવતાં રસ્તામાં ગોંડલ ઊતરેલા. ત્યાં મારાં માતુશ્રીના માસીના વર અને પોતાના બાળસ્નેહી રા. જયાશંકર લાલશંકર રાવળ એડમિનિસ્ટ્રેટર હતા. એમનો કારભાર ચોક્કસ, સંગીન ગણાતો. દેખાવ-દબદબો થોડો, પણ કરકસર ને પ્રજાની આબાદાની ભારે હતી. ભાવનગરના પોતાના મિત્ર કહેતા કે જયાશંકરનું પ્રધાનપદું સારું તો ખરું પણ જરા મીઠા વિનાનું-તેથી મોળું, લૂખું, તથા નીરસ ખરું ! અહિંથી ભાવનગર ગયેલા ને ગગાભાઈ, સામળભાઈ તથા મારા માસા વિઠ્ઠલભાઈનો સહવાસ થોડા દિવસ થયેલો.

કાઠિયાવાડની રાજ્યનીતિ જ જુદી. પોતે મશ્કરીમાં કહેતા કે એમને બુદ્ધિધન–નીતિ પસંદ, અમને તો વિદ્યાચતુરનો જ માર્ગ આદરણીય લાગે છે.

પંચમહાલના મેવાસમાં લગભગ એક સાલ ફરવાનું આવ્યું. મારી માતુશ્રી ઘણુંખરું સુરતમાં રહેતી ને પોતે 'ડિસ્ટ્રીક્ટ' માં ફરતા. તે સમયમાં ઇતિહાસો પાછા ફરી ફરી વાંચ્યા. 'ગેઝેટિયર' માં લખેલું હતું તેનો વિસ્તાર કરી તે લખાણ ગેઝેટિયરના વ્યવસ્થાપક ઉપર મોકલી આપ્યું. પોતે કહેતા કે 'મેડોઝ ટેલર'ની નવલકથાઓ મને પસંદ આવતી. એક એક દિવસમાં મેં 'સીતા'ને 'તારા' પૂરાં કરી નાંખેલાં. એટલામાં પોતાના પુરાણા મિત્ર રાવ સાહેબ મહીપતરામના વિદ્વાન પુત્ર રમણભાઈ ( હાલમાં ઓ. રાવ બહાદુર ) નાં લગ્ન આવ્યાં. પોતે સુરત આવ્યા પણ કમનસીબે કોલેરાની બીમારી લાગુ પડી. પ્રભુની કૃપાથી આરોગ્ય પુનઃ પ્રાપ્ત થયું. એક મહિનાની રજા લઈ પોતાના પુરાણા મિત્ર ડો. ડોસાભાઈના નદીના કિનારા ઉપર આવેલા મકાનમાં હવાફેર ગયેલા. આજ વખતથી પોતાને થયેલું કે નિવૃત્ત થાઉં ત્યારે શહેરની બહાર જ રહેવાની ત્રેવડ કરવી.

રાજપીપળાના તે વખતના રાજા ગંભીરસિંહજીનું રાજ્યતંત્ર અવ્યવસ્થિત થઈ ગયું હતું. લોકપર જુલમ ગુજરતો. તિજોરી ખાલી થઈ ગઈ હતી. લોકોને દાદ મળતી નહીં. રાજાજી સ્વચ્છંદે નવાં નવાં લગ્ન કરવામાં મશગૂલ રહેતા. આ અનાચાર બંધ પાડવા સરકાર વચમાં પડી ને રાજપીપળા સંસ્થાનમાં જોઈન્ટ એડમિનિસ્ટ્રેશન સ્થાપવાનો હુકમ થયો. તે રચનામાં પોતાને એસિસ્ટંટ એડમિનિસ્ટ્રેટર અને ચીફ રેવેન્યુ ઓફિસર તરીકે નાંદોદ જવાનો હુકમ મળ્યો. આ નવી પદવીનો ચાર્જ એમણે ઈ. સ. ૧૮૮૪ ની તા૦ ૨૮ મી ઓગસ્ટે લીધો.

ગોધરાના કલેક્ટર અને રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ મી૦ સ્પેન્સ સાહેબે પોતા માટે ૧૮૮૩–૮૪ના વાર્ષિક રિપોર્ટમાં લખેલું કે

'Mr. Nandshankar has carried on the duties with marked ability and there can be no doubt he is thrown away in such an appointment.

ચારે તરફ મુંબઈ સરકારનાં લખાણ ગયેલાં કે પોતાની બુદ્ધિ અને અનુભવને છાજે અને જ્યાં એમના પ્રયત્ન સંપૂર્ણ રીતે ઉપયોગી નીવડી સફળ થાય એવી જગ્યા શોધી કાઢવી જોઈએ. રાજાજી ગંભીરસિંહજી તથા મેજર સ્ટેસ સાહેબના સંયુક્ત કારભારના સ્તંભરૂપે પોતે નિયુક્ત થયા. અહીં કામ બહુ પડ્યું હતું. સાગબારા અને સરકાર વચ્ચેનો જંગલના સીમાડા બાબતનો ઝઘડો ગૂંચવણિયો અને અગત્યનો હતો. રાજાની તિજોરીમાં નાણાં લાવવાં, ગયેલી સાખ કાયમ કરવી, લોકોમાં ભરોસો પેદા કરવો—એ સહેલી વાત ન હતી. તે વેળા રાજપીપળાના અધિકારીવર્ગમાં સુરતના જાણીતા મોદી ખાનદાનના નબીરા ખાનબહાદુર જહાંગીરશાહ ન્યાયાધીશ હતા. સુરતવાસી જહાંગીરશાહ અરદેશર તાલેયારખાન (પોતાના જૂના મિત્ર શેઠ દીનશાજીના ભાઈ) પોલીસ સુપરિનટેન્ડેન્ટ હતા. નાંદોદમાં ૭ વર્ષ દરમિયાન કેટલી જાહોજલાલી પોતે દાખલ કરી તેથી કોણ અજાણ્યું છે?

અતિશય કામ કરવાથી પોતાની તબિયત ખરાબ થઈ ગઈ હતી. કોલેરાની દુષ્ટ બીમારી પછી પોતાનું શરીર કદી ભરાયું નહિ. સાથેલાગી આંખ નબળી થતી ગઈ. પોતે દૃઢ નિશ્ચય કરેલો કે પંચાવન વર્ષ પૂરાં થાય કે તરત પેન્શન લઈ નિવૃત્ત થવું. ઓરિએન્ટલ ટ્રાન્સલેટરની જગ્યા માટે ઉપરીઓએ ભલામણ કરેલી પણ પોતાને કશું માન્ય ન હતું. પોતે લખી મોકલ્યું કે હું વિરક્ત થવા ચાહું છું, માટે મારો પેન્શન માટે બંદોબસ્ત કરવો જોઈએ.

ઈ. સ. ૧૮૯૦ ના વૈશાખ માસમાં અમે નાંદોદ છોડી સુરત આવ્યાં. મારાં જનોઈ તથા મારી બંને બહેનોનાં લગ્ન થયાં. મારી

કાઠિયાવાડની રાજ્યનીતિ જ જુદી. પોતે મશ્કરીમાં કહેતા કે એમને બુદ્ધિધન–નીતિ પસંદ, અમને તો વિદ્યાચતુરનો જ માર્ગ આદરણીય લાગે છે.

પંચમહાલના મેવાસમાં લગભગ એક સાલ ફરવાનું આવ્યું. મારી માતુશ્રી ઘણુંખરું સુરતમાં રહેતી ને પોતે 'ડિસ્ટ્રીક્ટ'માં ફરતા. તે સમયમાં ઇતિહાસો પાછા ફરી ફરી વાંચ્યા. 'ગેઝેટિયર'માં લખેલું હતું તેનો વિસ્તાર કરી તે લખાણ ગેઝેટિયરના વ્યવસ્થાપક ઉપર મોકલી આપ્યું. પોતે કહેતા કે 'મેડોઝ ટેલર'ની નવલકથાઓ મને પસંદ આવતી. એક એક દિવસમાં મેં 'સીતા'ને 'તારા' પૂરાં કરી નાંખેલાં. એટલામાં પોતાના પુરાણા મિત્ર રાવ સાહેબ મહીપતરામના વિદ્વાન પુત્ર રમણભાઈ (હાલમાં ઓ. રાવ બહાદુર) નાં લગ્ન આવ્યાં. પોતે સુરત આવ્યા પણ કમનસીબે કોલેરાની બીમારી લાગુ પડી. પ્રભુની કૃપાથી આરોગ્ય પુનઃ પ્રાપ્ત થયું. એક મહિનાની રજા લઈ પોતાના પુરાણા મિત્ર ડૉ. ડોસાભાઈનો નદીના કિનારા ઉપર આવેલા મકાનમાં હવાફેર ગયેલા. આજ વખતથી પોતાને થયેલું કે નિવૃત્ત થાઉં ત્યારે શહેરની બહાર જ રહેવાની ત્રેવડ કરવી.

રાજપીપળાના તે વખતના રાજા ગંભીરસિંહજીનું રાજ્યતંત્ર અવ્યવસ્થિત થઈ ગયું હતું. લોકપર જુલમ ગુજરતો. તિજોરી ખાલી થઈ ગઈ હતી. લોકોને દાદ મળતી નહીં. રાજાજી સ્વચ્છંદે નવાં નવાં લગ્ન કરવામાં મશગૂલ રહેતા. આ અનાચાર બંધ પાડવા સરકાર વચમાં પડી ને રાજપીપળા સંસ્થાનમાં જોઈન્ટ એડમિનિસ્ટ્રેશન સ્થાપવાનો હુકમ થયો. તે રચનામાં પોતાને એસિસ્ટંટ એડમિનિસ્ટ્રેટર અને ચીફ રેવેન્યુ ઓફિસર તરીકે નાંદોદ જવાનો હુકમ મળ્યો. આ નવી પદવીનો ચાર્જ એમણે ઈ. સ. ૧૮૮૪ ની તા૦ ૨૮ મી ઓગસ્ટે લીધો.

ગોધરાના કલેક્ટર અને રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ મી૦ સ્પેન્સ સાહેબે પોતા માટે ૧૮૮૩–૮૪ના વાર્ષિક રિપોર્ટમાં લખેલું કે

અહીંના પોપટ બહુ મનોહર હોય છે. "શૂલપાણનો શુક રૂડા" આમ કહેણી છે તે ખોટી નથી. નર્મદાને કિનારે કિનારે અમે ખૂબ ફરેલા. પનાઈમાં જતા ને કિનારે પડાવ કરતા. આવી રીતે શુકદેવ, વ્યાસ, અનસૂયા, શુક્લતીર્થ, ચાંણોદ, કરનાળી વગેરે યાત્રાનાં સ્થાન જોયેલાં.

પોતાની કાર્યકુશળતા માટે એડમિનિસ્ટ્રેટરોનો શો અભિપ્રાય હતો તે દર્શાવવા નીચેના બે ફકરા ઉતારી આ પ્રકરણ સમાપ્ત કરું છું. મી૦ મેકાનોકીએ નીચે પ્રમાણે લખાણ કરેલું.

Extract from the administration report of the state of Rajpipla for 1886-87. Para 36.

In concluding my general survey of the revenue administration of the state, I must express my high sense of the valuable services of Rao Bahadur Nandshankar, Assistant to the Joint-Administration and Chief Revenue officer. His ability, his power of work, his carefulness and accuracy, his long experience, his zeal, his absolute sincerity of mind and purpose render him a tower of strength to the administration. I feel that no words of mine can add anything to the name and fame of a veteran officer who made long ago such a reputation for himself as Mr. Nandshankar, but it is my duty to acknowledge with cordial thanks the admirable way in which he performs his duties, the constant support and assistance he has given me and the many occasions on which I have been

બીજી બહેન અ. સૌ. સુલોચનાનાં લગ્ન રા. રા. વીરપ્રસાદ તાપીપ્રસાદ દેસાઈના વડા પુત્ર વેરે થયાં. ત્રીજી બહેન અ. સૌ. બહુવિદ્યાનાં લગ્ન રા. રા. હરિસુખરામ માણેકરામના વડા પુત્ર સાથે થયાં.

બંને વહેવાઈ પોતાના પુરાણા શિષ્યો હતા.

રા. વીરપ્રસાદ મુલ્કીખાતામાંથી મુંબઈની મ્યુનિસિપાલીટીમાં બદલાયા હતા ને તેમને એક હજાર ઉપરાંત પગાર મળતો હતો. એ બાહોશ તથા સુશીલ ગણાતા અને પોતા ઉપર પૂજ્યભાવ પણ વિશેષ રાખતા. મને ઠીક યાદ છે કે વૃદ્ધાવસ્થાને લીધે ને આંખની નબળાઈને લીધે એકલા જવાને અશક્તિમાન હોવા છતાં ઈ.સ. ૧૮૯૫ માં જ્યારે વીરપ્રસાદજીનો કાળ થયો ત્યારે પોતે પાયદલ અવલમંજલે ગયેલા.

હરિસુખરામજી પોતાના પુરાણા મિત્ર માકુભાઈના એકાકી પુત્ર હતા. તેઓ મુનસફ હતા. થોડા બોલા–શાંત સ્વભાવના–આ સાધુ પુરુષ ઈ. સ. ૧૯૦૨ માં મરણ પામ્યા. આ બંને પુરુષના મોં ઉપર જે બુદ્ધિનો લખલખાટ હતો તે આજે કોણ જાણે ક્યાં ન્યાતમાંથી ચાલ્યો ગયો છે ?

નાંદોદના સુખી જીવનના ભણકારા હજુ પડે છે. અમે 'કેમ્પ'માં પોતા સાથે ઝાઝું ફરતા. પોતાને તો કામનું કામ જ. અમારે તો મજા. શૂલપાણ ગયેલાં ત્યારે મારા બન્ને જ્યેષ્ઠ બંધુ પણ સાથે હતા. પોતાનો તરવાનો પુરાણો શોખ જાગૃત થયેલો ને મોખડીના ધોધ આગળ અમે બધાંએ ખૂબ મજા કરેલી.

અહીં વાયકા ચાલે છે કે એક બ્રાહ્મણ ભમતો ફરે છે, તેને માથે ઘા છે, તેના ઉપર માખો બણબણ્યા કરે છે, ભીલ લોકો તેને દેખે છે ને કહે છે કે તે અશ્વત્થામા છે. ઘણીવાર બણબણતી માખી જોઈ ભીલ બોલતા કે આ પેલો તે ! પણ સંસ્કૃતિમય દૃષ્ટિને તો તે મૂર્તિ અદૃશ્ય જ રહેતી.

good of the State. His experience, ability and capacity for work and his sound advice have always been of the greatest value to me. His kindly presence will long be rememberd with affection by the people of Rajpipla.

A. SHEWAN I. C. S.
Administrator, Rajpipla State.

જ્યારે આ ચિત્ર આલેખવાનો મેં નિશ્ચય કર્યો ત્યારે શ્યુઅન સાહેબને મેં એમના સ્મરણપટમાંની કંઈક રેખાઓ ( reminiscenes ) મોકલવા વિનંતી કીધી હતી. તેના ઉત્તરમાં તેઓ નીચે મુજબ લખે છે :

St. Andrews, Fife, Scotland.
14th September 1913.

Dear Mr. Mehta,

It is now nearly indeed, when I think, twenty years since I parted from your father on his retirement from Rajpipla and I fear my memory has become somewhat dim as to particulars of the excellent work which he did for that State. But I have never forgotten what a sense of security, his great knowledge of Gujarat revenue practice gave to me who was a Deccani. The regeneration of the revenue system ( so to call it ) of Rajpipla was his work. A good deal of it was done before I joined. But I well remember his report on the settlement of the alienations. It was a most valuable document and if my memory serves me true the proposals were adopted by

indebted to him for his advice. His annual report is a model of excellence, distinguished ability, minute mastery of details, and broad grasp of general principles and forms a most interesting resume of the conditions and resources of the State.

31-5-1887

A. F. MACONOCHIE (I, C. S.)
Joint Administrator, Rajpipla State.

મી. મેકોનોકીના ગયા બાદ મી. શ્યુઅન સાહેબ આવ્યા. ધર્મચુસ્ત, તથા ગ્રીક સાહિત્યના ઉત્કૃષ્ટ અભ્યાસી હોવાને લીધે પોતાના વિદ્યાવિલાસી સાત્વિક જીવન માટે ઊંચા ભાવની લાગણી હતી. મી. શ્યુઅન સાહેબે પોતાના કામ બાબત નીચે મુજબ અભિપ્રાય દર્શાવેલો.

Extract of part para 149 of the Rajpipla State administration report for the year ending 31-3-89.

" The assistant administrator's tour was broken by leave rendered necessary by the state of his eyes. The Rao Bahadur informs me that he intends to retire from Government Service in the course of a few months. He has been associated with the work of this administration since its establishment and successive officers have certified to the zeal and sincerity of purpose with which he has laboured for the

પ્રાપ્ત કરવા શક્તિમાન થયેલા. પોતાની કામ કરવાની શક્તિ, પ્રજાપરાયણતા, સંગીન વિચારો, કાર્યદક્ષતા, અને સુશીલતાએ બધાંનાં મન હરી લીધાં હતાં. નાગરોમાં રાજ્યતંત્ર ચલાવવાની–હકૂમત ચલાવવાની –શક્તિ માતાના દૂધની સાથે આવે છે એ પોતે યથાર્થ કરી દેખાડ્યું. પણ આ ઉચ્ચ પ્રકારની શક્તિ, ઉત્કૃષ્ટ રીતે કોઈનામાં પ્રાદુર્ભાવ પામી હોય તો તે ઓગણીસમા સૈકામાં ગગાભાઈમાં, મણીભાઈમાં તથા પોતાનામાં હતી એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ ગણાશે નહીં.

હિન્દના ‘દાદા’એ ઈ. સ. ૧૮૮૦ ની ૨૦ મી ઑગસ્ટે કાઠિયાવાડના ‘દાદા’ ગગાભાઈ પર એક પત્ર નીચે મુજબનો લખેલો : ‘My view is and has been all along, as you are aware, that every Native State, if administered carefully and honestly, should share a far greater degree of prosperity than British Province can ever attain. Everything is in favour of the Native States.

પોતાનો પણ આ દૃઢ નિશ્ચય હતો. આપણું કાર્યકુશળપણું નાટ ન થાય, કટાઈ ન જાય તે માટે દેશી રાજ્યની રંગભૂમિ ઘણી ઉપયોગી છે. દેશી રાજ્યપદ્ધતિ ઓછા ખર્ચે ચલાવી શકાય. એમાં અમલદારોની આટલી સોપાન–પરંપરા રાખવાની જરૂર રહેતી નથી. દેશી હકૂમત સહૃદય હોય છે. જોડો ક્યાં ડંખે છે એ ચિકિત્સા કરવી દેશીઓને સહજ છે. પણ અંગ્રેજી અમલદારોથી આટલું તો જરૂર ગ્રહણ કરવાનું કે ફરજને મોટી સમજી પૂજવાની; સ્વૈરપણાને નદીના પોકની માફક નિયંત્રિત રાખવું, ઉચ્છૃંખલ થાય તો પાયમાલી ! સિફારસ દાબી નાંખવી, ગુણને આગળ પાડવો, ખુશામતને આગ લગાડવી ને સપક્ષ પ્રધાનપદું દૂર કરવું. આટલી વાત સધાઈ તો દેશી રાજ્ય જેવું સુખ ક્યાંય નથી.

Government *en bloc.* But it was not merely his great knowledge and experience that rendered him so valuable an assistant. Added to this were great soundness of judgment and an influence with the people which was remarkable and unfailing. His industry and uprightness and single eye to the welfare of the State had won their confidence from the first. To me, it was more than half the battle to have such an authority to depend on. His retirement was a great loss to the State and to me personally but the work was done, one might say, before he left or at least he had laid foundations on which others could build. I imagine the name of Nandshankar Tuljashankar has not been forgotten in Rajpipla by those who were cognisant of his worth and are still alive. I myself remember with gratitude the wise adviser and valued friend. I had the good fortune to be associated in India with many native officers, my connection with whom it is a pleasure to recall. None of them has retained a higher place in my regard than your father.

We, that is Mrs. Shewan and I, remember your mother well. I am glad to hear your father has a son in the Civil Service and we wish you all success in it.

Yours sincerely,
(Sd) A. SHEWAN

ઉપર જણાવ્યા મુજબ પોતે જ્યાં ગયા ત્યાં લોકો તેમજ સરકાર તરફથી સંપૂર્ણ માન, ઇજ્જત, હેત, પ્રીતિ અને સામાન્ય પૂજ્યભાવ

આ ઇતિહાસને અનુસરતું, કવિત્વશક્તિથી મનોરંજક થયેલું, ચિરસ્થાયી પુસ્તક છે. પેલાં તો પ્રસંગને માટે લખાયેલાં, પ્રસંગને અભાવે નિર્માલ્ય ગણાયાં છે. ગુજરાતી ભાષા જ્યાં લગી બોલાતી વંચાતી રહેશે ત્યાં લગી કરણઘેલો તો લોકમાં પ્રિય રહેવાનો જ.

પોતે અંગ્રેજીશાળાના મુખ્ય અધ્યાપક હતા ત્યારે ઉપલી સૂચના થયેલી. ઉંમર તે વેળા ત્રીશ વર્ષની હતી. અંગ્રેજી નવલકથાઓ પોતે સારી રીતે વાંચી હતી. ઇતિહાસ પર તો અથાગ પ્રીતિ હતી. અને "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ" એ કવિત્વશક્તિએ કરીને ભૂતકાળને વર્તમાનકાળમાં વસતા વાચકવર્ગ સંમુખ તાદૃશ ખડો કરવો એ ઉત્કૃષ્ટ ઐતિહાસિક નવલકથાકારનું કર્તવ્ય સમજી, પોતે છપાયેલી તવારીખો તથા દંતકથાઓના રસપૂર્ણ અધ્યયનમાં ન્યૂનતા રાખી ન હતી.

પોતે કહેતા કે "એક જમાનો અસ્ત પામતો, બીજો ઉદયગિરિ ઉપર ડોલતો. મગરૂબીનો માર–વ્યભિચારની હાર; ધર્મનો જય, પાપનો ક્ષય –આનો ચિતાર આલેખવા ઉચિત ઐતિહાસિક સમય પસંદ કરવાની મારી ઇચ્છા હતી." "લાસ્ટ ઓફ ધી બેરન્સ" "લાસ્ટ ડેઝ ઓફ પોમ્પિયાઈ" "લાસ્ટ ઓફ ધી ટ્રિબ્યૂન્સ" વગેરે લિટનની નવલકથાઓમાં પણ આવો જ નાટ્યકૃતિને ઉચિત અવસર પસંદ કરવામાં આવેલો.

પોતાને ત્રણ અવસર બહુ યોગ્ય લાગેલા; ચાંપાનેરની પડતી, સોમનાથનો નાશ, અને ગુજરાત ઉપર અલાઉદ્દીનની ચઢાઈ. આ ત્રણે વિષય ગુજરાતને લગતા હતા. ચાંપાનેરના વિષયમાં માતાનો કોપ આગળ પડતો આવતો પણ તે અણઘટતો કોપ હતો: કરણઘેલામાં સતીનો કોપ આવે છે પણ તે ઘટતો. સોમનાથની બાબતમાં તો ભીમદેવે પાછી પાની એવી કરેલી કે રજપૂતનું ચિત્ર તાદૃશ કાઢી ન શકાય. માધવની દંતકથા માન્ય થઈ ને પોતે વાર્તા લખવા માંડી.

# પ્રકરણ ચોથું

## મધ્યાહ્ન-ભાગ ત્રીજો

કરણઘેલાની વ્યુત્પત્તિ તે પુસ્તકની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં પોતે નીચેના સાદા શબ્દોમાં આપી છે. "આ પ્રાંતના ઘણાખરા લોકોને ગુજરાતી કવિતામાં લખેલી વાર્તાઓ વાંચવાનો ઘણો શોખ છે, પણ હજી સુધી એવી વાર્તાઓ ગદ્યમાં લખાયેલી ગુજરાતી ભાષામાં ઘણીજ થોડી છે, અને જે છે તે લોકોમાં પ્રસિદ્ધ નથી. આ ખોટ પૂરી પાડવાને તથા અંગ્રેજી ગાથા તથા વાર્તાના જેવાં ગુજરાતીમાં પુસ્તકો તૈયાર કરાવવાને આ પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મહેરબાન રસલ સાહેબે મારી આગળ પોતાની મરજી જણાવી તથા એવી એક વાર્તા બનાવવાને તે સાહેબે મને કહ્યું. તે ઉપરથી આ પુસ્તક મેં આશરે ત્રણ વર્ષ ઉપર રચ્યું."

ઉત્તર હિંદુસ્તાનમાં અંગ્રેજ લોકનો પગપેસારો કાયમ થયો એટલે અંતર્દેશીય ભાષાના અભ્યાસ માટે પુસ્તકોની ન્યૂનતા જણાઈ. મૌલવી અને પંડિતોને ગદ્યમાં અને પદ્યમાં પુસ્તકો લખવાનું કહેવામાં આવ્યું. પ્રેમસાગર, તોતા કહાણી, બાગોબહાર વગેરે પુસ્તકો આ હુકમને અનુસરી લખાયાં.

"આવી જાતનું પુસ્તક ગુજરાતીમાં પહેલું જ છે" એમ પોતે લખે છે, છતાં ઉપલી ગણાવેલી ઉર્દુ અને હિંદી કિતાબો કરતાં કરણઘેલો કેટલો ચઢિયાતો છે તે વાંચનારને સહજ માલૂમ પડ્યું હશે. આ તો સાહિત્યનું પુસ્તક છે; પેલાં તો કિસ્સા, ટપ્પા, પુરાણની શૈલીનાં છે.

and to request that you will return the copy of your work called Karan Ghelo with the least possible delay as a new edition of it is required.

I have the honour to be,
Dear Sir,
Your most obedient servant,
(Sd) K. M. Chatfield
Director, Public Instruction.

પોતે તેનો જવાબ લખ્યો કે 'I have forwarded by Book Post the Copy of my book called Karan Ghelo, sent to me by Rao Saheb Mahipatram Rupram.'

સરકાર તરફથી કહેવામાં આવ્યું કે ભૂતપ્રેત વગેરેના જે ફકરા કરણઘેલામાં છે તે દૂર કરવા જોઈએ ત્યારે શાળોપયોગી પુસ્તક તરીકે સરકાર એને છપાવે. પોતે સાફ ના પાડી કે હું કાંઈ કાપકૂપ કરવાનું દુરસ્ત ધારતો નથી. મે. જાઈલ્સ સાહેબે, મે. ચેટફીલ્ડ સાહેબને ભલામણ કરી કે આ પુસ્તકના સ્વામિત્વના અધિકારો પાછા ગ્રંથકર્તાને સ્વાધીન કરવા. આ સૂચનાનો અમલ થયો ને ત્યારબાદ પોતા તરફથી જ આ ગ્રંથ છપાયો.

મારા બંધુ રા. માર્કંડરાવે ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં લખ્યું છે કે: "ગ્રંથકારે ત્રણ વિષય ઉપર લક્ષ આપવું જોઈએ. ભાવ ઘણો મહાન તથા ગંભીર; આશય ઉચ્ચ તથા શ્રેષ્ઠ; અને વિષય યાને વસ્તુ વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી રાખવાં જોઈએ." આ લક્ષ્ય નજરમાં રાખી હું કરણઘેલાનું કાંઈક આસ્વાદન કરાવું છું.

પોતે કહેતા કે લખતાં લખતાં વિચાર એટલા ઊભરાતા કે હું ઘણીવાર અટકી જતો. કદાચિત જ મારે છેકવું પડતું. સવારે, સાંજે હું લખતો તથા બપોરે શાળામાં જતો. મારી માતુશ્રી કહે છે કે "ઘરમાં એક લીંપેલી કોઠી હતી તેમાં લખેલાં કાગળિયાં રાખતા; જમીન ઉપર બેસી ઘૂંટણ ઉપર કાગળ મૂકી સડસડાટ લખ્યા જતા; ન મળે મેજ કે ન મળે ખુરશી, પોતે ભલા ને પોતાની ચટાઈ ભલી. લખવામાં એટલા તલ્લીન થઈ જતા કે શાળામાં જવાનો વખત થઈ જતો ત્યારે મારે ઉપર આવીને પોતાને ધૂનમાંથી જગાડવા પડતા. પોતાનું લખેલું મિત્રોમાં વાંચી સંભળાવતા ને આગળ લખતા."

પોતાને છટાદાર વાચવાનું, વંચાવવાનું બહુ પસંદ હતું તેથી પોતાને મેં કદી વાંચતા સાંભળ્યા તો ન હતા, પણ કરણઘેલાને જુસ્સા –છટાથી વાંચનારને માલૂમ પડયું હશે કે લખનારથી લખતાં લખતાં શબ્દોનું સ્પષ્ટ ને ઊંચેથી ઉચ્ચારણ થઈ ગયું હશે, કેમકે શબ્દ અર્થને અનુસરીને જ કોમળ કે કઠોર મુકાયા છે.

પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૮૬૮ માં સરકારી ખર્ચે છપાઈ. બીજી આવૃત્તિ ઈ. સ. ૧૮૭૧ માં છપાઈ. પુસ્તક છાપી પ્રસિદ્ધ કરવાના સર્વ હક્ક સરકારને સ્વાધીન કીધા હતા, ને તે માટે પોતાને કાંઈક થોડી રકમ પણ મળી હતી. ઈ. સ. ૧૮૮૨ ની એકવીશમી ફેબ્રુઆરીએ પૂણાની કેળવણીખાતાની ઓફિસમાંથી નીચે પ્રમાણે પત્ર પોતાના ઉપર આવ્યો.

Poona.

To Nandshankar Tuljashankar Esq.
Lunawada.

Dear Sir,

I have the honour to draw your attention to this office No. 470 dated 27th April 1881

પોતપોતાના હક્કનો ખ્યાલ વધે, સામાન્ય ફરજનો ખ્યાલ કમ થાય, ત્યાં દુર્દશા દાખલ થવાની જ.

એટલામાં આપણે કરણને રંગભૂમિ ઉપર આવતો જોઈએ છીએ. પોતાના સ્વભાવને અનુસરી આત્મનિરીક્ષણ કાજ તે નગરચર્યા જોવાને નીકળે છે. વંત્રીઓની મુલાકાત થાય છે, તેમને બહાદુરીથી દબાવી દે છે, ત્યારે તે વરદાન આપે છે : "હે રાજા! બાયડીથી બહુ સંભાળીને ચાલવું અને તેઓ સાથે જેમ બને તેમ થોડો સંબંધ રાખવો." પોતાનું ભવિષ્ય પૂછનારને ભવિષ્યદર્શી ડાકણો તરફથી ઉપલો જવાબ મળ્યો.

આપણામાં એવી માન્યતા છે કે હરેક જણની ભાગ્યદેવી ઓળા માફક તેની પૂઠે લાગેલી જ રહે છે. રાજાની પૂઠે પણ કુળદેવી હોય છે. તે રાજાના સુખમાં રાચે છે, દુઃખમાં દુભાય છે. સિદ્ધરાજ જયસિંહનો મરણ-અવસર પાસે આવેલો જોઈ તેની કુળદેવી રોવા લાગેલી. સ્કોટલાંડ દેશમાં હજુ સુધી આ બાબત મેં સંપૂર્ણ શ્રદ્ધા જોઈ છે, ને હરેક ખાનદાનની એક દેવી "બેનશી" નામે હોય છે, જે તેના દુઃખની × પેશીનગોઈ કરવા હમેશ તત્પર રહે છે. પોતે કહેતા કે આ ડાકણો તે કરણની કુળદેવીઓ જ હતી ને તેમણે ભવિષ્ય બાબત એને સૂચના આપેલી. "તારી નાડ અમે જોઈ, તને આ જ દરદ છે, સાવચેત રહેજે!" મહાન કવિ શેક્સપિયરના 'મેકબેથ' નાટકમાં પણ આ જ જાતની પેશીનગોઈ અપાઈ છે. 'બેંકો' પેલી ત્રણ ડાકણને પૂછે છે:

If you can look into the seeds of time, and say which grain will grow and which will not, speak then to me.

---

× ભવિષ્યકથન.

વસ્તુનું સંકલન થતાં જમાનાની બાબત પહેલો ઇશારો વિજયાદત્તના મોંએથી આવે છે. માધવે પૂછ્યું, "ગોર મહારાજ! હવન સારી પેઠે તો કીધો છે? કાંઈ ગડબડગોટા તો વાળ્યા નથી?" તેના જવાબમાં વૃદ્ધ પુરોહિત કહે છે: "આવાં વચન તમારા મોંમાંથી નીકળેલાં સાંભળીને મને ઘણું આશ્ચર્ય લાગે છે. તમારી મતિ કાંઈ બદલાઈ હોય એમ મને લાગે છે; અને જ્યારે આપ જેવા પુરુષની મતિ બદલાઈ ત્યારે આગળ કાળ કેવો આવશે તેનો મોટો ભય રહે છે."

આપણામાં સામાન્ય માનવું છે કે જ્યારે કુટુંબની પડતી આવવાની હોય ત્યારે ઘરનાની મતિ બદલાય છે, શ્રદ્ધા ઓછી થાય છે, ભરોસો ટળે છે. ખુદગરઝી (સ્વાર્થબુદ્ધિ) વધે છે, સ્વાર્થ પ્રકટે છે. તે જ પ્રમાણે રાજા અને પ્રધાનની મતિ બદલાઈ, તેમાં ભરોસો કમ થયો, સ્વાર્થ વધ્યો ને બીજા પોતાના સ્વાર્થમાં ડૂબતા જાય છે એ ખ્યાલ વધ્યો. આ સ્થિતિને પરિણામે પડતી આવવાની, અધોગતિ થવાની! રાજા અને પ્રજા એ બંનેમાંથી ભક્તિ ઊઠી ગઈ. પરમેશ્વર ન કરે પણ રાજ્યની ખરાબી એ પાપને લીધે થશે."

આ પ્રમાણે આપણે ડહોળાયેલાં વાતાવરણમાં પહેલે દહાડેથી જ પ્રવેશ કરીએ છીએ. "Times are out of joint" નું ભાન થાય છે. જ્યારે ખલીફ઼ ઓમરે (અલ ફ઼ારૂક) કદીસિયાની હાર બાદ ઇરાનનું રાજ્ય સર કર્યું ત્યારે યઝદેઝર્દની પોતાની હાલત, એની પ્રજાની હાલત, આવી જ હતી. 'પોમ્પીઆઈ' જ્યારે દટાયું ત્યારે 'આરએસીસ'ના ફંદામાં ફસેલા રોમન લોક આવા જ સ્વાર્થી અને શ્રદ્ધારહિત બન્યા હતા. ખેડૂત અને વ્યાપારી વર્ગના અગ્રગામીઓના સંભાષણથી એ ખ્યાલ સાબિત થાય છે કે જો કે ગુજરાતમાં જાહોજલાલી હતી, વૈભવ ઊભરાતો હતો, છતાં સ્વાર્થ વધ્યો હતો, ને રાજાપ્રજા તરફની ફરજ ભૂલી વ્યક્તિ પોતાના જ +કમબેશ ફાયદાની વાત કરતી. જ્યાં

+ થોડાઘણા.

પોતપોતાના હક્કનો ખ્યાલ વધે, સામાન્ય ફરજનો ખ્યાલ કમ થાય, ત્યાં દુર્દશા દાખલ થવાની જ.

એટલામાં આપણે કરણને રંગભૂમિ ઉપર આવતો જોઈએ છીએ. પોતાના સ્વભાવને અનુસરી આત્મનિરીક્ષણ કાજ તે નગરચર્યા જોવાને નીકળે છે. વંત્રીઓની મુલાકાત થાય છે, તેમને બહાદુરીથી દબાવી દે છે, ત્યારે તે વરદાન આપે છે : "હે રાજા! બાયડીથી બહુ સંભાળીને ચાલવું અને તેઓ સાથે જેમ બને તેમ થોડો સંબંધ રાખવો." પોતાનું ભવિષ્ય પૂછનારને ભવિષ્યદર્શી ડાકણો તરફથી ઉપલો જવાબ મળ્યો.

આપણામાં એવી માન્યતા છે કે હરેક જણની ભાગ્યદેવી ઓળા માફક તેની પૂઠે લાગેલી જ રહે છે. રાજાની પૂઠે પણ કુળદેવી હોય છે. તે રાજાના સુખમાં રાચે છે, દુઃખમાં દુભાય છે. સિદ્ધરાજ જયસિંહનો મરણ-અવસર પાસે આવેલો જોઈ તેની કુળદેવી રોવા લાગેલી. સ્કોટલાંડ દેશમાં હજુ સુધી આ બાબત મેં સંપૂર્ણ શ્રદ્ધા જોઈ છે, ને હરેક ખાનદાનની એક દેવી "બેનશી" નામે હોય છે, જે તેના દુઃખની × પેશીનગોઈ કરવા હમેશ તત્પર રહે છે. પોતે કહેતા કે આ ડાકણો તે કરણની કુળદેવીઓ જ હતી ને તેમણે ભવિષ્ય બાબત એને સૂચના આપેલી. "તારી નાડ અમે જોઈ, તને આ જ દરદ છે, સાવચેત રહેજે!" મહાન કવિ શેક્સપિયરના 'મેકબેથ' નાટકમાં પણ આ જ જાતની પેશીનગોઈ અપાઈ છે. 'બેંક્વો' પેલી ત્રણ ડાકણને પૂછે છે:

If you can look into the seeds of time, and say which grain will grow and which will not, speak then to me.

---

× ભવિષ્યકથન.

1st Witch: Lesser than Macbeth and greater.
2nd Witch: Not so happy, yet much happier.
3rd Witch : Thou shalt get Kings, though thou be none.

ચંચળ મન પર છાપ વહેલી પડે છે એ ન્યાયે "બાદશાહ થવાનો" આ શબ્દ જ મેકબેથને કાને પડતાં સાધ્યને ઉદ્દેશી પોતાની પ્રવૃત્તિ પ્રેરે છે. પણ બાદશાહ થઈ સુખી નથી થવાનો; તારા વંશજો તારા પછી રાજ્ય નહીં કરે; આ વેણ મેકબેથે સાંભળ્યું પણ ગણકાર્યું નહિ. આપણે પહેલેથી જાણીએ છીએ કે મેકબેથ ડન્કન રાજાને મારી રાજા થવાનો; દુઃખી થવાનો; માર્યો જવાનો; છતાં પુરુષ–પ્રયત્નથી તે ભવિષ્ય વારી શકે એમ છે. તે જાણે છે કે અનર્થ થશે; છતાં અનર્થથી દૂર નથી રહેતો. તે જ પ્રમાણે કરણ રાજા પોતાને મહેલે કોળારાણી જેવી આરસની પ્રતિમા, ફુલારાણી જેવી અપ્સરા, શાંત અને પ્રગલ્ભ સૌંદર્યની મૂર્તિઓ છે તે જાણ્યા છતાં રૂપસુંદરીના કુંપળસમ ખીલતા સૌંદર્ય ઉપર તે ઘેલો થાય છે. એ જાણે છે કે નાગર શૂરવીર હોય છે, ને વૈરભાવમાં ઊણા હોતા નથી છતાં પણ તે નાગના મસ્તક પરનો મણિ લેવા તલપે છે, ધાય છે, ને નાગનો શિરચ્છેદ કરી મણિ ગ્રહે છે. પણ તે શા કામનું ? તે તો નાગની ફેણ ઉપર હોય ત્યારે જ મણિ જેવો ઝગઝગે, નહિ તો સામાન્ય ચામડું. તેમ રૂપસુંદરી ઉપરથી ગે તેનો મોહ ઊતર્યો. નાગનો છેદ કર્યો, તેમાંથી નીકળેલું રુધિર તે જ્યાં ત્યાં જોવા લાગ્યો. એક નાગમાંથી હજાર નાગ પેદા થઈ તેને બીવરાવવા લાગ્યા. વળી માધવના હૃદયાંગણમાં વેરદેવી સ્થાપિત થઈ. પછી તો એક તરફ પશ્ચાત્તાપનો ધુંધવાતો ધુમાડો, બીજી તરફ વેરની વિષમયી આગ. પ્રત્યેક વસ્તુ માધવને વેર લેવાનું સૂચવવા લાગી.

જ્યારે કેશવ મરાયો, ગુણસુંદરી સતી થવા ચાલી ત્યારે ... ચાંચરિયા રજપૂતે સતીમાના સન્મુખ જઈ પૂછ્યું : "માતા ! ગયા ..."

એવો સંપ્રદાય છે કે જ્યારે કોઈ સતી થાય છે ત્યારે તે શહેરના દરવાજા ઉપર હિંગળોકના હાથા મારે છે અને રાજા તથા રૈયતને આશીર્વાદ દે છે, તે પ્રમાણે માતાએ પણ આ વખત કરવું જોઈએ."

ગુણસુંદરીએ જે જવાબ આપ્યો તેનું સંપૂર્ણ વર્ણન અહીં આપવું અનુચિત નહીં ગણાય. "તે જ ક્ષણે સતીએ પોતાના બે હાથ ચોળી બળતા અંગારાએ ખોબો ભર્યો અને તે શહેર ઉપર ફેંકી બોલ્યાં: "જે રાજાએ વગરવાંકે પરસ્ત્રી, પોતાના મુખ્ય પ્રધાનની વહુ, બ્રાહ્મણી, અને તે પણ વળી નાગરજ્ઞાતિની, એવીનું હરણ કીધું; (एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम्) જે રાજાએ એવું કામ કરી તેના મુખ્ય પ્રધાનને, તેનું ભલું ઇચ્છનારને, તેના રાજ્યનું સુખ વધારનારને તેના દરબારમાંથી હંમેશાંને માટે કાઢી મૂક્યો; જે રાજાએ બળાત્કારે પરસ્ત્રીહરણ કરવામાં તેનો કારભારી જે ઊંચો બ્રાહ્મણ હતો તેની હત્યા કરાવી; અને જે રાજાએ બ્રહ્મહત્યા સાથે સ્ત્રીહત્યા પણ કરાવી; અને અગર જો તે સ્ત્રીના મનને મરવું દુર્લભ છે અને કૈલાસ લોકમાં જવા જેવું છે, તો પણ તેના અકાળ મૃત્યુથી તેનાં માબાપ, ભાઈ–બહેન, સગાંવહાલાં, ઇત્યાદિને જે પરમ દુઃખ થશે તેનું કારણ જે રાજા છે, તે રાજા ગણ્યા દહાડામાં વનવન રઝળશે, તેની બૈરી પારકા લઈ જશે, તેની છોકરી દુઃખ પામી પામીને પરપુરુષના હાથમાં જઈ પડશે, તેનું મોત તે પોતે માગી લેશે, તે ક્યાં તથા ક્યારે મૂઓ તે કોઈ જાણશે નહિ, તેનું નામનિશાન કાંઈ રહેશે નહિ, તેના મહેલમાં તેના શત્રુ આવી વસશે, અને રાજાના પાપથી રૈયત દુખી થાય એવો નિયમ છે તે પ્રમાણે આ અણહિલપુર પાટણનો નાશ થશે, તેનું દ્રવ્ય લૂંટાઈ જશે, તેના વ્યાપારીઓ જડમૂળથી ઊખડી જશે, અને કેટલાક કાળ પછી આ ઠેકાણે આવું મોટું શહેર હતું તેનું એક પણ ચિહ્ન રહેશે નહીં. રે જગદંબા! મારો આ શાપ ફળજે."

કરણે પોતાના દેહાંતની સજા સાંભળી. તેણે પોતાના કુટુંબની

સાથે રાજ્યની પાયમાલી થશે એવો વર્તારો સાંભળ્યો. હવે તો કાળના મોઢામાં કેવો અવિછિન્ન એ ઘસડાય છે, તેના સદ્ગુણો પણ તેની અધોગતિ કરાવવામાં જ કેવા પ્રબળ થાય છે તે આપણે જોવાનું રહ્યું. * જેમ એક પોપટીને ગરોળી વશ કરી દઈ ખાઈ જાય છે, તે પ્રમાણે કાળ–દૈવ–કરણને ધીરે ધીરે ગળે છે. વસ્તુસંકલનાની ક્રિકી ધીરે ધીરે સરકવા માંડે છે. પરિણામ આપણે જાણીએ છીએ. છતાં કરણ એથી ડગતો નથી. આખર લગી તેના મોંમાં તો—यत्ने कृतेऽपि न सिध्यति कोऽत्र दोषः એ જ સિદ્ધાંતનું રટણ થયાં કરે છે. તે કરવા જાય છે બધું સારું સારું, પણ પરિણામ માઠું જ નીવડે છે.

પોતે કહેતા કે એક નવલકથાકારને આ ઐતિહાસિક દૈવને આધીન થવું જ પડે છે. જ્યારે કરણના જીવનમાં ઉપર આલેખવામાં આવેલા બનાવો બન્યા ત્યારે તેના હાથમાં હતું કે પોતાનું ભવિષ્ય તે ફેરવી શકત, પણ તે બની ચૂક્યા પછી તો આપણે તેને જેમ બને તેમ થોડો તિરસ્કારપાત્ર બનાવવો હોય તો આગાહી મુજબ જ એની અધોગતિ આલેખવી. હરેક મનુષ્ય જાણે છે કે તે મરવાનો, છતાં પણ તે જીવતો રહેવા ઘણી કોશિશ કરે છે, ફાંફાં મારે છે. તેના મરણ પછી તેનું જીવન દૈવાધીન માલૂમ પડે છે, પણ ખરું તો સ્વકૃતિને જ આધીન હોય છે.

કરણ સ્વભાવે દુષ્ટ નથી. તે પૂર ખૂન (Sanguinary) તબિયતનો જુવાન રજપૂત બન્યો છે. આગ્રહી તે [illegible] લગી; શરીર જુઓ તો કેસરિયાંથી ચઢિયાતો; ટેકીલો એટલો કે [illegible] અધિક; કોમળતામાં કુસુમગર્ભથી વિશેષ; પરાક્રમ બુદ્ધિમાં [illegible] ચઢિયાતો; કાંઈ પણ કાર્ય કરે તેને માટે પેલી [illegible]

---

* સુરદાસે કહ્યું છે–[illegible]

કરવામાં બીજાની લાગણીની અવગણના કરનારો; કાર્ય કર્યું કે પરિણામ માટે બેફિકર; પ્રાપ્યફળ પર અભિરૂચિવાળો; કાર્યની બીજા ઉપર શી અસર થઈ તે જાણવાની ઇચ્છાવાળો; તેથીજ તે વીરચર્યા કરવા નીકળેલો; ને તેથીજ તે ગીથરિયા વેશમાં સતીનો અભિપ્રાય સાંભળવા ગયેલો. ટૂંકમાં કરણ તે મનુષ્યના અવિચારી ઉચ્છૃંખલ સ્વભાવની પ્રતિમા છે.

કરે કર્મ અવિચારીને, પાછળથી પસ્તાય;
સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ.

તેને પસ્તાવો થાય છે તે જોઈને જ આપણા મન ઉપર એનું માનુષીપણું કારમી અસર કરે છે. તે દુઃખ ભોગવે છે તેની સાથે આપણે પણ દુખી થઈએ છીએ. ચંદ્રકાંતમણિની ખાસિયત છે કે ચંદ્રકિરણનો સ્પર્શ થતાં તે દ્રવે છે. તેમ આ માનુષીપણું નિહાળી કયા મનુષ્યનું હૃદય નહિ દ્રવ્યું હોય? He is full of the milk of human kindness. પણ આ દૂધ એના દુર્વિકારોથી અખરાઈ જાય છે, બગડી જાય છે.

કરણ જ્યારે પ્રવેશ કરે છે ત્યારે તે ભરજુવાનીમાં હોય છે. "તેની ઉંમર ત્રીશ વર્ષની હતી. તેનું શરીર પરમેશ્વરની કૃપાથી, નાનપણથી જ અંગકસરત કીધાથી, પાતળું તથા જોરાવર હતું. તેની ચામડીનો રંગ ઘઉંવર્ણો હતો; તે શરીરે લાંબો હતો; તેનું મોં લંબગોળ હતું; તેનું નાક સીધું તથા લાંબું હતું; તેના હોઠ નાના તથા બિડાયેલા હતા, જેથી જણાતું કે તે ઘણો આગ્રહી, એટલે જે કામ મનમાં ધારે તે કર્યા વિના રહે નહીં એવા સ્વભાવનો હતો. તેની આંખ જરા લાંબી હતી, અને હમેશાં રતાશ પડતી રહેતી, તેથી તેનું રૂપ કાંઈક વિકરાળ દેખાતું, અને તે જોઈને દુષ્ટ લોકો થથરી જતા. તેમાં મુખ્ય ખોડ બે હતી–એક તેનો ઉતાવળો તથા ઉન્મત્ત સ્વભાવ, અને બીજી વિષયવાસના. તેનું કપાળ વિશાળ હતું, અને

તેની ભમર જાડી તથા એકબીજાની પાસે પાસે આવી ગયેલી હતી, તેથી તેનામાં દૃઢતાનો ગુણ કોઈ પણ જોનારને લાગતો."

રાજગુરુ, શયનસ્થ રાજાને, નિયમાનુસાર બોધ આપવા લાગે છે. પણ રાજા તરફથી બગાસાં રૂપીજ પ્રત્યુત્તર મળ્યો. એવાં ડાહ્યાં વેણો કોણ સાંભળે ? રાત્રિએ ચિત્તાની ત્વરાથી તે કૂદ્યો ને તત્ક્ષણ વિચાર કર્યો: ચાલો નગરચર્યા જોવા. હારૂન–અલ–રશીદ પણ આવી જ રીતે રાત્રિએ નીકળતો ને પોતાની કારકિર્દી માટે શું કહેવાય છે તે કાનોકાન સાંભળતો. રાજા વિક્રમની પણ પ્રજાપરાયણતા આજ માર્ગે તેને પ્રેરતી. વંત્રીઓની મુલાકાત થતાં જ તેમણે તેમનું રૂપ પ્રકાશ્યું, પણ પોતે બોલ્યો: "હું ક્ષત્રિય રાજપૂત છું. તમે મારા રાજમાં રહો છો તેથી મારી રૈયત છો." પ્રતિસ્પર્ધી દબાયા. ત્યારબાદ કરણને વંત્રીઓ તરફથી શિખામણ મળે છે. તેના રણકા કાનમાંથી નાબૂદ થયા નથી તે પહેલાં તો રૂપસુંદરીને જોય છે ને ધસી પડે છે. 'તાજા બતાજા નૌ બનૌ.' ( Fresh fields and pastures new. ) નવીન ચીજ જોઈ કે તેને લેવા બાલક રડે, તેમ કરણની આંતરડીએ આક્રંદ માંડ્યું. "એ મારે માટે જ સર્જેલી છે," એવો નિશ્ચય થયો.

असंशयं क्षत्रपरिग्रहक्षमा, यदार्यमस्यामभिलाषि मे मनः ।

પોતાની પટરાણીની પ્રૌઢ મનોહરતા નજીવી લાગી. આ અડધાં ઊઘડેલાં કમળસમ ખીલતી સુકુમાર સુંદરતાએ તેને વશ કરી નાંખ્યો. પછી તો 'હું આવ્યો, મેં જોયું, મેં જીત્યું.' (I came, I saw, I conquered) એ જ ત્વરાથી કરણના મનોરથ દોડ્યા. "બાયડી તો લૂગડાં ઘરેણાંની દાસી. એટલે તે તો સહેજ વશ થઈ જશે." અરે ! હીણભાગી માનવ ! તને ખ્યાલ નથી કે રૂપસુંદરી વૈભવની પ્યાસી નથી; એ તારી દાસી થવાની નથી. પણ તારી જ કૌળા રાણી ( કમળા રાણી ) લૂગડાં ઘરેણાંની દાસી થઈ અલાઉદ્દીનના મહેલમાં બિરાજશે.

એ જ રાજલક્ષ્મી (કૌળારાણીનું નામ યથાર્થ હતું) તારી હાર થયા પછી તને છોડી જશે ને તારા કટ્ટા વેરીને ગળે હસ્તકમળ નાંખી વિલસશે. તારી પુત્રી તારો કાતિલ પ્યાર ભૂલી જઈ ખીજરખાંને વરશે અને દિલ્લીના કવીશ્વર, અમીરખુસરૂ—તુતી–યે–હિંદ, પાસે 'મસ્નવી એ ઇશ્કિયા' લખાવશે.

જે થવાનું હતું તે થઈ ગયા પછી રૂપસુંદરીને મનાવતો આ ઘેલો રાજા કહે છે "એ તો બનવા કાળ." વહેમનો ભરેલો, શુકનઅપશુકન માનનારો, પોતાનું પાપ ધોઈ નાંખવા સારુ સતી પાસે આશીર્વાદ માંગવા ગયો, ત્યારે પોતાના ભવિષ્યનું પૂર્વાસ્વાદનરૂપે અવલોકન પામ્યો! કલ્પનાશક્તિ વડે સતીની મરતી વખતની ચીસ સાંભળી વહેમી કરણ, દુખી કરણ, પસ્તાતો કરણ, પથ્થર પર બેસી નાના છોકરા પેઠે રડવા લાગ્યો! લડાઈ કરવાનો વારો આવ્યો ત્યારે પણ સામંતની રાહ જોઈ નહિ. પ્રૌઢ લડવૈયાની શાણી શિખામણ સાંભળી નહિ. જૈનનો ઝંડો ઉતરાવી તે ધનાઢ્ય વર્ગને નારાજ કર્યો. રણમાં પડી લડ્યો ને હાર્યો.

દુઃખમાં તેનું તેજ પૂર્ણ પ્રતાપથી પ્રકાશે છે. તેની પુત્રી ઉપરનો તેનો પ્રેમ આપણી નજરમાં તેને અડધો તારે છે. Hegel says, "The owl of Minerva issues from her nest when it is the dark of the night." તે પ્રમાણે જ્યારે આપત્તિનો અંધકાર વ્યાપી રહે છે ત્યારે બુદ્ધિ, સમયસૂચકતા અને ડહાપણનાં કિરણ, કરણમાં સ્ફુરતાં જણાય છે. બાગલાણના કિલ્લામાં રહી લડત ચલાવી તેવી પદ્ધતિ અણહિલ્લપુરના બચાવ માટે અંગીકાર કરી હોત તો જે પરીણામ આવ્યું તે ન આવત.

એ અરસામાં શંકળદેવ જોડે દેવળદેવીનું માગું આવે છે. એનું પુરાણું રજપૂત લોહી ઉછાળા મારી રહ્યું છે ને તે જુસ્સામાં આવી

પોતાના યજમાનની માગણીને તુચ્છકારી કાઢે છે. "અરે પડ્યાને પાટુ ન મારો!" પોતે દેવળદેવીને જ કાપી નાંખવા તૈયાર થાય છે. કૌળારાણી સુખમાં છે એવી ખબર સાંભળે છે. પોતાના સુખની એક ન્યૂનતા પૂરી કરવા શું તે દેવળદેવીને બોલાવી લે છે?

અરે કરણરાજા, તારા દુઃખનો પારજ નથી. તારી આંખનું નૂર લૂંટાઈ જાય છે, ને આટલું પણ બાકી રહે છે કે તું હારી, રઝળી, કંટાળી કાઠિયાવાડમાં જઈ રહે છે. ત્યાં પણ તારા કટ્ટા દુશ્મનને મોંએ—જો કે પરસ્પર અણજાણ રહી—સાંભળે છે કે કૌળાદેવી ખુશીમાં છે ને દેવળદેવીએ પોતાનો હાથ ખીજરખાંને અર્પ્યો છે. અરે પ્રભુ! બસ કર!

આવેશમાં આવી ગયેલો કરણ પાણીમાં ઝંપલાવે છે. પણ કેમ મરાય? ક્ષત્રિય તે આપઘાત કરે? ને અંગ-ગ્રાન આપઘાત કરવા દે? પેલો ગંજેરી બ્રાહ્મણ એને ખેંચી કાઢે છે. બાવાજી એને વેદાંતનો બોધ કરે છે પણ કરણ તો કહે છે: "વિધાતાતણા લેખ મિથ્યા ન થાય!" "હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે" એ મિથ્યા અભિમાન. પોતાને માથે કષ્ટ આવી પડ્યું, તેને સહી શકાય એવું કરવા આ દૈવવાદ ચર્ચે છે. પણ પોતાને તો પુરુષ-પ્રયત્ન જ પસંદ છે.

ગુજરાતનો છેલ્લો રાજા, પાંચમા ચાર્લ્સ માફક, રાજપાટ છોડી સાધુ નથી બનતો. મઠમાં જઈ વૈભવનો ત્યાગ કરી દેહકષ્ટ નથી કરતો. ઝટપટ દક્ષિણ તરફ પાછો ફંટાય છે. લડાઈનાં 'બ્યૂગલો' વાગી રહ્યાં છે, તે સાંભળી એના વિંધાઈ ગયેલા દેહમાં પાછું ક્ષાત્રસત્ત્વ ધબકવા માંડે છે. પણ હાર! હાર જ લખેલી. "જેમ જેમ પડે વિપત્તડી, તેમ તેમ સહે શરીર." વિપત્તડી સહી પણ સુખનો આરો દેખવા પામ્યો નહિ. તે અજાણ્યો—મુલકથી દૂર—પ્યારાંઓથી વિખૂટો—દેવળદેવીના સસરાની ભૂમિ પર માર્યો ગયો. "પ્રિય વાંચનાર! કરણના શબ પર થોડાં આંસુ પાડો."

પોતે કહેતા કે પરસ્ત્રી-હરણથી સૃષ્ટિમાં ભારે ઊથલપાથલ થયેલી, તેના રામાયણ અને ઈલિયડની પૌરાણિક ગાથાઓ છોડી દઈએ તો પણ ઇતિહાસની આરસીમાં જોતાં ઘણા દાખલાઓ મળી આવે છે. સંયુક્તાથી વિરક્ત થયેલો જયચંદ્ર કનોજથી શહાબુદ્દીન ઘોરીને 'આગ અને જળ' (શરણચિહ્ન) મોકલે છે કે "આવ ને અમારા પડોશીનો મુલક સર કર." મહમદ કાસિમ સિંધમાં ઊતર્યો, તેના એક વર્ષ પહેલાં સ્પેનમાં પણ આવો જ બનાવ બન્યો. રોડરીક, ગૉથ લોકનો રાજા હતો, તેણે સ્યુતાના હાકેમ જુલિયનની પુત્રી ફ્લોરિડાનું કૌમાર્ય ભંગ કરેલું તેથી અલ્જીરિયામાં વસતા મુસલમાનોને આમંત્રણ મોકલવામાં આવ્યું ને તારીક બિન ઝીઆદ સ્પેન પર તૂટી પડ્યો ને 'ક્રૉસ'ની જગ્યાએ 'ક્રેસંટ' પ્રકાશવા લાગ્યો. પોતે કહેતા કે રાજ્યની ઊથલપાથલનું આ કારણ પ્રગટ થવાથી પરિણામ અણઘટતું લાગતું નથી ને કરુણરસનો ભાર કાબિલ બરદાશી (સહ્ય) થાય છે.

માધવ ઐતિહાસિક પુરુષ છે. એની બનાવેલી વાવ હજુ મોજૂદ છે. એના ઉપર જુલમ ગુજરેલો, તે વાત પણ દંતકથાએ પહોંચી છે. ગરીબ ઘરમાં ઊછરેલો, મહેનત, કુશાગ્રબુદ્ધિ, સમયસૂચકતા, ખટપટ અને ખંતથી કારકુની ઉપરથી પ્રધાનપદે ચઢેલો, આ નાગર પ્રધાન કરણને પોતાની ટચલી આંગળી ઉપર નચાવતો હતો. કદ મધ્યમ, શરીર કાંઈક જાડાશ પર, રંગ સફેદ, મોઢું લંબગોળ, આંખ ચપળ તથા બુદ્ધિના તેજવાળી હતી. પ્રધાનપદું બાપદાદાનું ન હતું, છતાં પણ બધાં ચિહ્ન ઉગ્ર શાસન કરનારનાં તેનામાં હતાં. "તેને જોઈને કોઈને પણ માન આપ્યા વિના ચાલે જ નહીં" એવો તેનો દમામ હતો. રાજા તરફથી સ્પૃહા કાંઈ બાકી ન હતી. માત્ર સ્થાનભ્રષ્ટ થવાનો ભય હતો. પ્રજાની પ્રીતિ સંપાદન કરવાની હરેક રીતે મરજી હતી, કેમકે સંતતિને અભાવે દ્રવ્યસંગ્રહ નકામો હતો અને રાજાનું મન તો મેળવવાનું જ નથી, તો પ્રજાનું તો મેળવી લ્યો, એ ન્યાયથી તે પ્રજા ઉપર મીઠી નજરે જોતો.

આવા આધેડ વયના દીવાનની અઢારેક વર્ષની સ્ત્રી રૂપસુંદરી હતી. મોટપણમાં, કે પછી બીજી કે ત્રીજી વાર, પરણ્યો હશે તેથી તેના ઉપર મમતા પણ અથાગ હતી. બીજી જ્ઞાતિઓમાં સ્ત્રી તરફ કદાપિ અવગણના વધી હોય, પણ નાગરી ન્યાતમાં સ્ત્રીનું સન્માન અસલથી ઝાઝું છે. તેનું મુખ્ય કારણ એ જ કે, તેઓમાં એક પત્નીપણું હજી સુધી કાયમ છે. સંતતિની એટલી વાંછના નહીં કે એક પર બીજી કરે; સ્ત્રીને છોકરાંની માતા જ ગણે; અર્ધાંગના ટળી પુત્રમાતા જ માને.

જ્યારે બહારગામ જવાનો કરણ તરફથી માધવને હુકમ મળ્યો ત્યારે તેની વહુએ તેને ઘણી આનાકાની કરી કે 'અપશુકન થયા છે, પ્યારા પતિ, બહારગામ ન જાઓ.' પણ "રાજાનો હુકમ થયેલો અને નાગર એટલે વહેમ પણ થોડો, તેથી વહુની વાત ન ગણકારતાં તે ગામ ગયો." માધવ ફરમાબરદાર (આજ્ઞાંકિત) હતો. વહેમી, માયકાંગલો, નહીં હતો. પરગામથી પાછો આવે છે, તે પહેલાં જેહાશાના ભાઈ મોતીશાના મોંએથી સાંભળે છે કે સ્ત્રી હરાઈ ગઈ; ભાઈ તેના બચાવમાં માર્યો ગયો: ભાભી સતી થઈ.

કરણઘેલાનું ચોથું પ્રકરણ, વેર, વેરના ચિત્તનું વમન કરવું શરૂ થાય છે. "અરે! કરણ! કૃતઘ્ન! તું સુખી નથી થવાનો. હું હવે તારો કાળ થઈ તારી પૂઠે ભટક્યા કરીશ. તને ચેન પડવા નહીં દઉં. અરે ક્રોધમૂર્ત વેર! તું મારી છાતીમાં જાગૃત થા. અરે ઈશ્વર! તને ધન્ય છે! સજ્જનો આપણાનું રક્ષણ કર્યું ને રક્ષણ કરવામાં તું ચૂક્યો. એવી દુઃખ અર્થું થાય છે. ભાભી સતી થઈ તેવી સાંભળી મારી આત પેઢી નથી. હવે ચાલો વેર લેવા. સ્વદેશને વેર લેવું ને તેમ ન લેવાય તો જ તેને પરમેશ્વરને સોંપવો."

*કેસરાદત્ત દાસતમાં નચ્છુનો તે પડ્યો હતો, જેમાં ...

કે પછી અર્ધ જાગ્રત અવસ્થામાં એક સ્ત્રીને પોતાની સંમુખ ઊભેલી જોઈ. માધવે તેને કહ્યું: "વેરદેવી! તું માનવ હો કે દાનવ, ગમે તે હો, પણ દુષ્ટ કરણ રાજાનું વેર શી રીતે લેવું તે બતાવ." સ્ત્રી બોલી: "હું અંબાભવાની છું. તું નાગર છે તે મારો આશ્રિત છે. આરાસુર આવ, ત્યાં બતાવીશ." માધવનું ચિત્ત શાંત પડ્યું. માધવ માતાનાં દર્શને ગયો તો માતાનો વેશ મ્લેચ્છનો તેણે જોયો. તેના એક હાથમાં ખડ્ગ હતું, અને બીજા હાથમાં એક માણસની ચોટલી હતી. એટલામાં તે માણસ જોર કરી માતાજીના હાથમાંથી નીકળી ગયો, અને તેના હાથમાં તેની ચોટલી રહી ગઈ એવું દીઠું. દર્શનનો અર્થ ચેતી ગયો. પોતે કહેતા કે ગુજરાતમાં મ્લેચ્છ લોકનું આગમન કુપિત અંબાભવાનીની પ્રેરણાથી થયું, તેથી માધવને માટે આપણો ખ્યાલ બહુ બૂરો નહિ થાય.

તે સમયે સર્વ વસ્તુસ્થિતિ દિલ્લી તરફ જ પ્રેરતી હતી. ગુજરાતનાં બદ્ધ પાણી દિલ્લીના મહાસ્રોતમાં ભળવાનાં હતાં. જૈન ચળકાટ નાશ પામ્યો હતો, અને આશાપુરીનું ઉજ્જડ સ્થાન, ઇસ્લામી મસ્જીદોનું તરસ્યું, "દિલ્લી દિલ્લી" પુકારી રહ્યું હતું. મનુષ્યજીવનમાં ઘણીવાર બને છે કે, ભવિષ્ય પુકારતું આવે છે ને વ્યક્તિ તેને ભેટવા અમાનુષી પ્રયત્ન કરી ઝંપલાવે છે. માધવ તો માત્ર સાધન છે. તે સાધન માધવની ખુદ પસંદગીનું નથી. રસ્તામાં ચોરીના આળથી દૂર થવા કૂવે પડવાનું કરે છે, ત્યાંથી એ વેરદેવી એને વારે છે. દિલ્લી ગયો ત્યાં બળતા ખીજરખાનને બચાવવાનો અલૌકિક પ્રસંગ આવે છે. શાહજાદાને બચાવ્યો. હવે વરદાન હાથમાં આવી પડ્યું! ગુજરાત જિતાયું!

શું આપણે માધવને ગુજરાતના પરાજય માટે જિમ્મેદાર ઠરાવીશું? એ તો કાકતાલીય ન્યાય પ્રમાણે અલાઉદ્દીનનું ગાદીએ આવવું ને માધવનું અપમાન થવું, એ સમકાલીન થયું. સિકંદર સાનીને નામે મશહૂર થવાને શોખીન, નાણાં ઝવેરાતની લૂંટ માટે તરસ્યો, અલાઉદ્દીન,

પોતાના કાકાનાં ખૂન પછી નિશ્ચિંત બેઠો હતો, તેવામાં આ આમંત્રણ આવ્યું. તે તેણે સ્વીકાર્યું.

માધવે ઝાઝું સુખ જોયું નહીં. અલફખાનની પછીના હાકેમે એને પદભ્રષ્ટ કર્યો ને કાઢી મૂક્યો ને આખર કોઈ પવિત્ર ધામમાં છેલ્લા દિવસ વ્યતીત કરવાને માટે ત્વરાથી જતો માધવ તેની સુકુમાર પત્ની સહિત ગાડામાંથી ઊથલી પડ્યો અને કરણના મસિયાઈ ભાઈ હરપાલને શરણ આવ્યો. સો વાનાં સંભળાવ્યાં. તે બધાં મૂગે મોઢે સહ્યાં. વાજબી ગણ્યાં. ઉત્તરમાં કહ્યું કે મેં બહુ ખોટું કર્યું. વેર લેવું હતું તો કરણ પર લેવું હતું. સમસ્ત પ્રજાની ઉપર પાયમાલી મેં આણી. દૈવદુર્વિપાકથી વરવહુ પોતાના પુરાણા રાજા—દુઃખથી જર્જરિત થઈ ગયેલા—કરણને જોય છે, ઓળખે છે. પોતે જ તેની સ્ત્રી તથા પુત્રીની વાત અજાણતાં તેને કાને નાંખે છે. દશાવિપર્યય કેવો! આડો આંક વળ્યો!! માધવનું મન પણ ભ્રમર માફક વિચારચકડોળે ચઢ્યું હશે ને તેવું જ નિરાશ થઈ પડ્યું હશે. *

કરણ અને માધવ પ્રયત્ન કરવામાં ન્યૂનતા રાખતા નથી, પણ તેમને કોઈ અદૃશ્ય સત્ત્વ ધકેલતું હોય એમ લાગે છે. ભાવિના વોહમાં તેઓ તણાય છે. માને છે કે તરે છે, પણ અરે! તણાતા જાય છે. દુર્યોધને કહ્યું તે યથાર્થ આ બન્ને માટે કહેવાય: × –

---

* रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं भास्वानुदेष्यति हसिष्यति पंकजश्री । इत्थं विचिंतयति कोशगते द्विरेफे हा हंत हंत नलिनी गज उज्जहार ॥ १ ॥

રાત્રિ જશે, ખુશનુમા સવાર આવશે, સૂર્ય ઊગશે, કમળ ખીલશે, આવો વિચાર કરતો કરતો કળીબદ્ધ ભમરો રાચે છે. એટલામાં હાથી આવી કમળનું ઝાડ ઉખેડી નાખે છે.

× जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ २ ॥

"ભવો પાછલામાં તમે કામ કીધાં, ફળો તે તણાં ચાખવા આજ લીધાં;
હવે ઊલટું તે થકી ના કરાએ, વિધાતા તણાં લેખ મિથ્યા ન થાએ."

નાગર ટેકીલો છે, શૂરવીર છે, અપમાન સહન નથી કરતો. વેર આદરે છે ને પ્રવીણ છે, તેથી કૃતકૃત્ય પણ થાય છે. "પછ્છમ બુદ્ધિ બ્રહ્મ" તે પછ્છમ બુદ્ધિ જ રહેવાનો ને 'તરત બુદ્ધિ તરકડો' તેણે મુક્કીઓ ધમ્મ લઈને મારી. આપણે માધવ માટે અતિશય નિંદા ન દેખાડવી. સીમા તોડી તેથી કરણ હણાયો. હદ ઓળંગી તેથી માધવ પસ્તાયો. અસત્યનું બહિષ્કરણ સુધારણાથી થાય છે, નહિ કે ઉચ્છેદનથી. એકને પાપે વહાણ ડૂબે તે આજ ન્યાયે.

હવે રૂપસુંદરીનું ચિત્ર નિહાળીએ. તે પદ્મિનીનું વર્ણન વાંચી આપણને એવો ખ્યાલ આવે છે કે તે ઠરી ગયેલાં ચંદ્રકિરણની પૂતળી છે. આરસની પ્રતિમા છે. નાનકડું મોં, લંબગોળ ઘેરી ઊંડી શાંત આંખ, પણ તેના સાગર શા ઊંડાણમાં કેટલાં નાવ ડૂબ્યાં હશે ? તેનું સૌન્દર્ય અનાયાસે મોહિત કરતું હતું, ને ભાનરહિત ભ્રમણામાં ઉમેરતું હતું. તે એટલી નાજુક હતી કે, રૂપાનો લોટો ઊંચકતી તેને જોઈ ત્રાહિત જોનારને થઈ જતું કે રખે હાથ મરડાઈ જશે.' તે ઉપભોગ માટે સરજેલી નલિની જેવી હતી ને બીજાને આકર્ષે એમાં એનો વાંક નહીં હતો. તે પોતે કદી રસરેલની છોળો ઉરાડતી ન હતી. કદાચ તે એમ પણ નહીં જાણતી હોય કે, હું રૂપાળી છું. તેને જ્યારે કરણ લઈ જાય છે ત્યારે તેનાથી જીવ કઢાતો નથી. દૈવની કૃતિ આગળ કોનું ડહાપણ ચાલે, આવો જ ખ્યાલ તેને આવે છે. પોતે ઉપભોગ માટે સરજાયેલી તેથી કથાકારે તે પણ સચોટ ચિત્ર કાઢ્યું છે. જ્યાં તેના ઉપરથી કરણનો મોહ ઊઠી ગયો એટલે તે નિસ્તેજ ખૂણામાં પડી. જેને વરે માનીતેને સૌએ

---

ધર્મ શું છે તે જાણું છું પણ તે તરફ મને શોખ નથી થતો. અધર્મ શું છે તે જાણું છું પણ તેના તરફથી પ્રત્યાઘાત નથી થતો. મારા હૃદયમાં બેઠેલું કોઇ દૈવ મને જેમ પ્રેરે છે તેમ હું કરું છું.

માની. તેના મનમાં એ જ ખ્યાલ આવે છે કે, મારો ભરથાર ક્યારે પાછો આવે કે મને દેહપ્રાયશ્ચિત્ત કરાવી પોતાની સોડમાં લે. તેની વાસના એટલી તીવ્ર નથી કે સ્નાયુને તોડી નાંખે. પણ તે એવી પણ નથી કે જેટલા જોરથી એક દિશા તરફ વધે તેટલા જ પ્રત્યાઘાતથી બીજી તરફ ખેંચાઈ જાય. કરણ જોડે એ સુખી થઈ નહીં. એણે તો માધવ માટે ઝંખ્યા કર્યું. 'કૃષ્ણકાંતનું વસિયતનામું' નામનું બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું 'નોવેલ' વાંચ્યું હોય તેની સંમુખ આ વાંચી તેમાંની નાયિકા ભ્રમરનો ચિતાર ખરે જ આવશે. માત્ર ફરક આટલો કે ભ્રમર તેટલી રૂપાળી ન હતી. તેથી ઊલટી ગુણસુંદરીની પ્રતિમા જુદા જ પ્રકારની છે. તેનામાં રૂપ નથી પણ યૌવન છે. સદ્ગુણનો લખલખાટ છે. મરવું તે તેને મન હસવા જેટલું સહેલું છે. તે એક જ પુરુષની સાથી થવા સરજાયેલી પોતાની જાતને માને છે ને તેની સાથે જ લય પામે છે.

આથી ઊલટી કૌલારાણી કલ્પિત નહીં પણ ઐતિહાસિક પાત્ર છે. ફિરસ્તા તેનું નામ કમળદેવી તરીકે લખે છે. કમળનો અપભ્રંશ કંવલ ને પછી કૌંલ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણીવાર મળી આવે છે. તે ઉપરથી કૌળાદેવી તે કમળાદેવીનો અપભ્રંશ છે. તેની માત્ર એક જ પુત્રી દેવળદેવી હતી, એમ મુસલમાન તવારીખવાળા લખે છે. પોતે એ પુત્રી શા પરથી કલ્પી, તે જણાતું નથી.

કમળાદેવી રજપૂતાણી છે. હિંદમાં કદાવર સ્ત્રીપુરુષ જોવાં હોય તો મરાઠા અને રજપૂત સિવાય બીજે કશે દેખાતાં નથી એમ પોતે કહેતા. અવયવના સારા ઘાટ તે કસાયેલા શરીરમાં જ આવે છે ને રજપૂતાણી જો કે મહેલમાં ગોંધાયેલી રહે છે, તો પણ વંશ કહો કે જાત કહો, તેની અસર એના ઘાટમાં આવ્યા વિના રહેતી નથી. રૂપસુંદરીને ચંપાના ફૂલની ઉપમા આપીએ તો કૌલાદેવીને કમળના ફૂલની આપવી પડે. એક નાજુક નાની આકૃતિ. બીજી પ્રૌઢ, પ્રતાપી, ઝંખવી નાખે એવી આકૃતિ. આવેશ પણ તેવો જ જોરદાર છે.

જ્યારે સંકટ આવી પડે છે ત્યારે કૌલારાણી રૂપસુંદરી માફક બેભાન થઈ જતી નથી. મહેલ બાળી નાખો કે બળી મરીએ એવો જુસ્સાભેર ઉપદેશ તેણે કીધો હતો. અગ્નિથી બચી તો મર્દોની વેશમાં નાઠી. ત્યાં ભીલને હાથ પડી. પણ એ અમૂલ્ય રત્ન દિલ્લી નરેશના શિરપેચમાં બિરાજવા સર્જાયેલું હતું તે પકડાયું, ને દિલ્લી ગયું. પછી સ્ત્રી તે સ્ત્રી. ચંચલ મનની એટલે બધું વિસારી મૂક્યું. આ રીતે કરણ ઉપર 'પડ્યા ઉપર પાટુ'ના નિયમ પ્રમાણે આપત્તિપરંપરા આવવામાં બાકી રહેતી નથી.

छिद्रेष्वनर्था बहुलीभवन्ति ।

દેવળદેવીનું સૌંદર્ય (rich oriental type) સંસ્કૃત કવિઓ પોતાની નાયિકામાં કલ્પે છે તેવી જાતનું છે. રૂપસુંદરીમાં કોમલતા અને નિર્દોષપણું, કૌલાદેવીમાં ઘાટ અને પ્રગલ્ભતા, ત્યારે દેવળદેવીમાં "સૌંદર્ય અંગે મુખે," અને તે પણ સમૃદ્ધ સૌંદર્ય, બોલતું ને વશ કરતું. તે મેવાડની કલ્પિત અશ્રુમતી પેઠે જોગણ થવા સરજાયેલી ન હતી. ખીજરખાં સાથે તે જોડાય છે, ને તેની જોડાજોડ ગ્વાલિયરમાં તે અનંત નિદ્રા લે છે. મનુષ્યબળ ચાલી શકે એમ નથી. એ તો ઐતિહાસિક દૈવ જેની આગાડી ગુણસુંદરીના શાપમાં અપાઈ ચૂકી છે, તે જ તેમને ઘસડી લઈ જાય છે. સારા નરસાનો ખ્યાલ અહિં ડોકિયું સરખુંયે કરી શકતો નથી.

કવિએ તેમ જ નવલકથાકારે એટલું તો કરવું જોઈએ કે પોતાની વ્યક્તિઓને છેવટપર્યંત અનાકર્ષક થવા દેવી નહિ. તેમ પોતે દેવળદેવી અને કૌલારાણીને છેલ્લે સુધી માનુષી રાખે છે. ગુજરાત છોડતી વેળાનો એનો વિલાપ હૃદયદ્રાવક છે. વાજિંત્ર ઉપર તે એટલો તો લોકપ્રિય થઈ પડ્યો છે કે લલિત છંદ શીખનાર ઘણાએકને મેં આ 'કરણરાજ તું ક્યાંહ રે ગયો, નગર છોડીને શીદ રે રહ્યો,' એ વગાડતાં

ાની. તેના મનમાં એ જ ખ્યાલ આવે છે કે, મારો ભરથાર ક્યારે પાછો આવે કે મને દેહપ્રાયશ્ચિત્ત કરાવી પોતાની સોડમાં લે. તેની વાસના એટલી તીવ્ર નથી કે સ્નાયુને તોડી નાંખે. પણ તે એવી પણ નથી કે જેટલા જોરથી એક દિશા તરફ વધે તેટલા જ પ્રત્યાઘાતથી બીજી તરફ એંચાઈ જાય. કરણ જોડે એ સુખી થઈ નહીં. એણે તો માધવ માટે ઝંખ્યા કર્યું. 'કૃષ્ણકાંતનું વસિયતનામું' નામનું બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું 'નોવેલ' વાંચ્યું હોય તેની સંમુખ આ વાંચી તેમાંની નાયિકા ભ્રમરનો ચિતાર ખરે જ આવશે. માત્ર ફેરફ આટલો કે ભ્રમર તેટલી રૂપાળી ન હતી. તેથી ઊલટી ગુણસુંદરીની પ્રતિમા જુદા જ પ્રકારની છે. તેનામાં રૂપ નથી પણ યૌવન છે. સદ્‌ગુણનો લખલખાટ છે. મરવું તે તેને મન હસવા જેટલું સહેલું છે. તે એક જ પુરુષની સાથી થવા સરજાયેલી પોતાની જાતને માને છે ને તેની સાથે જ લય પામે છે.

આથી ઊલટી કૌલારાણી કલ્પિત નહીં પણ ઐતિહાસિક પાત્ર છે. ફિરસ્તા તેનું નામ કમળદેવી તરીકે લખે છે. કમળનો અપભ્રંશ કંવલ ને પછી કૌંલ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણીવાર મળી આવે છે. તે ઉપરથી કૌળાદેવી તે કમળાદેવીનો અપભ્રંશ છે. તેની માત્ર એક જ પુત્રી દેવળદેવી હતી, એમ મુસલમાન તવારીખવાળા લખે છે. પોતે એ પુત્રી શા પરથી કલ્પી, તે જણાતું નથી.

કમળાદેવી રજપૂતાણી છે. હિંદમાં કદાવર સ્ત્રીપુરુષ જોવાં હોય તો મરાઠા અને રજપૂત સિવાય બીજે કશે દેખાતાં નથી એમ પોતે કહેતા. અવયવના સારા ઘાટ તે કસાયેલા શરીરમાં જ આવે છે ને રજપૂતાણી જો કે મહેલમાં ગોંધાયેલી રહે છે, તો પણ વંશ કહો કે જાત કહો, તેની અસર એના ઘાટમાં આવ્યા વિના રહેતી નથી. રૂપસુંદરીને ચંપાના ફૂલની ઉપમા આપીએ તો કૌલાદેવીને કમળના ફૂલની આપવી પડે. એક નાજુક નાની આકૃતિ. બીજી પ્રૌઢ, પ્રતાપી ઝંખવી નાખે એવી આકૃતિ. આવેશ પણ તેવો જ જોરદાર હૈ

જુસ્સો, ધર્માંધપણું હતાં વગેરે બીજી કેટલીક હકીકતોનું જેમ બને તેમ ખરું ચિત્ર બતાવી આપવું એ જ આ પુસ્તકનો હેતુ છે. એ હેતુ કેટલે દરજ્જે પાર પડ્યો છે તેનો નિર્ણય કરવાનું વાંચનારાઓને સોંપીએ છીએ." તેથી આ બાબત કાંઈક નિરૂપણ કરીએ.

પહેલી તો વર્ણન કરવાની શૈલી લઈએ. ભાષા સરળ, સાદી, મર્માળી, જુસ્સાવાળી અને અનાયાસે અલંકૃત થયેલી દૃષ્ટિએ પડે છે. શબ્દપસંદગી કરવામાં તાણીતૂસી, કોઈ પ્રચલિત ફારસી શબ્દ કાઢી નાંખ્યો હોય, નવો સંસ્કૃત આદર્યો હોય એમ જણાતું નથી. આથી ભાષા નૈસર્ગિક અને સર્વમાન્ય જણાય છે. ગોવર્ધનભાઈની ભાષામાં પણ આવી જ સરળતા જોવામાં આવે છે. માત્ર જ્યારે ગહન વિષય ઉપર સ્થાને કે અસ્થાને વિવાદ ચાલે છે ત્યારે ભાષા કઠિન થાય છે. પણ તેમાં આપણા જ્ઞાનનો દોષ છે, ભાષાનો નહીં. નવા વિચાર નવા પહેરવેશમાં મૂકવામાં આવે તેથી પહેરવેશ કાંઈક કર્કશ લાગશે, પણ વખત જતે તેનાથીયે ટેવાઈ જઈશું. એટલું તો ખરું જ કે પ્રચલિત ફારસી કે અરબી શબ્દોનો ભાષામાંથી બહિષ્કાર કરવો, એ બાબત પોતાને તિરસ્કાર હતો.

ભાષા કોઈના બાપની નથી, મુલકની છે, ને તેથી મુલકમાં વસનાર પ્રજાની રીત, રિવાજ, ધર્મ, વગેરેની છાપ એના ઉપર હોવી જોઈએ. એમ શા માટે પ્રયત્ન કરવો જોઈએ કે મુસલમાન હિંદમાં આવ્યા જ નથી ને તેમની ભાષાની, આચાર વિચારની, કશી અસર ગુર્જરગિરા પર થઈ જ નથી? એ તો ખાંડ ખાવા જેવી વાત છે. સ્વપ્નમાં કદાચિત્ આ મનોરાજ્ય સધાશે, બાકી હિંદમાં તો હિંદુ–મુસલમાન સાથે જ રહેવાના ને ઝૂલવાના. કરણઘેલામાં રૂઢ થયેલા ફારસી શબ્દ અહીં તહીં મળે છે તેને ઉદ્દેશી લખાયેલું કે: આ "સોનાની થાળીમાં લોઢાની મેખ" જેવું લાગે છે. આ એના દોષ નથી, પણ સદ્ગુણ છે. લોકમાન્યતાનો સબબ છે.

હવે વસ્તુસંકલના વિષે વિવેચન કરીએ તો તે પણ ઘણી જ ખૂબીથી કરવામાં આવેલી છે. આમાં આવશ્યકતાનો અભાવ કદી પણ જોવામાં આવતો નથી. એક વિષય ઉપરથી બીજામાં જે અવસ્થાન્તર પ્રાપ્ત થાય છે, તે પણ સ્વાભાવિક રીતે, આવશ્યકતાના ન્યાય પ્રમાણે આવતું જણાય છે. વિજયદત્ત વાત કરવા માંડે છે તેમાં સાથેસાથે મૂળરાજે બ્રાહ્મણોને આપેલું દાન, ઉત્તર હિંદથી તેમનું આમંત્રણ વગેરે પણ કહેવામાં આવ્યું છે. જેહાશા તે વેળાનો વ્યાપારી જીવનનો ચિતાર, અને ભાણો પટેલ કૃષિકાર-જીવનનો ખ્યાલ પ્રસંગોપાત્ત આપે છે. મહાભારતમાંથી રાજાને રાજધર્મ બાબત જે ઉપદેશ થયો છે તે ઉચિત સ્થળે છે. કુમારપાલ—ચરિત્રમાંથી બ્રાહ્મણ અને જૈન વચ્ચેની રસાકસીનું ચિત્ર પણ જૈનની ધ્વજા નીચે ઉતરાવવા સમર્થ થયું, એટલે અસ્થાને નથી. કરણઘેલાના વાંચનાર ઘણા હશે, એટલે આ સ્થાને બીજા પ્રસંગોનાં બયાન કરવાની જરૂર નથી.

વર્ણનની ખૂબી પણ જ્યાં ત્યાં દૃષ્ટિએ પડે છે. નવમા પ્રકરણમાં લડાઈની પછીના ભયાનક પરીણામનું વર્ણન: "આ વર્ષે કોઈ સ્ત્રીપુરુષ હેતથી ફાગ ખેલવાનાં ન હતાં" તે ફકરાથી શરૂ થઈ ત્રીશેક લીંટીમાં અપાયું છે તે કોઈ 'પોઝીટીવિસ્ટ'ની કલમથી લખાયેલું હોય એમ માલૂમ પડે છે. શબ્દો પણ વર્ણનને છાજતા છે. અર્થમાં એક જાતની સાદાઈ છે, પરંતુ એક પછી બીજાં ધસી આવતાં વાક્યથી અર્થનું એટલું સમર્થન થાય છે કે, આ વિષય ઉપર વાંચ્યા બાદ લડાઈની વિરુદ્ધનો મત જરૂર સ્વીકારાય અને કહેવાય કે "શૌર્ય હજારો અવગુણોને ઢાંકી નાંખે છે." અંગબળ તથા હિંમતથી લોકો એટલા સાનંદાશ્ચર્ય પામે છે કે એ ગુણ સિવાય બીજા તેઓની નજરમાં આવતા જ નથી. "જગતમાં જે જે શૂરા પુરુષોએ પોતાની બહાદુરીથી માત્ર ખરાબી જ કીધી છે, તેઓનાં નામનો નાશ થવાને બદલે તેઓ અમર રહી ગયા છે અને જગતના મહાન ખૂનીઓ

ઔરંગઝેબે આ દુષ્ટ કર સજીવન કર્યો ત્યારે હિંદુઓનું કેટલું અપમાન અને અધોગતિ થયાં હશે.

કરણ પાસે મુસલમાન બાદશાહ તરફથી કૌલારાણીની મરજીને અનુસરી દેવળદેવીને દિલ્હી લાવવા એલચી મોકલવામાં આવ્યો છે. તેની વાચાળ, મનાવતી, રિઝાવતી, રસિકભાષાના ભોમિયા થવું હોય તો નીચેનો ફકરો વાંચો. પોતે કહેતા કે મુસલમાનોથી ઉપમા વિના બોલી શકાતું નથી. ડાહેલાં વાક્યનું ઉદ્ધરણ, તે એઓ જ કરી જાણે છે. પણ આચાર બાબત પૂછવું નહીં.

દેવળદેવીને ઉદ્દેશી એલચી કહે છે:—"હમણાં તેની ઉંમર એટલી છે કે તેને માની સંભાળની ઘણી જ જરૂર છે. તેને પણ હમણાં માની ખોટ લાગતી હશે, તે ત્યાં જવાથી પૂરી પડશે. હમણાં તે અંધારામાં એક ખૂણામાં સંતાઈ રહી છે, તેને અજવાળામાં લાવી તેનું સુંદર ચિત્તાકર્ષક રૂપ જગતમાં પ્રસિદ્ધ કરવું જોઈએ. હમણાં તે અમૂલ્ય પાણીદાર રત્ન અગાધ અંધારા મહાસાગરના ઊંડા કોતરમાં પડી રહ્યું છે, તેને કોઈ ચોકસીને આપી કોઈ વીંટીમાં જડાવવું જ જોઈએ. તમે તેને અહીંયાં રાખીને શું કરશો? તમારા જેટલી વૃદ્ધ ઉંમરનો માણસ તે તેનો યોગ્ય સોબતી શી રીતે થઈ શકે? જ્યાં સુધી દેવળદેવી તમારી પાસે છે ત્યાં સુધી તે ટોળામાંથી જુદી પડેલી હરણી જેવી છે, પાણીમાંથી બહાર કાઢેલી માછલીના જેવી છે. જો તેને તમે પાણીમાં પાછી નહિ મૂકી દો તો તે ટળવળીને મરી જશે. તમે એક પતંગને દીવા પાસેથી આઘું કીધું છે તે ત્યાં રહેશે ત્યાં સુધી તેને સુખશાતા કેમ વળશે? તમે વાડીમાંથી એક ફૂલનો રોપો મારવાડના રેતીના રણમાં રોપ્યો છે, તે ત્યાં પાણી વિના કેમ ઊછરશે? વાડીના ફૂલોમાં રમનારી પોપટીને તમે ત્યાંથી ખસેડીને ઘરમાં મૂકી છે, ત્યાં તેને ખુલ્લા તડકામાં ઊડવાને બદલે લોંય ઉપર આસવાનું ગમે, તેથી તે કેમ રાજી થશે? માટે મારા કહ્યા પ્રમાણે કરો. જો તમે તેમ કરશો તો તમને ખંડિયા તરીકે રાજ્ય પાછું મળશે."

આનો જે ઉત્તર કરણે આપ્યો છે તે સિસોદિયા કુળદીપક પ્રતાપના મોંમાં છાજે એવી ભાષામાં મુકાયેલો છે. અહીં તેનું ઉદ્દરણ અણઘટતું નહીં કહેવાય.

"અગર જો આસ્માન તૂટી પડે, અગર ધરતી રસાતળ જાય, અગર પાદશાહ પોતે કે તેથી પણ વધારે ખુદ પરમેશ્વર મારી પાસેથી એ છોકરી માગવા આવે, તોપણ હું તેને ખુશીથી તો કદી આપું નહિ. હું હમણાં એવી અવસ્થામાં છું કે મને કોઈ માણસનો ડર રહ્યો નથી. મેં મારું સર્વસ્વ ખોયું છે. હવે મારી પાસે જવાનું બાકી રહ્યું નથી. મારા ઉપર સઘળી જાતની આફત પડી ચૂકી છે. હવે વધારે અથવા એથી મોટી આફત બીજી છે જ નહીં. તેથી હું તમારા પાદશાહથી, તમારા મલેક કાફુરથી, તથા તેના અગણિત લશ્કરથી જરા પણ બીતો નથી.

હજી રજપૂતો એટલા અધમ થઈ ગયા નથી. હજી તેઓમાં આબરૂનો છેક નાશ થઈ ગયો નથી. હજી તેઓમાંથી જાતનો તથા કુળનો અહંકાર એટલો ગયો નથી કે, તેઓ પોતાનું રક્ષણ, પોતાનો લાભ, પોતાનું સુખ, પોતાની દીકરી પારકાંને આપીને માંગે. ના! ના! એવો દહાડો હજુ આવ્યો નથી, ને આવતાં ઘણી વાર છે. છોકરીને મ્લેચ્છ પાદશાહને આપું, તેને દુષ્ટ ચંડાળ લોકોને સોંપું, તેને તેના બાપના કટ્ટા શત્રુને, તેના બાપનું વગર કારણે રાજ્ય હરણ કરનારને, તેને આવી દુર્દશામાં લાવનારને ત્યાં મોકલું? એમ કદી થનાર નથી. જ્યાં લગી આ ઘટમાં પ્રાણ છે, જ્યાં સુધી આ શરીરમાં રુધિર વહે છે, જ્યાં સુધી તલવાર પકડવાને હાથ સલામત છે ત્યાં સુધી હું એ છોકરીને મારા હાથમાંથી જવા દેવાનો નથી. તેને લેતા પહેલાં તેના રક્ષણને અર્થે મારો પ્રાણ અર્પણ કરવા તૈયાર છું. મારા મોત પછી તેનું જે થાય તે ખરું. પણ શું કરણને વાસ્તે જગતમાં એમ કહેવાશે કે તેણે જીવતાં પોતાના સ્વાર્થને સારુ પોતાની

છોકરી વેચશે? કદી નહીં. હું તેને મારે હાથે કાપી નાંખીશ. એ કુમળું ફૂલ અપવિત્ર તથા અધમ હાથમાં જાય, તે કરતાં હું તેને તોડી નાંખીશ. એ પાણીદાર અમૂલ્ય મોતી કોઈ નીચના શરીરને શણગારે, તે કરતાં હું તેને ભાંગી ચૂરેચૂરા કરી નાંખીશ. એ વાતની અમને રજપૂતને કંઈ શરમ નથી. તેથી અમારી કાંઈ અપ્રતિષ્ઠા થવાની નથી. એ તો અમારો અસલથી ચાલ્યો આવેલો સંપ્રદાય જ છે.

અમે તો અમારા કુળની લાજ રાખવાને તથા હલકા માણસોને અમારી કન્યા આપવી ન પડે, તે માટે છોકરીઓને જન્મતાં જ દૂધ પીતી કરીએ છીએ. મેં તેને જીવતી રાખી, મોટી થવા દીધી એ જ મેં ભૂલ કરી દીધી. પણ હજી શું ગયું છે? એક તલવારના ઘાથી ધારેલું કામ બની આવશે. એક ઘાથી મારી, મારા કુળની, મારી જાતની, મારા દેશની આબરૂ રહેશે. એક ઘાથી તમારા પાદશાહની ઉમેદ અફળ થશે અને એક ઘાથી મારી છોકરી અપવિત્ર થતી બચશે."

ત્યાર બાદ કૌલારાણીના સંગદિલ વિષે જે ઉદ્ગાર છે, તે પથ્થરને પણ પિગળાવે એવો છે. "અરે ચંડાળ, દુષ્ટ, પાપિણી, કૌલાદેવી! હવે તને રાણી શા માટે કહું? અરે મેં તને કેટલું સુખ દીધું છે, મેં તને કેટલાં લાડ લડાવ્યાં છે! મેં તારો મોંમાંથી પડતો બોલ ઝીલ્યો છે! મેં તને પટરાણી બનાવી હતી. તે સઘળાનો બદલો તું આજ બહુ સારો લેવા નીકળી છે. તને એ જ યોગ્ય છે. અરે તું તારા ધણી, તારી છોકરી, માબાપ, સગાંવહાલાં, ન્યાતજાત, દેશ, એ સઘળું છોડીને ધર્મથી ભ્રષ્ટ થઈ. એક મ્લેચ્છ પાદશાહના જનાનખાનામાં મહાલે છે. તું જીવતા વરે બીજાને વરી. તેં એક ભવમાં બે ભવ કીધા. તું હમણાં એક દુષ્ટ અધર્મી પુરુષની બાથમાં પૈસાને લોભે ભરાઈ છે અને સઘળી જાતનાં સુખો ભોગવે છે. તેની હું અદેખાઈ કરતો નથી, પણ તું મારી જરા પણ દયા રાખતી

નથી. તું મારી અવસ્થા જોતી નથી. તું મારા અથાગ દુ:ખ ઉપર કાંઈ પણ નજર કરતી નથી. તું કેવી સ્વાર્થી કે તને આટલાં બધાં સુખ છતાં છોકરીનું પણ સુખ જોઈએ છે, ને હું સઘળી રીતે પાયમાલ થઈ ગયેલો, હું આ મહમાં સાધુની પેઠે દુનિયાનો તથા સુખનો ત્યાગ કરી બેઠેલો, હું એક છોકરી ઉપર મારાં થોડાં સુખને વાસ્તે આધાર રાખી રહેલો, તેટલું પણ સુખ તું મારી પાસેથી લઈ લેવા માંગે છે! અરે ભૂંડી! તારી છોકરી આવવાથી તારા સુખમાં તો ઘણો થોડો જ વધારો થવાનો છે, પણ હું તો તેના વિના ટળવળીને, રઝળીને, રખડીને મરણ પામીશ. હમણાં તો તારા સુખના મધ્યાહ્નનો સૂર્ય છે. પણ કોઈ વખત પણ સાંજ પડશે. કોઈ વખત પણ તે અસ્ત થશે ને પછી ઘોર અંધારું થઈ જશે."

ત્યાર બાદ કરણ દેવળદેવીને મારી નાંખવા જાય છે. પણ નિર્દોષતા આગળ તલવાર ચાલતી નથી.

આગળ જતાં દુષ્કાળનો જે ભયાનક ચિતાર આપેલો છે, તેમાં સુડતાળાના દુકાળની દંતકથાના ભણકારા જણાય છે. સવારીનું ચિત્ર, ખીઝરખાંની સાલગિરેહના વરઘોડાના ફનાફાતિયા પછીની કચડાટ વગેરે ઘણું જ અસરકારક વર્ણવ્યું છે.

કાળી ચૌદશની રાત્રિના દેખાવનું વર્ણન કેવું કારમું લાગે છે? તેમાં જ્યારે મડદાંને પાણીમાં ધોવા નાખેલું, તેને અંધકારમાં પાણીમાં ચાલતું જોઈએ છીએ, ત્યારે તો હરપાળની સાથે ડરથી હૈયું મોંમાં આવે છે કે રખેને બૂમ પડાઈ જશે. ગુજરાતની પડતી આવવાની તેની આગાહીમાં જમાનત આપનાર ભાટનો ત્રાસદાયક આત્મઘાત જાણે હિંદુ રાજ જવાનું તેની સાથે આ કોમ પણ નાશ પામવાની ન હોય!

ત્યાર બાદ વેદાન્તી ચોર ને માધવની મુલાકાતમાં કેટલો હાસ્યરસ સમાયેલો છે? ફ્રાંસના 'ઈકોનોમિક્સ' ઉપર લખનાર સત્તાશૂન્ય વાદી

મો. પ્રુધોં કહે છે કે La propri'ete' c'est le Vol. માલમતા એ એક જાતની ચોરી છે. આ જ પ્રમાણે 'હું' 'તું' ના ભેદ વિનાનો પ્રાકૃત વેદાંત-વાદ પણ પુકારે છે.

જેહાશાના વ્યાપારી જીવનનું સુખદર્શી વર્ણન વાંચી અકબરના હજામની વાત કોને યાદ નથી આવતી? ભટ-ભટાણીની સાઠમારી, વૈરાગી ને ગંજેરી બ્રાહ્મણનો સંયોગ વગેરે વાંચ્યાથી આ શોકસાગરમાં જાણે મીઠી લહેર આવતી હોય એમ લાગે છે. કોઈ જગ્યાએ ટાહેલું નથી. યથોચિત-"આટલું જ"-એથી વિશેષ નહિ, આવો વસ્તુરચનાનો સૂક્ષ્મ ખ્યાલ જ્યાં ત્યાં જણાઈ આવે છે. પ્રસ્તાવનામાં પોતે ઉઠાવેલા સાદા પ્રશ્નનો સહેલો જવાબ એ જ છે કે આ કાવ્ય લખાયું છે તે અવિચળ રહેશે.

# પ્રકરણ પાંચમું

## નિવૃત્તિ

બાવીશ વર્ષના પર્યટન પછી જિજ્ઞાસુ મુસાફર કૃતકૃત્ય થઈ જન્મ–નગરમાં પાછો ફર્યો. ઈ. સ. ૧૮૯૦ ના ચૈત્ર માસમાં પોતાની ઉંમર પંચાવન વર્ષની થઈ હતી. "આ 'વન'માંથી નીકળ્યા ત્યારે જાણવું કે બચ્યા" એમ પોતાના મિત્રોમાં મશ્કરી કરી કહેતા.

સુભાગ્યે પોતાના પુરાણા મિત્રો સુરતમાં નિવૃત્ત થઈ આવી રહ્યા હતા. પોતાના શ્વશુર રા. વિદ્યારામ ભાવનગરની વરિષ્ઠ અદાલતના ન્યાયાસન પરથી પેન્શન લઈ આવ્યા હતા ને સંઘાડિયાવાડની હવેલીમાં રહેતા હતા. રા. બા. દોલતરાય મુનસફીથી નિવૃત્ત થઈ સુરત ને ડુમસ વચ્ચે રહેવા લાગ્યા–સાંવત્સરિક ઉદ્ગમન ને પ્રત્યાગમન કરવા લાગ્યા હતા. રા. બા. મુકુંદરાયે સદર અમીનના હોદ્દા પરથી ×ગોશાનશીની લીધી હતી તથા 'વાડી'માં સુખી જીવન તે ગાળતા હતા. પોતે કહેતા કે "મને મોટો ભય એ હતો કે સુરત નિવૃત્ત થઈ પાછો ફરીશ ત્યારે પુરાણા મિત્રો મળશે નહિ ને મને અડવું લાગશે." તેમ થવા પામ્યું નહીં, એ પોતાના પર કાળની મહેરબાની માનતા.

સુરતવાસીઓ સાયંકાળે હવા ખાવા જરૂર જવાના, તેમ આ ચારે મિત્રો સાયંકાળે જતા. 'લાઇન્સ'માં દોઢેક માઇલ ચાલતા. હું

---

× એકાંતવાસ.

પણ ઘણીવાર સાથે જતો. તે વેળા એ ગાડી જોડાતી. મુકુંદભાઈ બહુ હાવકા ચાલે. કેડમાંથી એટલા અક્કડ, કે જુવાનિયો શું ચાલતો હતો? પણ ગતિ ધીમી ને એકસરખી. તેમનો પહેરવેશ પ્રતિષ્ઠિત, ઘસાયેલો હોય તો પણ રોકનદાર રહેતો. વાત મીઠી મીઠી; વક્તા કરતાં શ્રોતાપણું વધારે પસંદ. માર્મિક વચન કરતાં ડાહી વાત ઝાઝી બોલતા ને આપ્ત વાક્ય નીકળ્યા બાદ વિવાદ સંપૂર્ણ થતો.

ઉંમરે તો મારા માતામહ સૌથી મોટા તો પણ એમને સમાન વયના મિત્રોમાં અડપલું, માર્મિક સંભાષણ કરવાની બહુ ટેવ હતી. નાનપણથી જ અમારે મન તો તેઓ અગમ્ય ગણાતા—અને તે અગમ્યતા અમને હંમેશ ભયભીત રાખતી. મોટાઈનું કાંઈ પણ વેણ બોલાયું કે એમનું માર્મિક બાણ છૂટ્યું જ છે! સ્વભાવ ક્રોધી તેથી રખે કોઈ ગાડી જોરમાં દોડાવતો જાય તો તેની તરફ મુકુંદની આંખ બ્રહ્મચારીના કરતાંયે વધારે જાજ્વલ્યમાન નીકળતી.

પોતાને ઝડપથી ચાલવાની ટેવ ને કાંઈક હાવકાઈ પણ કમ ખરી! મને લાગે છે કે તેમની દૃષ્ટિની ન્યૂનતાને લીધે એમનાથી આડકતરાં ચલાતું.

દોલતકાકા (આ નામે અમે દોલતરાયજીને બોલાવતા) સૌથી પહેલવાન, મજબૂત બાંધાના, વિશાળ છાતીવાળા, કદાવર, હાથમાં છ ફૂટિયો ધોકો લઈ ઝપાટાબંધ ચાલે. પોશાક બહુ જ સાદો, ને ઘણીવાર તો જાણીજોઈ ને ગ્રામ્ય પહેરે. "આપણે નિવૃત, કેમ માસ્તર! (પોતાની ભણી ફરી કહે) લેબાસની શી પરવા?" દુનિયાની લપ્પનછપ્પનથી તેઓ બીલકુલ અલગ રહેતા. સૃષ્ટિ સારી છે, સૌ વાનાં સારાં થાય છે—એવી સંતુષ્ટ, સુખદર્શી નજર, ને સુખદર્શક ખ્યાલો. એમની વાત તે નાનપણનાં અંગબળ વિષેની જ. સ્વભાવે તે સાદા, સ્તુતિ કે નિંદાની અવગણના કરવાવાળા

હતા. એમનો દેહાંત સૌથી છેલ્લો થયો, તેનું કારણ નાનપણની અંગકસરત ને સાદી જીવનપદ્ધતિ જ.

મારા માતામહ એઠી બાંધણીના, કસાયેલા, અક્કડ ચાલવાવાળા હતા. એમની યાદશક્તિ અદ્દ્ભુત હતી; અને હરેક પ્રસંગે વાત કહેતા ત્યારે એમની અનાયાસે અલંકૃત થતી ભાષા એવી યોગ્ય ને સચોટ નીકળતી કે તે સાંભળતાં મઝા પડ્યા વિના રહેતી નહિ. સર્વ સંભાષણ ઉપર પોતે વારંવાર ચંચૂપ્રહાર કરી અધિકતર હાસ્યરસ જમાવતા. પોતે હાસ્યરસનું કાંઈ પુસ્તક લખ્યું નથી, પણ આ રસનું પ્રાબલ્ય પોતામાં એટલું તો સતેજ રહેતું કે જ્યાં ત્યાં એનો આભાસ પડતો. મોભો-મરતબો જાળવી રાખવો, છાજતી મોટાઈ રાખવી ને દાખવવી,એ મુકુંદભાઈમાં અનુભવાતું. સુરતમાં કોઈ એવો વરઘોડો નહીં હોય કે જેના સાજનમાં તેઓ હાજર ના હોય. હરેક મિજલસમાં તેઓ હાજર ખરા જ અને હું પણ જ્યારે એમની જોડે જતો ત્યારે જોતો કે સૃષ્ટિને પૂર ખૂન-લોહિયાળ વૃત્તિ-થી નિહાળતી એમની નજર બધી વસ્તુ પર ફરતી. બધું જોતા ને તેનો સંભોગ કરતા.

આ મિત્રમંડળ ઘણુંખરું સાંજના લાઇન્સમાં આવેલા ઇશ્વરદાસ સ્ટોરના એક બંગલામાં એકત્ર મળતું. અહીંયાં શેઠ કરસનદાસ પરશોતમદાસ આત્મારામ ભૂખણવાળા પણ હવા ખાવા આવતા, માળી પર હકૂમત બજાવતા, અને શાંત વિનોદ કરતા હતા. કરસનભાઈનો આવકાર ભારે. ખુરસી બિછાઈ રહેતી, ત્યાં જઈને સૌ બેસતા. પાન ખાવાની આદત નહિ હશે, પણ હુક્કો તો એમના સિવાય કોઈ પીએ નહિ, તેમ બીજી 'કલબ'માં ખાવાપીવાનું ચાલે છે તેમ અહીં કાંઈ ન હતું. વાર્તાલાપ થતો ને મારા માતામહ ખીલતા. એમને પ્રસંગોપાત્ત વાત કરવાની ટેવ હતી, ને બીજાને ખીલવવા હોય તો સચોટ ઉપચાર કરી શકતા. કૂવાનાં પાણી ખારાં હતાં, એટલે ઝાડપાન ઝાઝાં જામેલાં નહિ તો પણ કૂંડી કૂંડાં ઠીકઠાક ગોઠવી વાડીની શોભા કીધી હતી.

સ્વચ્છ શીતળ હવા ખાવી હોય તો આ જગ્યા ઘણી મજાની હતી. પણ કરસનભાઈ ને નિવૃત્ત જીવન પસંદ નહિ હોય તેથી પંચતંત્રમાં વર્ધમાનની વાર્તા છે તેમ–" तस्य कदाचिद्रात्रौ शय्यारूढस्य चिंता समुत्पन्ना यत् प्रभूतेऽपि वित्ते अर्थोपायाश्चिंतनीयाः कर्तव्याश्च इति " ને તે જેમ મથુરાં પ્રતિ ગયેલો તેમ–તે મુંબઈ સીધાવ્યા. એમના જવાથી આ 'કલબ' તૂટી ગઈ. ત્યાર બાદ મસ્કતીની વાડીમાં ઘણુંખરું બેસતા.

વીસ વર્ષ લગી શહેર બહાર રહેવાની આદત પડેલી, તેથી વસ્તી વચ્ચોવચ રહેવું મુશ્કેલ લાગવાનું. એ ખ્યાલ નોકરીથી વિરક્ત થતા પહેલાં આવેલો. સુરતની પ્રવૃત્તિથી વિરક્ત થઈ રહેવું હોય તો લાઇન્સમાં બંગલો લઈ તેમાં રહેવાય. પણ નદીની હવા ભેજવાળી, ને શહેરની જંજાળથી દૂર થવું હોય તો તેને પાદરે જઈ રહેવામાં લાભ નહિ તેથી આ વાત પડતી મુકાઈ. કોઈએ હજીરાનું નામ આગળ મૂક્યું. પણ આ તદ્દન જ એકાંત સ્થાન ને સુરત સાથેનો સંબંધ મુશ્કેલ, તેથી તે પણ અણઘટતી જગ્યા ઠરી.

રા. બા. દોલતરાયનો આગ્રહ હતો કે ડુમસમાં જેવો તેમણે બંગલો બાંધ્યો તેવો પોતે પણ બાંધે. પોતાના શિષ્ય અને મિત્ર રા. ભીમભાઈ તે વખતે સુરતમાં ખજાનાના મુહતમિમ (ટ્રેઝરી–ઓફિસર) હતા. તેમનો બંગલો પણ ડુમસમાં હતો, ને નોકરીથી વિરક્ત થઈ ત્યાં જ દાળભાત પચાવવા રહેવાનો તેમનો આગ્રહ હતો. તેઓ આ ભલામણને સમર્થન કરવા પોતાને ડુમસ લઈ ગયા. વળી તે સમયમાં એલ. એલ. બી.ની પરીક્ષા માટે તૈયાર થવા સારુ મારા બન્ને વડીલ બંધુઓને પણ કોઈ એકાંત સ્થાનની જરૂર હતી. તેથી તેમનું મન પણ ડુમસ તરફ વળ્યું. આ બધા સંજોગોને લીધે દોલતરાયજીના બંગલા સામું ડૉ. ડોસાભાઈની પડતર જમીન હતી, તેનું વેચાણ લેવાયું ને ઈ. સ. ૧૮૯૨ ની શરૂઆતમાં અમારો બંગલો તૈયાર થયો. પછી ઉનાળાના લગભગ સાડાત્રણ માસ તો ત્યાં જ રહેવાનું

થતું. શિયાળામાં પણ આવજા થતી. ચોમાસામાં શનિ, રવિવારે આવતા. પોતે આ સ્થાનને 'સમાધિ' કહેતા.

તે વેળા ડુમસમાં બંગલા બહુ કમ હતા. ચોખ્ખી દરિયાની હવા, પાણી પાચનકારક, ખાવાનું સાદું ને તાજું, સવારસાંજ ખુલ્લી હવામાં ફરવાનું, અર્થાત્ લૂણી હવા જ ખાવાની એટલે ચિત્ત પ્રસન્ન રહેતું, દિલ બહેલેલું બનતું, શરીર નીરોગી થતું.

ઈ. સ. ૧૮૯૭માં 'પ્લેગ'નો પ્રાદુર્ભાવ થયો, ને મુંબઈ તથા સુરતવાસી ડુમસ પર ઊલટ્યાં. કૂતરાની ટોપી માફક જ્યાં ત્યાં બંગલી, ને હવેલીઓ ઊભી થઈ. ગ્રામ ટળી ડુમસ શહેરની રોનક ધરાવવા લાગ્યું. જંગલમાં મંગળ કરવાની રીત સુરતવાસી જ જાણે, તેથી ડુમસમાં રમતગમત ભારે થઈ રહેવા લાગી, ને સ્થાનિક કવિએ તો ડુમસને કવન પદમાં અમર પણ બનાવેલું: "રૂડું સ્થાન ડુમ્મસ સૂર્યપૂરે ઠીક વસ્યું ગુજરાતમાં" આ હરિગીત છંદમાં હરિલાલે ડુમસની વ્યુત્પત્તિ, ભીમભાઈની આગ્રહપૂર્વક શ્રદ્ધાને લીધે યોજી કાઢેલી. 'પ્લેગ' તો નિત્યનો સહવાસી થયો, તેથી મુંબઈવાસીઓ આવતા બંધ થયા, પણ ડુમસ પહેલાં જેવું સાદું રહ્યું નહિ. મોંઘવારી આવી, વૈભવ આવ્યો, મોટાઈ આવી, ઘોડાગાડી દોડવા લાગી, ને સેર કરવાની સડક પર ધૂળ ઊડવા લાગી. 'વર્ડ્સ્વર્થ' માફક શાંતિ પસંદ કરતું પોતાનું ચિત્ત આ દ્રવ્યની ઉછૃંખલ પતરાજી જોઈ કાયર થયું. ભીમભાઈ તો ગુસ્સે થઈ ગર્જવા લાગ્યા કે 'આ લેભાગુઓ ક્યાંથી આવ્યા? ડુમસની સાદાઈ બગાડી નાંખે છે.' દોલતરાય માત્ર 'ડાયોજિનીસ' માફક પોતાના જ 'ટબ'માં ઘૂમતા રહ્યા. ને જેમ તે ગ્રીક સિનિકે મહાન પ્લેટોની મગરૂબી ઉપર તિરસ્કાર ભરેલી નજરથી પગ ઠોકેલો (I stamp on thy pride, Plato) તેમ મુંબઈ તથા સુરતના દ્રવ્યવાન શેઠિયા તરફ કાંઈક તિરસ્કારવૃત્તિ બતાવતા અસલની ગ્રામ્યાવસ્થામાં જ રહ્યા.

પોતે ડુમસમાં સાંજસવાર ફરવા જતા, બે માઈલ ચાલતા ને દરિયાની હવા ખાવા ચોપાટી ઉપર બેસતા. ભીમભાઈ ક્વચિત જ દરિયે આવતા. એમનો દરબાર બંગલે ભરાતો. રા. મનસુખલાલ સોલિસિટર, શાંત શીતળ લહેરમાં લ્હેરાં ખાતા દરિયે આવતા. ચાલવા પર શ્રદ્ધા કમ, ને દમનો ઉપદ્રવ એટલે શક્તિહીન પણ ખરા. સોકઠાં રમવાનો ભારે શોખ. સ્વભાવ થોડાબોલો પણ મિલનસાર, મોટાઈ વિનાનો, પોતાને ઘણો અનુકૂળ હતો; ને સુરતની હાઈસ્કૂલના પહેલા ને બીજા ગુજરાતી હેડ માસ્તર, ઘણી રીતે, નિવૃત્ત ચિત્તને લીધે, એક જ તરેહની રહેણી રાખતા.

રા. જીવણરામભાઈ પણ રેલવેમાં મોટા ને માનવંતા ઓદ્ધા પરથી વિરક્ત થઈ ડુમસમાં રહેતા હતા. વાણિયાશાઈ લીલી પાઘડી બાંધતા, ને 'કેવા તેમના સગા સુરતથી શુકલતીર્થ ચાલતા ગયા વગેરે' પુરાણી × શેહજોરીની વાતો કરતા. એમને પણ આપ્તમંડળમાં રસિકતાથી વાતો કરવાની બહુ ટેવ હતી. પોતે, જીવણરામભાઈ ને મારા માતામહ ઘણીવાર સાથે થતા. ખંડેરાવ બેદરકર ઇન્દોરનું દીવાનપદ છોડી આ સ્થળે જ આવી વસ્યા હતા, પણ હકૂમતનો ખ્યાલ છેક છૂટ્યો ન હતો. ભારે દમામથી રહેતા; વિદ્યાવિલાસી, પુસ્તકમાં મગ્ન રહેતા; બધી ચીજ એમની 'સુપરફાઇન' (શ્રેષ્ઠ પ્રકારની). વાત લાંબી લાંબી, સ્વપરાક્રમની ઝાઝી. વૃદ્ધ રાજારામ શેઠ મુંબઈના એક જાણીતા વેપારી હતા, તેમણે ડુમસમાં આરોગ્યગૃહ બંધાવેલું. તે પણ + જહાંદીદા આનંદીજીવ હતા.

અફસોસ ! આજે એ સૌ આ સૃષ્ટિને ત્યજી ચાલ્યા ગયા છે, ડુમસ બેરોનક થઈ ગયું છે, જમીનમાં ખારાટ આવી છે, કૂવા ખારા થઈ ગયા છે, ગુલશન તો તે જ છે; પણ તેમાં બુલબુલ ગાતાં બંધ થઈ ગયાં છે !

---

× બહાદુરી. વીરતા. + દુનિયાના અનુભવવાળા, ચાલાક.

પોતે જ્યારે નિવૃત્ત થયા ત્યારે મોટી ફિકર તો એ થયેલી કે દિનરાત લેખનવાંચનમાં પોતાનો વખત ગયેલો, તે બેકાર કેમ ગમશે? આંખની સ્થિતિ એવી કે વંચાય નહિ, લખવાનું મુશ્કેલ પડે; ને વિદ્યાના આટલા આસક્ત, ઘરના ખટરાગથી વિરક્ત, એટલે એ ચિંતા સ્વાભાવિક હતી. ન્યાતજાતની કુથલી પસંદ નહિ. નાણું પ્રોમિસરી નોટમાં રોકાયેલું, એટલે મારા માતામહના માફક તેની ફેરબદલીની ફિકર નહિ; હિસાબ રાખવાનો કંટાળો તેથી તેમાં પણ માથું નહિ.

હું તે વેળા સાત વર્ષનો હતો તે ગુજરાતી વાંચું ને મારી મોટી બ્હેન સુલોચના અંગ્રેજી પ્રાઇમર વાંચે. પહેલવહેલાં તો અમને શિખવવામાં પોતે વખત ગાળતા, ને જ્યારે મેં નિશાળે જવા માંડ્યું ને બ્હેન સાસરે ગઈ ત્યારે આટલો ઉદ્યોગ પણ ગયો. એટલામાં પોતાની પુરાણી પ્રિય વસ્તુ પર ધ્યાન ગયું. ઘણા મિત્રોએ કહ્યું કે મ્યુનિસિપાલિટીમાં સર થિયોડોર હોપના વખત પહેલાં પણ મન ચોંટાડેલું, તે પાછું તે કામમાં પડી લોકહિતનાં કામો કરો, પણ અધિકારપ્રિય, × હાકેમરસ સ્વભાવ જ નહિ તેથી સરકાર તરફે પસંદ થવું એમને અયોગ્ય લાગ્યું. પરિણામે ઉદાત્ત વર્ગમાંથી પોતે, સરદાર ઈશ્વરદાસ સ્ટોર અને દાક્તર ડોસાભાઈ પસંદ થયા. લોકના ભલાં માટે જ પોતે કામ કરતા. નહિ લાલસા સરકારી મહેરબાનીની, કે લોકની વાહવાહની. તેથી ક્ષણિક, સ્વલ્પ લાભદાયી કોઈપણ 'ત્રેવડ' પોતે કરવા દીધી નહિ. 'વાઈસ-પ્રેસિડંટ' (ઉપપ્રમુખ) પોતે ચુંટાયા.

તે સમયે નામદાર ગવર્નરની સુરત પધરામણી થવાની. તે વેળા માનપત્ર વાંચવાનું કામ પોતાને માથે આવ્યું. પણ વાંચવાની અડચણ, તેથી મોટા હરફમાં લખાયા છતાં સરદાર ઈશ્વરદાસ પાસે જ પોતે એડ્રેસ વંચાવ્યું. પોતાને આગળ પડવાનો કશો શોખ નહિ. રહેણીકરણી

× હાકેમ સાથે ઓળખાણવાળો.

સઘળી ઉદાત્ત દેશીઓની માફક જ, તેથી અંગ્રેજ લોકમાં જરાપણ ઘુસાઘુસ કરવાની ટેવ નહિ.

આ સમયે ઘરવેરાની વાત નીકળી આવી. સુરતમાં પાણીની છૂટ થવાથી આગ અટકશે, ટાંકાની સવડ નહિ તેવાઓને મીઠું પાણી મળશે, કોલેરાનો ઉપદ્રવ કમ થશે;આ બધા ખ્યાલથી સુરતમાં નળ વાટે સ્વચ્છ પાણી આવે, તે બાબત પોતાનો આગ્રહ હતો; આના ખરચ માટે ઘરવેરા નાંખવો પડે તો તેનો બોજો પ્રજાએ ખમવો જોઈએ, તે બાબત પોતાએ દૃઢ નિર્ણય કર્યો હતો. લોકને આ પસંદ નહિ પડે તેટલા જ માટે આ આ યોજના આદરવી નહીં એ વાત એમને રુચી નહીં. લોકમાન્યતા વેચાતી લેવી તેમને મંજૂર નહિ હતી. તુર્ગોનું દૃષ્ટાંત આપી પોતે કહેતા કે ફ્રાંસમાં જેમ ‘ ફીઝિઓક્રેટસે ’ સામાન્ય ફાયદા માટે અનિયંત્રિત રાજકર્તાની નિમણૂક બાબત પક્ષપાત બતાવેલો, તેમ પોતાને પણ તે જ માર્ગ માન્ય હતો. ना विष्णुः पृथिवीपतिः । સામાન્ય વર્ગને તૃષ્ણા હોય છે, બુદ્ધિબળ હોતું નથી; આ મત પોતાને દૃઢીભૂત હતો એમ કહીએ તો ચાલે. જેમ જેમ આંખનું બળ કમ થતું ગયું, તેમ તેમ પોતે પાછળ હઠતા ગયા.

આ દરમિયાનમાં ઉત્તર વિભાગની મ્યુનિસિપાલિટી તરફથી મુંબઇના ગવર્નરની ધારાસભા માટે એક સભાસદની ચૂંટણી થવાની હતી. મારા વડીલ બંધુઓની હોંસને આદરી, રા. ભીમભાઈનો આગ્રહ સ્વીકારી, પોતે પોતાનું નામ ઉમેદવાર તરીકે મોકલી આપ્યું. રા. ચીમનલાલ સેતલવાડ પોતાના પ્રતિસ્પર્ધી હતા. ‘કૅાકસ’ની રીત ‘મોફસલ’વાસીને માલૂમ ન હતી. પક્ષ × ફિહરિસ્તવાળા પરસ્પર મત આપે ને સૌથી વધારે મતે પસંદ થાય એ અમેરિકન રીતથી અણજાણ હોવાથી રા. ચિમનલાલ કરતાં પોતાને મત કમ મળ્યા. પોતાની શારીરિક શક્તિ

× યાદીવાળા.

શિથિલ થવા છતાં આખર લગી મ્યુનિસિપાલિટીનું કામ પોતે બહુ અગત્યનું સમજતા. પોતાની શિખામણ આવી જ હતી :

"Be sober. Be clever. Live purer lives. Give your votes thoughtfully. Make your city healthier and more seemly. Personal service is demanded. Self-giving rather than money-giving is the duty of man towards the city he lives in."

આ સમયમાં જ કાંઈક પક્ષાઘાતની અસર જણાયેલી, પગ લચકાયેલો, હાથ ધ્રૂજતો, પણ પોતે 'કરી' ( પથ્ય ) એવી સખ્ત પાળી કે આ દુષ્ટ રોગનું જોર ચાલ્યું નહીં. આ વેળાના જીવન બાબત સર ફ્રેડ્રિક લિલિને મેં લખી પુછાવેલું, તેના ઉત્તરમાં નીચે મુજબ તેઓ લખે છે :

25, Hanover House,
Regent's Park,
London, September 17, 1913.

My dear Mehta,

I am glad to hear you are engaged in the filial duty of preparing a life of your father.

For a long time he was only known to me as the author of that charming book 'Karan Ghelo.' Later when he was living in retirement at Surat I came into contact with him personally, and every year increased my respect and admiration for him. Reserved in manner and speech he was keenly interested in popular

સઘળી ઉદાત્ત દેશીઓની માફક જ, તેથી અંગ્રેજ લોકમાં જરાપણ ઘુસાઘુસ કરવાની ટેવ નહિ.

આ સમયે ઘરવેરાની વાત નીકળી આવી. સુરતમાં પાણીની છૂટ થવાથી આગ અટકશે, ટાંકાની સવડ નહિ તેવાઓને મીઠું પાણી મળશે, કોલેરાનો ઉપદ્રવ કમ થશે;આ બધા ખ્યાલથી સુરતમાં નળ વાટે સ્વચ્છ પાણી આવે, તે બાબત પોતાનો આગ્રહ હતો; આના ખરચ માટે ઘરવેરો નાંખવો પડે તો તેનો બોજો પ્રજાએ ખમવો જોઈએ, તે બાબત પોતાએ દૃઢ નિર્ણય કર્યો હતો. લોકને આ પસંદ નહિ પડે તેટલા જ માટે આ આ યોજના આદરવી નહીં એ વાત એમને રુચી નહીં. લોકમાન્યતા વેચાતી લેવી તેમને મંજૂર નહિ હતી. તુર્ગોનું દૃષ્ટાંત આપી પોતે કહેતા કે ફ્રાંસમાં જેમ 'ફીઝિઓક્રેટસે' સામાન્ય ફાયદા માટે અનિયંત્રિત રાજકર્તાની નિમણૂક બાબત પક્ષપાત બતાવેલો, તેમ પોતાને પણ તે જ માર્ગ માન્ય હતો. ना विष्णुः पृथिवीपतिः । સામાન્ય વર્ગને તૃષ્ણા હોય છે, બુદ્ધિબળ હોતું નથી; આ મત પોતાને દૃઢીભૂત હતો એમ કહીએ તો ચાલે. જેમ જેમ આંખનું બળ કમ થતું ગયું, તેમ તેમ પોતે પાછળી હઠતા ગયા.

આ દરમિયાનમાં ઉત્તર વિભાગની મ્યુનિસિપાલિટી તરફથી મુંબઈના ગવર્નરની ધારાસભા માટે એક સભાસદની ચૂંટણી થવાની હતી. મારા વકીલ બંધુઓની હોંસને આદરી, ર. ભીમભાઈનો આગ્રહ સ્વીકારી, પોતે પોતાનું નામ ઉમેદવાર તરીકે મોકલી આપ્યું. ર. ચીમનલાલ સેતલવાડ પોતાના પ્રતિસ્પર્ધી હતા. 'કોકસ'ની રીત 'મોફસલ'વાળાને માલૂમ ન હતી. પણ × ટિકિટવાળા પરસ્પર મત આપે ને સૌથી વધારે મતે પસંદ થાય એ અમેરિકન રીતથી અણજાણ હોવાથી ર. ચિમનલાલ કરતાં પોતાને મત કમ મળ્યા. પોતાની શારીરિક શક્તિ

× યાદીવાળા.

પસંદ નહિ. મને યાદ છે કે ઘણાં વર્ષ પૂર્વે મારા વડીલ બંધુ જેમને પરમેશ્વરે સારી વક્તૃત્વ અને નાટ્યશક્તિ બક્ષેલી છે, તેઓ 'ડિકન્સ'ની નવલકથાઓ છટાદાર લઢણથી પોતાની આગળ વાંચતા. હું પ્રતિષ્ઠિત રીતે વાંચી શકું એટલો અંગ્રેજી ભાષામાં પ્રવેશ થયો ત્યારે 'ડોમ્બી એન્ડ સન' અને 'બ્લીક હાઉસ' મેં વાંચી સંભળાવેલાં. ઇતિહાસ, પોલિટિકલ ઇકોનોમી (અર્થશાસ્ત્ર), મુસાફરીનાં પુસ્તકો હું એમની આગળ રજાના દિવસોમાં હંમેશ વાંચતો. 'હક્સલી' અને 'હરબર્ટ સ્પેન્સર' પણ વાંચેલા. ઈ. સ. ૧૮૯૮ માં મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયો, તે પહેલાં 'મિલ્ટન'નાં નાનાં કાવ્યો—'લેલેગ્રો,' 'ઇલપેન્સરોસો,' 'કોમસ,' 'સેમ્સન એગોનીસ્ટીસ' મેં વાંચેલાં. 'કાઉપર'નાં 'ટાસ્કો' પૂરાં કરેલાં. પણ જેટલો વખત અમે અમારું બીજું કામ કરતા, તેટલો વખત પોતે સ્લેટપેન સાથે જ મશગૂલ રહેતા. મારું તો સચોટ માનવું છે કે આ સ્લેટપેને જ પોતાનું આવરદા લાંબું કીધું.

બેકાર મગજ ક્ષીણ થઈ જાય છે, ને મગજની અસર દેહ પર ઝાઝી હોય છે તેમ પોતે કહેતા. પોતે એમ પણ હંમેશાં કહેતા કે ઉપજીવિકાના કામ ઉપરાંત કાંઈપણ ઉદ્યમ મનુષ્યે આદરવો જોઈએ ને વાંચવાનું ઘડપણમાં મળશે, એ ખ્યાલ કાઢી નાંખવો જોઈએ. કેટલાક સુતારનું કામ શીખે છે; કેટલાક ઘરનો હિસાબ રીતસર રાખે છે; કેટલાક બીબાં કોતરવાનું કામ હાથ પર લે છે; કેટલાક વાડી બનાવવાનું તથા ઝાડની ઊથલપાથલ જારી રાખવાનું કામ કરે છે. સારાં સુગંધી ફૂલો ઉગાડી તેમને કેળવવાં, ફૂલના પ્રદર્શનમાં શામિલ થવું વગેરે જાતનો ઉદ્યોગ હાથ ધરે છે. બની શકે તો જે વિષયમાં આંખનું કામ ઝાઝું ન પડે એવો જ શોખ રાખવો; કેમકે જો આંખ સબળ રહી તો વાંચનથી કાળ વ્યતીત થઈ શકે. પણ જો તે નિર્બળ થઈ તો સઘળી સૃષ્ટિ ઝાંખ મારે છે!

અમારા ઘરનું દીવાનખાનું કોચ ખુરસીથી સજ્જ રહેતું, છતાં

progress. Wise in counsel, independent and steadfast in action, catholic in sympathies, he was at that time an outstanding figure in the local world. With his shrewd and experienced eye he saw that a certain policy was needed and he held to it with dignity and determination in the face of much odium, which I am glad to know was changed before his death into cordial appreciation.

It is a pleasure to know that you, the son of my old friend, have won your way into the Civil Service, and I wish you all success.

Yours sincerely,
(Sd.) F. S. P. LELY.

બાહ્ય પ્રવૃત્તિઓથી નિવૃત્ત થઈ પોતાનો ગણિત ઉપરનો પુરાણો શોખ સજીવન કર્યો. પાછા દાખલા ગણવાનું હાથમાં લીધું. ભૂમિતિ ફરીથી ગણવા માંડી, ને કોઈ પણ પુસ્તકનું એવું 'ડિડક્શન' નહિ હોય જે પોતે નહિ કર્યું હોય. મારું ગણિતનું જ્ઞાન ઘણું સામાન્ય ગણાય. એલજિબ્રા (અક્ષરગણિત) ને ત્રિકોણમિતિ ઉપરાંત મેં કશું કર્યું નથી, ગણ્યું નથી, તેથી ભૂમિતિનો વિષય પૂરો થયા પ' હિસાબનો કયો વિષય પોતે હાથમાં લીધો હતો તે હું જાણતો નથી સવારના સાત વાગતાથી સ્લેટપેન શરૂ થાય, તે દશ સાડાદશ સુધી બપોરે કલાકેક આરામ લે તે સિવાય બધો વખત સ્લેટપેન જારી જ ડુમસ જતા ત્યારે હિસાબ કમ થતા, કેમકે સવારે પાયદળ ફરવા જતા

અમે હોઈએ તો પુસ્તકો વાંચીએ. પોતાને 'સટરપટર' વાચ

સભાસદ હતા એટલે ત્યાંથી સચિત્ર માસિકો હફતાવાર આવતાં તે અમે જોતા ને વાંચી સંભળાવતા. નાનપણથી મેં પોતાના લેખક-વાચક ( amaneuensis ) તરીકેનું કામ કરેલું. કાગળો આવે તે વાંચવા, તેના ઉત્તર લખવા, પુસ્તકો વાંચવાં, વગેરે કામ હું કરતો; પણ જ્યાં લગી અર્થને સમજીને હું વાંચવા શક્તિમાન થયો નહીં ત્યાં લગી વાંચવાનું કામ મારી પાસે કમ લેતા, કેમકે શુદ્ધ ઉચ્ચારણ બાબત પોતે ચીંધા હતા. એક જ સરખા અવાજમાં સઘળું વાંચી જાઓ, સમજ વિનાનો ભાર મૂકો, ખોટી જગ્યાએ રોકાઓ, ટૂંકમાં-સમજ વિનાનું, રસ વિનાનું વાંચન પોતાને માન્ય ન હતું એટલું જ નહિ પણ કષ્ટ આપતું.

ગરમીની રજાના દિવસ આવતા, તે વખત મુંબઈ તથા વડોદરેથી મારા બન્ને બંધુઓ માર્કંડરાવ અને મનુભાઈ આવતા. આ વેળા એમની ખુશી માતી નહિ. વિદ્યાલાપમાં વખત જાય, રાજ્યકારોબાર બાબત વાતો થાય; દેશસુધારા, સંસાર સુધારાના વિષયો ચર્ચાય. કદી કૂથલી કે ન્યાતજાત બાબત વાતચીત કે કોઈ અમુક વ્યક્તિની કાપકૂપ થતી નહિ.

બપોરના ત્રણ વાગ્યા બાદ અમે બધાં સાથે બેસતાં. મારી માતા આવી વાતોમાં ભળતી. કદી બહેન આવી હોય તો તે પણ શામિલ થાય. સાયંકાળે હંમેશાં બહાર ફરવા જવાતું. ઘરની ગાડી તેમાં બેસી શહેર બહાર જઈ ચાલતા. આઠ વાગતામાં પાછા આવતા, ને ત્યારથી તે દશ વાગ્યા લગી અમે બધાં સાથે બેસતાં.

મારી માતા બહુ ઉમળકાથી અમને સ્વયં આવકાર આપતી. તે હમેશ હસમુખી. જંજાળ શું તે તો તેના સુખપ્રતાપ આગળ કોઈ જાણતું જ નહિ. તે સવારે વહેલી ઊઠે, સૌથી પહેલી નીચે જાય, નોકરવર્ગને જગાડે ને અમારું ગૃહતંત્ર શરૂ કરે; ત્યાર બાદ નહાય,

સભાસદ હતા એટલે ત્યાંથી સચિત્ર માસિકો હફતાવાર આવતાં તે અમે જોતા ને વાંચી સંભળાવતા. નાનપણથી મેં પોતાના લેખક-વાચક ( amaneuensis ) તરીકેનું કામ કરેલું. કાગળો આવે તે વાંચવા, તેના ઉત્તર લખવા, પુસ્તકો વાંચવાં, વગેરે કામ હું કરતો; પણ જ્યાં લગી અર્થને સમજીને હું વાંચવા શક્તિમાન થયો નહીં ત્યાં લગી વાંચવાનું કામ મારી પાસે કમ લેતા, કેમકે શુદ્ધ ઉચ્ચારણ બાબત પોતે ચીંધા હતા. એક જ સરખા અવાજમાં સઘળું વાંચી જાઓ, સમજ વિનાનો ભાર મૂકો, ખોટી જગ્યાએ રોકાઓ, ટૂંકમાં-સમજ વિનાનું, રસ વિનાનું વાંચન પોતાને માન્ય ન હતું એટલું જ નહિ પણ કષ્ટ આપતું.

ગરમીની રજાના દિવસ આવતા, તે વખત મુંબઈ તથા વડોદરેથી મારા બન્ને બંધુઓ માર્કંડરાવ અને મનુભાઈ આવતા. આ વેળા એમની ખુશી માતી નહિ. વિદ્યાલાપમાં વખત જાય, રાજ્યકારોબાર બાબત વાતો થાય; દેશસુધારા, સંસાર સુધારાના વિષયો ચર્ચાય. કદી કુથલી કે ન્યાતજાત બાબત વાતચીત કે કોઈ અમુક વ્યક્તિની કાપકૂપ થતી નહિ.

બપોરના ત્રણ વાગ્યા બાદ અમે બધાં સાથે બેસતાં. મારી માતા આવી વાતોમાં ભળતી. કદી બહેન આવી હોય તો તે પણ શામિલ થાય. સાયંકાળે હંમેશાં બહાર ફરવા જવાતું. ઘરની ગાડી તેમાં બેસી શહેર બહાર જઈ ચાલતા. આઠ વાગતામાં પાછા આવતા, ને ત્યારથી તે દશ વાગ્યા લગી અમે બધાં સાથે બેસતાં.

મારી માતા બહુ ઉમળકાથી અમને સ્વયં આવકાર આપતી. તે હમેશ હસમુખી. જંજાળ શું તે તો તેના સુખપ્રતાપ આગળ કોઈ જાણતું જ નહિ. તે સવારે વહેલી ઊઠે, સૌથી પહેલી નીચે જાય, નોકરવર્ગને જગાડે ને અમારું ગૃહતંત્ર શરૂ કરે; ત્યાર બાદ નહાય,

સારાં લૂગડાં–ઘરેણાં પહેરે, ને માળા ફેરવે. ઘરનું સૂત્ર પોતાના હાથમાં રાખતી ને કાંઈ પણ ઘરની દુગ્ધા પોતાના સન્મુખ જવા પામતી નહિ. ઘરમાં સૌ ચીજ સુઘડ રાખવી, અમને સુઘડ થતાં શીખવવું, પ્યારના ભાવથી અમારી જોડે વર્તવું, એ પ્રમાણે ગૃહતંત્ર ચાલતું. જમીખાઈ ઉપર આવી રામાયણ કે ભાગવત તે વાંચે. સૂતી બહુ કમ. તબિયતમાં કરકસર ખરી, પણ પ્રતિષ્ઠિત રહેવાનો શોખ એટલે પ્રસંગ આવે છૂટે હાથે ખરચ કરતી. અમે શાળામાંથી આવીએ તો આવકાર સહિત અમારે માટે ત્રેવડ તૈયાર કરી રાખેલી જ હોય. સાયંકાળે કદી કદી ફરવા જતી. ડુમસમાં જતાં ત્યારે તો સવારસાંજ બન્ને વખત ફર્યા વિના એને ચેન ન પડે. એકાંત ખુલ્લી હવામાં રહેવા એ સરજાયેલી હોય એમ મને લાગતું; કેમ કે ડુમસમાં રહેતાં ત્યારે તેની તબિયતની પ્રફુલ્લતા પૂરી રહેતી. સુરતમાં તે ખુલ્લી હવામાં ફર્યા વિના મૂંઝાતી.

ઈ. સ. ૧૮૯૯ ના વૈશાખ માસમાં અમારું સંપૂર્ણ કુટુંબ ડુમસમાં એકઠું થયું હતું, ને અમે બધાં ડુમસની ચોપાટીએ ફરવા નીકળ્યાં હતાં તે વેળા પોતાના સામું ખીલતું, હસતું સૃષ્ટિ–ઉદ્યાન નિહાળી પોતે બોલેલા તે મને સ્પષ્ટ યાદ છે. "હું મારી જાતને આટલો ભાગ્યશાળી નહોતો માનતો કે આવી ધરા, આવું સંતતિ-સુખ હું જોવા પામીશ." પુરાણા વડની છાયામાં બેઠેલો તપસ્વી ઋષિ તરફ નીરખી, રાગી, વિરાગી, મંદ મંદ સ્મિત કરે, તેમ પોતે પ્રસન્ન દેખાયા. મારા વડા ભાઈને પાંચ છોકરાં; મારા બીજા ભાઈને ચાર છોકરાં; મારી મોટી બહેન હરસિદ્ધગૌરીને છ છોકરાં; મારી બીજી બહેન સૌભાગ્યગૌરીને બે છોકરાં; આ રીતે અમરિતરામ અને નૃસિંહશંકરના એકસહોદર ગૃહમાં વંશ વિસ્તૃત થયો હતો. ખ્રિસ્તીધર્મમાં માને છે કે વડીલ અદૃશ્ય રહી કૌટુંબિકોને મદદ કરે છે. હે પ્રભુ! તે પિતૃગણ અમને મદદ કરો.

ઈ. સ. ઓગણીસસો એકની સાલ લગી પોતાના સુખી કુટુંબ પર શોકનું વાદળ કમ આવેલું. ઈ. સ. ૧૮૬૭ માં નવ માસનો પુત્ર ગુજરી ગયેલો, પણ જુવાનીમાં પુત્રપ્રાપ્તિ કે પુત્રક્ષય એમાંથી એકેની એટલી ખુશી કે શોક નથી થતો કે જેટલો આધેડ ઉંમર બાદ થાય છે. નાંદોદમાં પોતાના ચોથા પુત્રનો કાળ થયો. આગલા પ્રકરણમાં મેં તે બીચારાના દર્દનો ઇશારો કર્યો છે. તેની લગભગ સોળ વર્ષની ઉંમર હશે, પણ નાનપણમાં મગજને ધોકો લાગેલો, તે શરીર પણ પ્રૌઢ થયું નહિ. ફેફરાં જેવા ઊથલા થયા કરતા. શરૂઆતમાં થોડા, પાછળથી વધારે ને છેવટે એનો કાળ થયો, ને વ્યાધિગ્રસ્ત નિર્દોષ બાળક દુઃખમાંથી મુક્ત થયું.

નાંદોદમાં જ્યારે હતા ત્યારે પોતાના ઊગતા જુવાન ભાણેજ રા. વૈકુંઠરામનું પૂણામાં મૃત્યુ થયું. તેઓ બુદ્ધિશાળી હતા. સરકારી નોકરીમાં પ્રતિષ્ઠિત દરજ્જા પર ચઢેલા હતા. ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હશે એમના ઉપર બહુ મમતા હતી, ને બાળવિધવા તથા ચાર નાનાં બાળકો છોડી એમનો દેહ પડ્યો, તે સાંભળી પોતાનો જીવ બહુ વિહ્વળ થઈ ગયેલો.

મારાં નાનાં ફોઈના વચેટ પુત્રનો ક્ષયરોગથી કાળ થયેલો. પોતે કહેતા કે "જ્યારે સમય બારીક આવ્યો ત્યારે ગોધરેથી હું આવ્યો. તે વેળા ભયંકર તોફાન પર જીવનનાવ ચઢેલું; એ હમણાં ડૂબશે. બાજુએ તેની જુવાન સ્ત્રી બેઠેલી, ને સોડમાં સુકુમાર નિર્દોષ બે બાળકી પડેલી. નંદસુખલાલ શિરસ્તેદારની તે પુત્રી, ને મારી ચોથી પેઢીએ ભત્રીજી થાય. જ્યારે વજ્રથી તૂટી પડેલું કોમળ વૃક્ષ મારી નજરે પડ્યું, બાજુએ એ વેલી અટવાતી જણાઈ, ત્યારે મારા ભાણેજના અકૃતકૃત્ય અસ્ત પામવાથી જે દુઃખ થયું, તેના કરતાં આ અનાથને દુઃખાર્ણવમાં ડૂબતી જોઈ મારી છાતી ફાટી ગઈ." એ ભાણેજના અકાળ મૃત્યુને લીધે રાતી પાઘડી પહેરેલા પોતાને મેં કદી જોયેલા

યાદ નથી. અબ્બાસી રંગની જ પાઘડી ઘાલતા.

ઈ. સ. ઓગણીસસો એકમાં 'ન્યુમોનિયા'ની દુષ્ટ બીમારીથી મારી વડીલ બ્હેન સ્વર્ગલોક પામી. પૂર્ણ કલા પામ્યા પહેલાં તે અસ્ત પામી. આ ઘા કદી રુઝાયો નહિ. પોતાને શોક કે આનંદ દેખાડવાની આદત નહિ. શોક પ્રદર્શિત કમ થયો, પણ ધોકો ઝાઝો પહોંચેલો. પોતાની વડીલ પુત્રી, સુશીલ, શાંત, ધર્મપરાયણ આમ એકાએક ગુજરી ગઈ; એક અંગ લુપ્ત થયું, તેનો પ્રત્યાઘાત ધીરે ધીરે લાગવા માંડ્યો, ને તેની અસર તેમના અવસાન પર્યંત રહી.

મારી માતાને તીર્થયાત્રા કરવાનો શોખ ને પોતાને સુસાફરી કરી રળિયામણા મુલક જોવાનો શોખ. એટલે અવસર મળતો ત્યારે જાત્રાએ અમે નીકળતાં. ઈ. સ. ૧૮૯૯ માં નાશકત્ર્યંબકની જાત્રા કરી આવ્યાં. હું બહુ નાનો હતો તેથી તે અવસર કાંઈ ઝાઝો યાદ નથી આવતો. પણ ગોદાવરીનો પ્રૌઢ પ્રવાહ, તેના ખોળામાં બેઠેલાં દેવસ્થાનો, પંચવટીની ઐતિહાસિક બલિહારી સચોટ યાદ આવે છે.

પૂણામાં પર્વતી જોઈ. બાજીરાવે ત્યાં બેસી ખડકીની લડાઈ જોયેલી, તે જગ્યા સામો સિંહગઢ ખડો છે. ગઢ આલા સિંહ ગેલા આ હકીકત તાનાજી માલુસરે વડે ×બાબત-બખ્ખરમાં લખાયેલી છે.

જે લાભ થાય છે તે એક કોરે મૂકીએ તોપણ તેથી મન ઉપર ઘણી સારી અસર થાય છે. યાત્રાઓનો મહિમા પહેલેથી વાંચેલો એટલે કલ્પનાશક્તિ પ્રબળ થઈ શરીરને શાંતિ પ્રાપ્ત કરાવે છે. જગ્યાના ફેરફારથી પણ ઘણું કાર્ય થાય છે. જો શરીરના રોગી લોકોને જગા ફેર થવાથી ઘણીવાર આરામ થાય છે તો મનના રોગીઓનું દુઃખ તેમ કીધાથી શા માટે નિવારણ નહિ થાય? બીજે ઠેકાણે જાય ત્યાંની નવી વસ્તુઓની પ્રતિમા તથા તેઓની સાથેની નવી હકીકતો સ્મરણસ્થાનમાં આવી ભરાય, ને પુરાણા અનુભવોને દબાવે.

વળી પ્રાચીન કાળના મહર્ષિઓએ જે જે ક્ષેત્ર તથા યાત્રાનાં તીર્થ પસંદ કીધેલાં છે તે રમણીય તથા ચિત્તાકર્ષક સ્થળ જોઈને જ કીધેલાં છે. આ સ્થાનો પ્રખ્યાત નદીઓ ઉપર આવેલાં હોય છે. નદીના જુદા જુદા ઘાટ આગળ ઘણાએક લોકો નહાતા હોય, ઘણીએક સ્ત્રીઓ પાણી ભરતી હોય, કેટલાક બ્રાહ્મણો સાંજસવાર સંધ્યાદિ કર્મો કર્યાં કરતા હોય, તે વખતે કાચ જેવા નિર્મળ પાણી ઉપર પવનની લહેરથી નાનાં મોજાં થતાં હોય, સામા કાંઠા ઉપર ઝાડો આવી રહ્યાં હોય, વચમાં હોડીઓ તથા વહાણો ખલાસી સહિત ડોલતાં હોય, તે જોઈને મનને શાંતિ તથા આનંદ ઊપજે છે.

વળી નદીને જોવાથી માણસને તેનો સંસાર યાદ આવે છે. જેમ નદી પહાડમાંથી નીકળતી વખતે નાની હોય છે તથા બહાર પડ્યા પછી થોડેક સુધી તે ફૂલોમાં તથા કાંકરામાં રમતી રમતી જાય છે, તેમ માણસ બાલ્યાવસ્થામાં હોય છે. નદી આગળ ચાલ્યા પછી તેમાં બીજી નદીઓ આવીને મળે છે, તેમ માણસો મોટા થયા પછી ઘણા જોડે સંબંધ બાંધે છે અને નદી જેમ છેલ્લી વારે અમર્યાદ સમુદ્રને મળી જાય છે તેમ માણસ પણ અંતે લય પામે છે અને તેનું અંતવાળું આયુષ્ય અનંત કાળ સાથે મળી જાય છે. માટે નદીઓ જોયાથી માણસની જિંદગી ઉપર તેના વિચાર દોડે છે તથા પરમેશ્વરના એક મોટા કામ

આગળ શૂન્ય જેવો તે થઈ જાય છે.

કેટલાંએક તીર્થ મોટી ઝાડી તથા મહાવનમાં હોય છે, ત્યાં ઝાડોની ઘટામાં એકાંતપણાનો વાસો હોય છે. વળી એવે કેટલેક ઠેકાણે મોટા મોટા પર્વતો આવી રહેલા હોય છે. એવી રળિયામણી જગામાં કોના મનમાં ભક્તિ આવ્યા વિના રહે? જ્યાં ઈશ્વરે બહોળે હાથે પોતાની ઉદારતા વાપરેલી છે, જ્યાં જગતકર્તાનાં મોટાં કામો માણસનાં હલકાં તથા નબળાં કામોની જાણે મશ્કરી કરતાં હોય એમ લાગે છે, જ્યાં ઘણીએક તરેહની સૃષ્ટિની શોભા એકઠી મળેલી હોય છે, જ્યાંની ભૂમિ એવી તો પવિત્ર તથા દેવતાઈ જણાય છે કે ત્યાં કાંઈ દુષ્ટ કામ કરતાં જ માણસને ત્રાસ લાગે છે, તથા જેનો નમૂનો લઈ પૃથ્વી ઉપરના કેટલાએક જંગલી લોકોએ પોતાનું સ્વર્ગ કલ્પેલું છે, એવાં રમણીક તથા પવિત્ર સ્થળોમાં માણસને પોતાનું તુચ્છપણું તથા હલકાઈ સમજાય, પોતાના કરતાં અતિ ઘણી બળવાન કોઈ બીજી શક્તિ છે એમ તે જાણે તથા તે શક્તિ આગળ નમ્રતા પકડી તેને નમીને તેને પોતાનો દેહ તથા આત્મા સોંપે, તેની બેહદ સ્તુતિ કરે, તેના ઉપર દૃઢ વિશ્વાસ રાખી ભક્તિમાં વધારો કરે તથા જે થાય છે તે તેની ઈચ્છાથી જ થાય છે એમ ખાતરી કરી ધૈર્ય તથા શાંતિ મનને વિષે રાખે, એમાં કાંઈ આશ્ચર્ય નથી."

મારાં વૃદ્ધ માતામહી પ્રાતઃકાળે હમેશ બોલતાં 'गंगाद्वारे कुशावर्ते नीलके नीलपर्वते । स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म न विद्यते ॥' જ્યારે હરદ્વાર મેં જોયું ત્યારે પોતાના ખ્યાલોનું સમર્થન થયું, ને મનમાં જ મંગાયું કે પુનર્જન્મ થાય તો અહીંજ થાય, અહીંજ થાય!

વોલ્ટર પેટરે રોમન લોકના આચારવિચાર 'મારિયસ ધી એપિક્યુરિયન' નામના એના ગ્રન્થમાં જાહેર કીધા છે. 'મારિયસ' માંદો પડે છે ત્યારે એસ્કયુલેપિયસ (ધન્વંતરી) દેવના પર્વતપર બાંધેલા દેરામાં

એને લઈ જવામાં આવે છે ને ત્યાં સૃષ્ટિસૌંદર્યથી પોતે નીરોગી બને છે.' He was made perfect by the love of visible beauty. આ જ પ્રમાણે હિંદના હજારો આતુરો સૃષ્ટિસૌંદર્યથી આરોગ્ય પામતા. જેમ શેક્સપિયરના 'એઝ યુ લાઇક ઇટ' નામના નાટકમાં 'ઝાક્સ' કહે છે, 'and man exempt from public haunt finds tongues in trees, books in running brooks, sermons in stones and good in every thing' તેવો જ બોધ યાત્રાથી મળતો.

ઈ. સ. ૧૮૯૩ માં અમે ગિરનારની યાત્રા કરવા ગયાં. મારા માતામહ તથા માતા ભાવનગરના મહારાજા સાહેબના લગ્નપ્રસંગે ત્યાં ગયેલાં તે અમને જૂનાગઢમાં મળ્યાં. નડિયાદના પ્રખ્યાત દેસાઈ ખાનદાનના હરિદાસભાઈ તે વખતે ત્યાં દીવાન હતા. નવાબ સાહેબ પુરુષોત્તમરાયજી સાથે મુસાફરી કરવા પધાર્યા હતા. નરસિંહ મહેતાના નામથી પવિત્ર થયેલાં સ્થાનો જોયાં, જૈન મતની ચઢતી કળા દાખવતાં પાર્શ્વનાથનાં દહેરાંઓ ગિરનારની મેખલારૂપે આવી રહ્યાં છે તે પણ જોયાં. માતાનું મંદિર છે. પોતે, મારી બહેન બહુવિદ્યાગૌરી, તથા હું પગે ચાલતાં ચઢી ગયેલાં. તે વેળા પગથિયાં નહિ હતાં એથી ચઢવું સહેલું હતું એમ હાલના લોક કહે છે. મારા બાલક મનને તો જાણે વાઘ માર્યો હોય એવી ખુશી થયેલી.

રસ્તામાં અઘોરીઓની ગુફા બતાવવામાં આવેલી. આ એક-રસ પંથના, ઊંચા વિચારના, દુષ્ટ આચારના, દેહને કષ્ટ કરનાર વૈરાગીઓને જોઈ વૈરાગ્ય ઉપર જ ઘૃણા ઉત્પન્ન થાય છે.

જૂનાગઢથી પ્રભાસપાટણ ગયાં. ત્યાં જાદવાસ્થળી જોઈ, સરસ્વતીમાં નાહ્યાં, મહાકાળીનું પ્રખ્યાત દેવસ્થાન જોયું. સ્નેહીને સ્મશાનકાંઠે બાળી પાછા આવેલા પ્રિયજનોના મનમાં એક જાતનો શૂન્ય અંધકાર

પ્રવર્તે છે, સ્મશાનવૈરાગ્ય ઉદ્ભવે છે, ઉદાસીનતા થાય છે, તેમ મનમાં થયેલું. ઓ મહાકાળ! ક્ષયરોગથી ગ્રસ્ત ચંદ્રને સંભાળી લીધો પણ વૈભવથી નિસ્તેજ થયેલા બ્રાહ્મણધર્મનું તુર્કોથી સંરક્ષણ ન કર્યું ને તારું ખંડન તેં થવા દીધું. "તારો એક જ બોધ હશે કે હું પાષાણ નથી; મારી પૂજા કરી ઉન્નત થાઓ; નહિ કે પાષાણની. તમને મનપસંદ તુચ્છ વૈભવ અર્પી અધોગતિએ ન જાઓ!" આમ પોતે કહેતા.

કરણઘેલામાં લખ્યું છે કે 'મૂર્તિપૂજાની મોટામાં મોટી ખરાબી એટલી જ છે કે એવી પૂજા કરનારા ધીમે ધીમે મૂર્તિને પરમેશ્વર સમજે છે, ને ધણીને ન માનતાં ગુમાસ્તાને શેઠનું માન આપે છે.'

વેરાવળ પણ થોડો સમય રહેલા ને કાઠિયાવાડના ઉત્કર્ષનું સાધન જોયું. ત્યાંના લોકોના સાહસીપણા, આગ્રહ અને હોંસીલી વૃત્તિનું પણ સમુદ્ર જ કારણ હતું.

હરિદાસભાઈ બાબત મેં તો મારા માતામહને મોંએ ઘણીવાર સાંભળેલું. પોતે ભાવનગરમાં પહેલવહેલા એમના ઉપરી હતા. પછી તેઓ જૂનાગઢમાં ગયેલા. નડિયાદના દેસાઈ કુટુંબથી કોણ અજાણ છે? વિહારીદાસજીની પ્રતિષ્ઠા બહુ ભારી હતી એમ પોતે કહેતા ને એમના ઘરના જેવો એકત્ર કુટુંબનો સરળ ખટલો બીજે ભાગ્યે જ જોવામાં આવતો. હરિદાસભાઈ કોર વગરનું સાદું કાંઈક રતાશ પડતા રંગવાળું ધોતિયું, અંગરખું, પાટીદારની સાદી પાઘડી ને સાદાં દેશી બૂટ પહેરતા. ઘોડા પર બેસવાનો પોતાને શોખ હતો. અમને જોવાનો પ્રસંગ મળેલો તે પરથી તેમની પરોણાગત, સાદાઈ, સરલતા ને બુદ્ધિને માટે ઊંચો ખ્યાલ બંધાયેલો.

ઈ. સ. ૧૮૯૫ ના ચૈત્ર મહિનામાં અમે આરાસુરની યાત્રાએ નીકળ્યા. પોતે કરણઘેલામાં અંબાભવાનીનું બહુ જ તાદૃશ ચિત્ર

આપ્યું છે. મૂળ બીજ ફૉર્બ્સકૃત રાસમાળામાંથી લીધેલું ને બાકીનું પૌરાણિકકથા, દંતકથા ને ઘણાં માહાત્મ્યો પરથી લીધેલું. અમે આ યાત્રા જવા માટે ઋતુ બહુ ખૂરી પસંદ કરેલી. ગરમીના દિવસો તેથી રસ્તે તાપ બહુ લાગેલો. રીંછનો ભય વર્તાતો, પાણીની કમી કહેવાતી; અંબામાતાની મીઠી નજર અમારા પર હતી એમ મારી માતા માનતી, ને તેથી જ કોઈને કાંઈ ઇજા ન પહોંચી. અમને માતાજીના દેવળમાં છેક અંદર સુધી જવા દીધાં હતાં, ને મારી માતાએ પોતાને હાથે માતાજીની પૂજા કરી હતી. માતાની પાવડી અમારે માથે અડકાડેલી. અહીં ભોળાનાથભાઈના ખાનદાન તરફથી બંદોબસ્ત છે તેથી ચોઘડિયાં પહોરેપહોર વાગે છે. નવરાત્રિમાં નાગરો ભવાઈ કરવા અહીં આવે છે. મારી માતા કહેતી કે માતાનાં પહેલાં દર્શન એને ગણપતિના રૂપમાં થયેલાં. વિઘ્નનાશક ગૌરીસુતનું દર્શન શુભચિહ્નસૂચક ગણાય છે. ગબ્બર ચઢવાની કોશિશ કરેલી નહિ. કોટેશ્વર ગયેલાં, ને માર્ગમાં જૈન દેવસ્થાનો જ્યાં બાળી નાંખ્યાં છે એ જગ્યાએ પણ ગયેલાં. ત્યાં એક ભોંયરું છે તેમાં થઈ તે ઠેઠ દેલવાડે નીકળાય છે એવી કથા છે. દેવીએ જૈનના સંઘમાં ભંગ પાડ્યો, એ બાબતની દેવીની મિથ્યા સ્તુતિ અમે ત્યાં સાંભળેલી. ધર્માંધપણું કેટલું વધી ગયું છે, તેનો આ સ્પષ્ટ નમૂનો પોતે કહેતા.

યાત્રા પૂરી થઈ ત્યારે ગોરના હાથમાં પચીસ રૂપિયા મૂક્યા. ગોરે કહ્યું કે જ્યાં લગી પૂરી દક્ષિણા નહિ મળે ત્યાં લગી હું ભયો નહિ પુકારું. પોતે કહ્યું, ‘જેવી મરજી. અમારી યાત્રા ફોગટ થઈ શકે તેમ નથી.’ ખુશામત ન થઈ તેથી પંડો ખિસિયાણો પડી ગયો, અને અમે ચાલવા માંડેલું, તે પાછા ફેરવી ભયોના છાપા મારી ગયો. પોતે કહેતા કે, ‘લોક હાથે કરીને પંડાઓને બગાડે છે. યાત્રા પોતે કરી, ને પૂર્ણ થઈ કે નહિ તેની ખાતરી બીજો શી રીતે આપી શકે? ને ખાતરી ન આપે તો ફળ મોઠાં નીવડે, એવો જ્યાં લોકનો ખ્યાલ

રહેશે ત્યાં લગી આ જુલમ અચળ રહેવાનો.' એમને સગવડ કરવા, માટે, ધાર્મિક સેવા માટે, કે પછી સામાન્ય ઉપયોગિતા માટે ઘટતાં નાણાં અપાય તો એમાં કાંઈ ખૂરું નથી.

પોતે કહેતા કે, 'ગુજરાતમાં કળાકૌશલ્યની બલિહારી જૈનોને હાથે જ થઈ.' આ વણિક પ્રધાનોએ નાણાં પ્રાપ્ત કર્યાં, યુદ્ધો લડ્યાં ને વિશાળ દેરાં બાંધ્યાં. આ દેરામાં આરસની કોતરણી એવી કારમી છે કે જાણે રૂપેરી દોરાનું ગૂંથણકામ જોતા ન હોઈએ? જ્યાં ત્યાં કેશરની બહેક આવ્યા કરે; આરસની વિશાળ ફરશ પર પવિત્રતાનો ખ્યાલ સ્વયં ઉદ્‌ભવાવે, મોટા ઘુમ્મટોમાં જાત્રાળુ તથા જતિનાં ગુંજારવ કરી રહેતાં સ્તવન પ્રતિધ્વનિત થાય, દીવીમાંથી કર્પૂરવાસ ઝરપે ને આત્મા, આ વૈશાલ્યસૂચક સ્થાનમાં એના વલણને અનુસરી, પોતાનું જુદાપણું વીસરી અનંતની ધૂનમાં ગરકી જાય. દેરાં હો તો દેલવાડા જેવાં, મૂર્તિ હો તો બૌદ્ધમાર્ગની, જૈન માર્ગની. સમાધિસ્થ અવસ્થામાં લીન સાધુજન, જીવન્મુક્ત જન, અભયદાન કે ક્ષમાદાનની મુદ્રામાં પતિતને પાવન કરનાર ઉદ્ધારનાર અપૂર્ણ સૃષ્ટિમાં સંચરે, તે શુદ્ધ સ્તવનથી આ મંદિરમાં પૂજાય છે.

રામચંદ્રજીના મંદિર પર પણ પોતાને પક્ષપાત હતો. એકવચન કોઈએ પાળ્યું હોય તો જાનકીનાથે જ! તે વ્રત જાળવવામાં સ્વાત્માર્પણ કોઈએ કર્યું હોય તો તે રામચંદ્રજીએ જ! તેમનાં પૂજન પવિત્ર, સ્તવન પવિત્ર, મંદિર શાન્તિસૂચક ને મૂર્તિ ચિત્તાકર્ષક હોય છે.

વળી પોતે એમ પણ કહેતા કે દેવમંદિરો ચોગાનો કરતાં ખુલ્લાં હોવાં જોઈએ. લોકના ધાર્મિક પ્રોત્સાહન માટે ત્યાં પૌરાણિક કથા કે નીતિના વિષયની કથા થવી જોઈએ. દર્શનનો અમુક વખત ન રાખવો કે ભીડ થાય, મરદ અને ઓરતોને એકત્રિત થવું પડે. બહાર ચમેલી, મોગરા, ગુલાબ વગેરેના ક્યારા રાખવામાં આવે. સામું [illegible]

ફરસબંધી તળાવ હોય. આમાં સ્નાન કરી શકાય, બાજુએ કૂવાઓ હોય તેમાંનું પાણી લોક પીએ. આસપાસ જરા ઘટાદાર વૃક્ષ જોઈએ. પ્રાતઃકાળે, મધ્યાહ્ને કે સાયંકાળે જ્યારે વખત મળે ત્યારે ભક્તજન અંદર જઈ, મનમાં કે ગણગણતો પોતાની પ્રાર્થના બોલી આવે, ને આ પવિત્ર સુગંધીથી ભરપૂર સ્થાનમાં બે ઘડી બેસી પાવન થઈ જાય.

આબુથી પાછાં ફરતાં અમે વડનગર જઈ આવ્યાં. નાગરોનું આ પાટસ્થાન અસલથી તેમના ઇષ્ટ દેવ હાટકેશ્વરના મંદિર માટે પ્રખ્યાત છે. અહીં શંકરસ્થાનની કોઈ ગણના જ નથી. ભેંસબડેશ્વર મહાદેવથી માંડીને દરેક પદવીસૂચક નામો મળી આવે છે.

ધર્મ બાબત હું પોતા જોડે ઘણી વાર વાતો કરતો તેથી પોતાના ખ્યાલ જણાઈ આવતા. સામાન્ય મનુષ્યને માટે ધર્મના પાવન કરનાર કરતાં સંકોચ કરનાર અંશ વધારે અસરકારક નીવડે છે. આમ કરશો તો હનૂમાન બાપજી ખાશે! માતા કોપે તો તેથી દેશનો લોપ થાય હોં! આવા ભયને લીધે ઘણાકો સત્યના માર્ગથી ડગતા બચે છે. 'સોક્રેટીસ'નું વેણ વદી પોતે કહેતા કે "હરેક વ્યક્તિએ પોતાના દેશના દેવને માનવા. મૂર્તિપૂજા રાખવી જ હોય તો મંદિરો સ્વચ્છ રાખવાં. પૂજા સાદી શુદ્ધ રાખવી. મૂર્તિ આરસની ટાંકેલી, બાહ્ય વસ્ત્ર ભૂષણ વિનાની, શાંતિશુદ્ધિસૂચક સ્થાપવી, હલકા અભણ પૂજારીઓને દૂર રાખવા ને તેમને બદલે મંદિરનું રક્ષણ કરવા સુશોભિત કરવા સારા રક્ષકો રાખવા, ને દક્ષિણા લેતા તેમને બંધ કરવા જોઈએ.'

પ્રાર્થનાસમાજ બાબત વાત નીકળતાં પોતે કહેતા કે " એ સંપ્રદાય સામાન્ય લોક માટે છે જ નહિ. જે લોક એના અનુયાયી છે તેમને માટે જ ઉચિત છે. પણ તેની અસર ખાસ વ્યક્તિઓ સિવાય બીજામાં જણાતી નથી. તેથી કાંઈ તેમનાં જીવનમાં ફરક પડતો નથી, ને જેમ કોઈ સામાન્ય 'ક્રિશ્ચિયન' રવિવારને સારુ અલગ રાખેલાં વસ્ત્ર પહેરી દેવળમાં જાય,

પ્રાર્થના કરે, સંગીતમાં ભાગ લે ને ત્યાંથી પાછા આવી તે વસ્ત્ર ખીંટીએ ટાંગે તેમ પ્રાર્થનાસમાજમાં પણ થાય છે. ભક્તિનો પ્રવાહ સતત જારી રહે તે માટે કાંઈ ખાસ બંધારણ પોતપોતાના ઘર ઉપરાંત એકાદ દેવળમાં હોવું જોઈએ.

બ્રહ્મસમાજ માટે એવો ખ્યાલ ન હતો. ન્યાતજાતનું બંધન આ સંપ્રદાય તોડવા તૈયાર થાય છે ને જનસમુદાયને ઈશ્વરનાં અનેક બાળકો સમજી એકત્રિત કરે છે તે કાંઈ ઓછો ભગીરથ પ્રયત્ન છે? પણ આ એનું મસ્તિષ્ક ભારે, ને શરીર નાનકડું ને સૂકું તેથી મંડૂકશિશુ (tadpole) માફક તે સ્થિર રહી શકતું નથી.

ભોળાનાથભાઈ પ્રાર્થનાસમાજના કર્તા–કારવતા માનવામાં આવતા. પણ એ ધર્મનિષ્ઠ પુરુષની ભક્તિસરિતા એવી અહોનિશ વહ્યાં કરતી કે તેનું હરેક આચરણ આ પવિત્ર ઉદકમાં ઝંપલાઈ નીકળતું હોય એમ લાગતું. જો એમનો જન્મ સોળમી સદીમાં થયો હોત તો પોતે ઉદાત્ત ભક્ત ગણાયા હોત.

મહીપતરામનો સ્વભાવ આગ્રહી, સાહસી, ધર્મ–લોકસેવામાં કૃતકૃત્ય થવા મથતો. તેને મદદ આપનાર, પ્રોત્સાહન કરનાર, પરમેશ્વરની જરૂર હતી તે તેમણે બ્રહ્મસમાજને અભાવે યુનિટેરિયન મંદિરમાં પ્રાપ્ત કરી હોત.

આર્યસમાજના ઉચ્ચ ભવિષ્ય માટે પોતાને મોટો ભરોસો હતો. પણ મંડાણ પહેલાં ભંગાણની જરૂરત સમજી, સ્વામી દયાનંદ સરસ્વતીએ જે બીજા મતોનું ખંડન કરવા કોશિશ કરી તેનાથી ઘણી હાનિ થઈ. વેદરૂપી આદિ ગ્રંથ એમણે આદર્યો; પણ ગોરક્ષારૂપી પોતાના તેને વળગેલી રહી, ને આથી ઇસ્લામના ઓરંગઝેબની માફક ફિરકાના નવા મતની આટલી બધી સમાનતા છતાં પણ તેઓ વચ્ચે સંપ

આટલા વિરોધ જારી છે. આર્યસમાજે હિંદને આર્ય કરવા કોશિશ કરી છે એ સ્તુતિપાત્ર છે, ને વૈષ્ણવમાર્ગમાંથી પતિત વર્ગોનો ઉત્કર્ષ કરવા જે માર્ગ લીધો છે, તેથી વેદનો ઉદાત્ત જ્ઞાનમાર્ગ ને સામાન્ય વ્યક્તિનો ભક્તિમાર્ગ અહીંયાં એકત્ર મળી જાય છે. આ નવીન મંદિરમાં દેશનો ધર્મ જાગૃત થયો છે."

પોતે એકેશ્વર મત સ્વીકારતા, શાંત ચિત્તે પ્રાર્થના આદરતા, લોકને પોતપોતાના ધર્મમાં ચઢિયાતા થવાને શિક્ષા આપતા, ને આચરણથી પરમાર્થ સાધવા મથતા, હમેશાં સાચવટ અને પ્રમાણિકપણા બાબત દૃઢ નિશ્ચય રાખવો, એમ ઉપદેશ કરતા.

કરણઘેલામાં લખ્યું છે: "જે માણસ આ જગતમાં ફાયદાને માટે જ સદાચરણે વર્તે છે તેનો ટેકો ઘણો નબળો છે." નઠારાં કામનો નઠારો અને સારાં કામનો સારો બદલો મળશે એ ખોટું છે; એ એક જૂઠી લાલચ અસલના વખતમાં ડાહ્યા લોકોએ આપેલી છે; પરલોકમાં સારાં ફળ ભોગવવાની ઉમેદથી જ તથા સદ્‌ગુણોનો બદલો સદ્‌ગુણ જ છે એમ જાણી જે લોકોને સદ્‌ગુણ આચરવો હોય તેઓએ દુનિયા તરફના લાભ ઉપર નજર રાખવી નહીં.

પોતાનું ધાર્મિક વલણ વિચારમાં નહિ તેટલું આચારમાં જણાતું. જીવનશાસ્ત્રના પોતે શોખીન અભ્યાસી હતા, તેથી 'હાઇડ્રા' જોડે હિંદની સરખામણી કરતા. આપણે પરવાળું જોઈએ છીએ, તે 'હાઇડ્રા'નું બખ્તર છે. આ 'હાઇડ્રા' દ્વિધા વિભાગમાં (બેવડી દિશામાં) વધે છે. કોઈવાર એક દિશામાં વધે તો કોઈવાર ત્યાંથી સંકોચ પામી કે રોકાઈ જઈ, બીજી તરફ વધે છે. હરેક વિભાગના મૂળ આગળ એક પારદર્શક પડદો હોય છે, તેમાં ઝીણું કાણું રહી જીવનપ્રવાહ સતત અનિવાર્ય વહ્યાં કરે છે. આથી જો કે હરેક Cell ભિન્ન ભિન્ન અલાયદી હોય છે, તોપણ તેનો સંબંધ

આગળપાછળ બન્નેનાં Cell જોડે પેલાં બારીક છિદ્રદ્વારા જારી રહે છે. આથી જેવું કોઈ પણ જગ્યાએ જીવનસ્પંદન થયું કે, તે સઘળે પ્રસરે છે.

હિંદ દેશરૂપી સાગરમાં પ્રથમ પુરાણી સંસ્કૃતિવાળું 'દસ્યુ'નું રાજ્ય હતું, ત્યાં આર્ય હાઇડ્રા દાખલ થયો. તેની સ્થિતિસ્થાપકતા–શક્તિ એટલી કે જેની તરફ એનો દ્વિધા–વિભાગ પ્રસરે, તે તરફથી દસ્યુ પાયમાલ થઈ જતા. વિજ્ઞાનશાસ્ત્રીઓ કુદરતને ક્રૂર કહે છે, પણ તે નથી ક્રૂર કે નથી દયાળુ. જે વ્યક્તિમાં જીવનનું પ્રાબલ્ય હોય છે તે વ્યક્તિગણ અબળ વ્યક્તિગણનો ધ્વંસ કરે છે.

પોતે કહેતા કે હિંદમાંથી દસ્યુઓનો સંપૂર્ણ નાશ કર્યો હોત તો સારું થાત, કે તદ્દન જ સેળભેળ થઈ ગયા હોત તો તેથી ઊતરતે દરજ્જે પણ બેલાશક ફાયદો થાત. ગંગા શ્વેતવર્ણી અને કાલિન્દી શામળી, આ બન્નેનો સંગમ સંપૂર્ણ થવો જોઈતો હતો, તેમ નહીં તો મૂળથી જ ગંગાએ યુમનાને ત્યજી દેવી જોઈતી હતી. પણ આ વેળા મનુષ્યે કુદરતના નિયમોનો ભંગ કર્યો, ને તેનું ફળ હજુ સુધી તે ભોગવે છે. આ તો આર્યનિખાલસ, શુદ્ધ આર્ય, દસ્યુ નિખાલસ, શુદ્ધ દસ્યુ, આર્ય દસ્યુનો સેળભેળ, દસ્યુ આર્યનો સેળભેળ, કેવળ આર્ય, કેવળ દસ્યુ—આમ ચાર વર્ગ થઈ ગયા.

યુરોપ દેશમાં દસ્યુઓનો ત્રણ–ચતુર્થાંશ હિસ્સો નાશ થયેલો ને એક ચતુર્થાંશ ભાગ સેળભેળ થઈ ગયેલો, પણ મિશ્રણ એકમેક હતું. આથી હિંદનું અનિવાર્ય લાંછન પેદા થયું. હલકામાં હલકી જાતની ગુલામગીરીનો પ્રાદુર્ભાવ થયો. કોઈક સ્થળે પરાજયથી ઉપસ્થિત થતી ગુલામગીરી જોઈએ છીએ તો અન્ય સ્થળે વેચાણથી થતી ગુલામગીરી જોઈએ છીએ, પણ અહીં તો અમુક વર્ગ તે ગુલામગીરી માટે જ સર્જાયેલો છે એમ સાબિત થયું. આજે યુનાઈટેડ સ્ટેટ્સમાં પણ તેવું કંઈક જણાય છે.

પરિણામ એ આવ્યું કે આર્ય જીવન પંગુ ઠર્યું. દ્વિજ વર્ગમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની ગણના થઈ. એક મગજમાં બિરાજે તો બીજો હસ્ત વાપરવામાં કુશળ ગણાય, જ્યારે ત્રીજો ધાન ખાઈ પચાવી લોહીરૂપી દ્રવ્ય પેદા કરે તે પેટરૂપે ગણાય, પણ પગ તો ચોંટેલા શૂદ્રના જ. હલકું કામ તો તે જ કરે !

પોતે કહેતા કે કામ, કોઈપણ જાતનું કામ, હલકું નથી. તેને હલકું ગણી અમુક જાતને સોંપ્યું, ને પાછળથી તે કામ અમુક જાત કરે છે માટે તે હલકી એમ ઠર્યું. પહેલું તો એ થવું જોઈએ કે આ પંગુપણું નાબૂદ થવું જોઈએ. હરેક વ્યક્તિએ બનતા લગી સંપૂર્ણ થવાની કોશિશ કરવી જોઈએ. હરેક વ્યક્તિએ મહેનત કરી પોતપોતાને લગતું કામ કરતાં શીખવું જોઈએ. હાથકામ કરી હસ્તકુશળતા પ્રાપ્ત કરે, ત્યારે જ પેટ ઠીક કામ કરશે ને મગજ સુખસૃષ્ટિ કલ્પશે, એ ખ્યાલ દરેકના મનમાં સચોટ ઊતરવો જોઈએ. હરેક વ્યક્તિએ ઉદ્યોગ તપ આદરવું જોઈએ ને કોઈપણ કામને હલકું ન સમજવું ને કોઈપણ વ્યક્તિને જન્મથી જ હલકી ન સમજવી જોઈએ.

પોતે કહેતા કે, મારો કહેવાનો આશય એમ નથી કે વનનો રાજા સિંહ બોજો ઉઠાવે ને ગર્દભ હકૂમત કરે. સૃષ્ટિમાં મનુષ્ય એક સરખાં નથી ને એક સરખાં થવા સરજાયેલાં પણ નથી. હરેક વ્યક્તિને જન્મથી જ જુદો જુદો ખાનદાની વારસો પ્રાપ્ત થયેલો હોય છે. વળી પુરુષપ્રયત્નથી પણ જુદાં જુદાં સાધન પ્રાપ્ત થાય છે. માત્ર સમાજની ફરજ છે કે સૌ મળીને સરખા પ્રસંગ આપવા; પછી અવસર આવ્યો પણ તેનો લાભ લીધો નહીં તો તેમાં તેની ભૂલ. અમુક યોનિમાં જન્મ થવાથી ઘણી જાતના ગુણ સમાયેલા હોય છે તે વાત ખરી, પણ તેથી એમ જ અનુમાન કરવું કે તે બધા અમુક વ્યક્તિમાં જન્મથી જ હોવા જોઈએ ને અમુક વ્યક્તિમાં ન જ હોવા જોઈએ એ ખોટું.

પેશ્વાએ શાપૈરપિ શરૈરપિ શાપ અને શર બન્નેથી રાજ્ય કરવા માંડ્યું. બ્રાહ્મણત્વ નાશ પામ્યું, પણ ક્ષત્રિયત્વ તો અમુક વ્યક્તિમાં પ્રાદુર્ભાવ પામેલું તેથી વીરત્વ ચમકેલું. તે વ્યક્તિના લોપ બાદ પણ ચળકાટનો આભાસ રહેલો, ને આગળ જતાં તેની પ્રણાલિકા બની. શાપ દેવાની શક્તિ ટળી, શર વાપરવાની કળા શિખાઈ નહિ. કૂવામાં હોય તો હવાડામાં આવે ને! આમ પેશ્વાઈનો સો વર્ષમાં અંત આવ્યો. પરશુરામનો અવતાર પૂરો થયો, ને પાછા રામ ક્ષત્રિય જ આવ્યા!

આપણે આપણી ખામી જોઈ શક્યા છીએ તેથી પોતે કહેતા કે હરેક વ્યક્તિને બધી બાબતની કેળવણી આપો. વિદ્યાદાન આપો, શસ્ત્રકળા શીખવો, ધંધો બતાવો, આમ કરવાથી કોઈ પણ વ્યક્તિ વાંકીચૂકી ખૂણાખાંચાવાળી રહેવા પામશે નહિ. જેમ એકાદ ચોરસ વસ્તુને વર્તુલમાં ઘોંચી ઘાલવાથી જે વિપરીત પરિણામ આવે છે, તેવી અધોગતિએ પહોંચવા વારો આવશે નહીં.

ઇસ્લામનો ઇતિહાસ પોતાને અતિપ્રિય હતો, મહાભારત ઉપર અતિશય પક્ષપાત હતો, આથી કરીને પોતે હમેશ કહેતા કે અમારો નાયક તે મોલવી પણ હોવો જોઈએ, ને કામ પડે કિલ્લો બાંધવા તત્પર થઈ શકે ને પાવડો લઈ માટી ખોદવામાં પણ શામિલ થાય એવો હોવો જોઈએ.

પોતે કહેતા કે જ્ઞાતિબંધારણનું પ્રયોજન હવે રહ્યું નથી. કોઈ કાળે તેવું પ્રયોજન હશે, પણ હાલના જમાનામાં નથી. સમાજમાં હરેક વ્યક્તિ સાધ્ય પ્રાપ્ત કરવા અનંત ફાંફાં મારે છે, રૂપાંતર પામે છે, પણ ફળસિદ્ધિથી આગળ વધે છે. આ સાધનો તે અમુક સાધ્યને ઉદ્દેશીને જ હોય છે. દસ્યુ જોડે લડવું તેથી ક્ષાત્ર સંસ્કારનું દૃઢીકરણ અગત્યનું ગણાયું. વિદ્યા સ્મરણશક્તિને આધીન એટલે વિદ્યા માત્ર મુખપાઠ કરનારના ધંધાને અવશ્ય ગણાઈ; કાળા લોક (દસ્યુ) ઝાઝા ને

ગોરા થોડા, એટલે વર્ણસંકરના ભયથી બચવાના પ્રયત્નોની જરૂર જણાઈ; જાતિશ્રેષ્ઠતા સાબિત કરવા માટે હલકાં કામથી વિરક્ત રહેવાની માન્યતા ગણાઈ; આર્ય લોક હિંદમાં પ્રવેશ પામ્યા, દોઆબમાં પથરાયા, ત્યાં લગી આ સાધનો જરૂરનાં હતાં, ને તે વેળાના કુશાગ્ર બુદ્ધિના મહર્ષિઓએ એવાં સાધનો હાથ ધર્યાં કે સાધ્ય સધાયું. તે અવસર હવે રહ્યો નથી.

ભૂસ્તરવિદ્યામાં જેમ મૃત્તિકાના ઊભા થરો સાથેસાથે આવેલા જોઈએ છીએ, તેમ જ્ઞાતિવિભાગો ખડા થયા ને તેમાં જેમ વાતાવરણના આઘાતથી એક સાથે ઘસારો થતો જાય છે; પાણીના પ્રવાહથી સામાન્ય આકૃતિઓ કોતરાય છે; ને સપાટી તરફ નિહાળતાં થરોની હાલત, માંહોમાંહ્ય નીચે ઉપર નજર કરતાં જેમ જુદી જણાય છે, તેમ હરેક થરની સપાટી એકસરખી લાગે છે. તેના પર ઉપરનું, બાજુનું દબાણ જારી છે તેથી તેની સામું ટક્કર ઝીલવા જુદા જ ગુણો હરેક થરના ઉપરના પડે આદર્યાં છે. આથી ખરું જોતાં થરો જે લાંબા હતા, અસંખ્ય સરખાં કણોથી બનેલા હતા, તેના પર બાજુનું દબાણ વધ્યું. કણો સંકલિત થતા ગયા, વ્યુત્ક્રાંતિ પામતા ગયા, સંયોગવિયોગના ન્યાય અમલમાં મુકાયા, એકતાની જગ્યાએ અનેકતા, ભિન્નતા, પ્રસરી રહી, અને લંબાણમાં પ્રસાર નહીં થતાં ઊંડાણ વધ્યું.

આ જ પ્રમાણે જ્યારે ન્યાતના ચાર વિભાગ હતા, ત્યારે હરેક વિભાગમાં એક જાતનાં અસંખ્ય વ્યક્તિગણ હશે, પણ જ્યારે આ સમૂહ વ્યુત્ક્રાન્તિને પામ્યો એટલે લંબાણ કમ થયું. ઊંડાણ વધ્યું, ને એક જ વર્ગમાં પૂર્વે ઉપર નીચેનાં પડો ન હતાં તે થવા લાગ્યાં. સામાજિક વાત ચાલ્યો. પરસ્પર સંઘટ્ટનથી ઘસારો લાગ્યો (weathering). ચળકાટ આવ્યો ને પરિણામ એ આવ્યું કે બ્રાહ્મણોનાં ઉદાત્ત પડ અને ક્ષત્રિયોનાં ઉદાત્ત પડ વચ્ચે અંતર નહિ રહ્યું, પરંતુ હરેક વર્ગમાં માંહ્યોમાંહ્ય મોટું અંતર માલૂમ પડવા લાગ્યું.

આથી પ્રાચીન વિભાગમાં જ મેળ રાખવો એ શક્ય નથી. સંતતિનો ઉત્કર્ષ ચાહનાર ઊર્ધ્વ વિભાગ કરતાં સીધા વિભાગ બનાવવાની ભલામણ કરે છે. ઉદાત્ત, મધ્યમ, અને કનિષ્ઠ આ પડ તો 'હરેક વિભાગમાં રહેશે. પોતાનો આ દૃઢ નિશ્ચય મેં ભૂસ્તરવિદ્યાના stratification ના ન્યાયને અનુસરી આલેખ્યો છે.

હરેક વ્યક્તિને સંપૂર્ણ બનાવવી, એવો પોતાનો મત હતો. બ્રાહ્મણને માત્ર વેદિયું ઢોર ન થવા દો, ક્ષત્રિયને કેવળ અરસિક ઉજાટ લડવૈયો જ ન કરો, વણિકને સ્થૂલ દ્રવ્ય ઉપાર્જનની રીતિ જ નહીં શીખવો. હરેકની સર્વાંગ ઉન્નતિ ચાહો કે જેથી તે મનુષ્ય-જીવન ગાળી શકે અને જીવનામૃતને દુઃખમય ઉપાધિ કહે નહિ.

સ્પર્શાસ્પર્શ બુદ્ધિ નષ્ટ થવી જોઈએ પણ તેની સાથે સુઘડતા ઘસડાઈ ન જાય, એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ. શરીર સ્વચ્છ રાખો કે આત્મા સ્વચ્છ રહે. અમે પણ બહારથી ફરી આવી ધોતિયાં બદલીને રાતનું ખાવાનું ખાતા. સવારે તો સ્નાન કરી તરત જમતા. આ કાંઈ ધર્મ કે રૂઢિના આચરણ તરીકે નહીં પણ સામાન્ય આરોગ્યના નિયમથી પ્રેરાયેલો રિવાજ છે.

ન્યાતજાતની પરસ્પરની સ્પર્ધાએ બહુ નુકસાન કર્યું છે. "મારું અડકેલું તું ખા ! પણ તારું અડકેલું–હા ! હા ! " એટલે મારે માન્ય નથી. આ ખ્યાલમાં કેટલી મનની સંકડાશ, ખોટી ન્યાતકુળમોટપ ને અસામાજિક સ્વાર્થ રહ્યો છે ! સ્વયંપાક એટલે કાંઈ પણ વિશેષ પવિત્ર એ ખ્યાલ જ ખોટો. ગૌતમ મહાત્માને માટે પ્રસાદ તરીકે ભક્ષ્ય–કૂતરાની ટોપી આણવામાં આવી. ચમાર ભક્તે હેતથી પ્રસાદ ધરેલો તેનું અપમાન કેમ થાય ? તે ખાઈ પોતાનો દેહ પડ્યો તેની દરકાર જીવન્મુક્ત શાક્ય મુનિએ ન કરી ને બધાંની સમાનતા સાબિત કરી.

લગભગ પંદર વર્ષ લગી પોતે ઉપશિક્ષક ને મુખ્ય શિક્ષક રહેલા, અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરવા આતુર બનેલા, સેંકડો સુરતવાસીઓનો

વિદ્યાવિલાસ પોષેલો, તેથી પોતાનો અનુભવ બોધદાયક નીવડશે, એમ જાણી વાંચકવર્ગ સન્મુખ રજુ કરવામાં આવે છે.

બાળકોનું શિક્ષણ ધાડાધાડમાં શરૂ ન કરો, ૭ વર્ષ પહેલાં તેને શાળામાં ન મોકલો, એકડિયા વર્ગોમાં તેને ચાર મહિનાથી વધારે ન રહેવા દો, નહિ તો અભ્યાસપર તેની અરુચિ થશે એમ તેઓ કહેતા. નીચલાં ધોરણો ચાર ચાર મહિનામાં પૂરાં કરી શકાય એવાં રાખવાં જોઈએ. પાંચમી ચોપડી બાદ બે વિભાગ પડી જવા જોઈએ. અંગ્રેજી અભ્યાસ કરવા ઇચ્છા રાખનારે તરત અંગ્રેજી શરૂ કરવું, ને ગુજરાતી ભાષાનું જ્ઞાન વધારે લેવા માટે બીજાં બે વર્ષ બસ છે. બાળકોમાં જિજ્ઞાસાવૃત્તિ જાગૃત રાખવી. પ્રશ્ન પૂછનાર બાળકને તોડી પાડવું નહિ. અપૃચ્છા એ રોગ; આરોગ્યની હાલત પ્રશ્નપરંપરાથી ઊભરાય છે.

यः सततं परिपृच्छति शृणोति संधारयत्यनिशम् ।
तस्य दिवाकरकिरणैर्नलिनीव विवर्धते बुद्धिः ॥

હોશિયાર બાળકનાં વખાણ તેની સમક્ષ કરવાની અંગ્રેજી રીત માન્ય ન કરશો. દેખાવને માટે માત્ર ભાવ ભજવવાની ટેવ બાળકને નહિ પાડવી, તેની સાથે બાળકની અવગણના પણ બીજા દેખતાં ન કરવી. તેને વારે વારે કનડવું, ટોકવું નહિ. ધમકી સારી છે, પણ દાન પેઠે ગુપ્ત રીતે અપાય તો જ. બાળકને મર્યાદિત લડાવવું ખૂરું નથી. લાલન થવું જોઈએ, પણ આડાઈને અનિવાર્ય વહેવા ન દેવી. મૂળમાંથી આડો ફાંટો નીકળતો રોકવો; નહિ તો જીવન-વોહ બદલાઈ જશે ત્યારે તે રોકાશે નહિ.

બાળકને પરાક્રમી કહેવડાવવાની ઘણી હોંશ હોય છે. આ અંગ જ્ઞાન છે. સ્વસંરક્ષણ માટે જ ગુણની જંગલી હાલતમાં જરૂર હતી,

તે તરફ તેની પ્રેરણાબુદ્ધિ તેને પ્રેરે છે. પોતે કહેતા કે આ ગુણ બાળકના ઉત્કર્ષનું સાધન છે, તેને ખીલવો. મોટાઈના વિચારની સાથે જાતિ સન્માન પણ જોડાયેલું છે, તેથી બાળક રડે અથવા તેના બાળક મનને હલકું લાગે, એવું કાંઈ પણ કૃત્ય કરે તો આ જ ગુણને ઉદ્દેશી એની સાથે બોલવામાં આવે તો તે અટકી જશે. બાળક અદેખાઈ કરે, એકલપેટું થાય, લાલચુ બને, અસત્યવાદી થાય, પડ્યાને પાટુ મારતું થાય, આડે માર્ગે ફાયદો લેવા કોશિશ કરે તો તેની સન્માનવૃત્તિને ઉત્તેજિત કરવી. બહાદુરીનું નામ લેવું કે બાળક શરમિંદું થઈ જશે, ખોટાં લાડ ન લડાવશો.

પોતે કહેતા કે હું બાપીકે ઘેર ઉછરેલો એટલે મોસાળમાં લાડકેલાં છોકરાં માફક આમન્યા તોડનાર હતો નહિ. સામાન્યતઃ આપણામાં બાળકને ઉછેરવાની પદ્ધતિ વિચિત્ર હોય છે. માતા નાની હોય, બાળક પેટે જન્મ્યું હોય તેને દાદા ઉછેરે, સંભાળ રાખે, તેની સંમુખ તે બાળકની બાળમાતાના ગુણદોષનું કથન કરે. માતા લાડકવાયો થઈ બાળકને કાયર થઈ પંટકે ત્યારે દાદી બાળકનો પક્ષ લે, પોતાનો પક્ષ તણાતો જોઈ બાળક આડાઈ કરતાં શીખે, માતાને પત ન કરે ને મોસાળ–ડાહ્યું છોકરું બાપીકે ઘર આડું, કનડતું, કંકાસિયું થાય.

ગુજરાતમાં છોકરાં પોતાની માતાને બહેન, ભાભી, મામી કે બીજાં તુચ્છ નામથી સંબોધે છે તે રિવાજ પોતાને પસંદ ન હતો. પુરાણા જમાનાના એકત્રિત કુટુંબના આ ચાળા છે. તેવાં કુટુંબમાં કર્તા તે જ બાપ, એક જ કર્ત્રી તે જ મા, ખરી માથી માતાપણું ન બતાવાય. એ તો × વિણ મુસારાની ધાવ. માતા નહિ ધાત્રી.

ભય વિના પ્રીત નહિ, એ કહેવત ખોટી નથી. ઘણુંખરું મારવું એ બૂરું છે. તાડન–ભય સારો, પણ તાડન અમલમાં મૂકવા વારો આવે એ ખોટો. दश वर्षाणि ताडयेत्. આ વાક્યમાં હરેક કહેવત

× વગર પગારની.

માફક સત્યનો કાંઈક અંશ છે. બાલજીવનમાં આ જ ઉંમર છે કે જે સમયે જીવનપ્રવાહમાંથી આડા ફાંટા નીકળવાનો પ્રસંગ રહે છે. તેને રોકવા તે સારા; પણ અસંગોપાત્ત અતિશય મારવું કે વારે વારે મારવું, એ બન્નેથી નિષ્ઠુરતા આવી જાય છે. ભય તે આકાશમાં ટાંગેલી તલવાર; તે પડે નહિ, પણ પડી શકે.

બાલક અવસ્થામાં સારી સારી કવિતાઓ કંઠસ્થ કરાવવી જોઈએ. નર્સરી રાઇમ ગુજરાતમાં કોઈએ લખી છે તો દલપતરામ કવીશ્વરે જ. "વાડામાંથી પાડું એક, છૂટું થઈને નાઠું છેક;" "માખી બોલી મુખ થકી પ્યારાં બચ્ચાં પાસ, જઈ આવું હું જ્યાં સુધી, ઊડીશ મા આકાશ;' "એક અડપલો છોકરો જીવો જેનું નામ,"—આ કવિતાઓ બાલકો માટે ઘણી ઉચિત છે. તેની માર્મિક સરલતા, સચોટ ઉપદેશ, ને બાલ્ય–સુલભ અનુભવસિદ્ધતા ભાગ્યે જ બીજે જોવામાં આવે છે. આડા ને અડપલાને રોકવા ભાગ્યે જ બીજી લીટીઓ સમર્થ નીવડી હશે. "બોલ્યું ભરતાં બોલજે જે ચાલે આ ચાલ, માને નહિ માબાપનું તેના એ જ × બહાલ." આ વાંચતાં કયું બાલક ગદ્‌ગદ નહિ થયું હોય? ગરબીભટ કહી કવીશ્વરની અવગણના કરનાર ભૂલી જાય છે કે આવી સાદી, અનલંકૃત પણ માર્મિક કવિતા લખવી સહેલી નથી. જ્યારે ડૉ. જોનસને ગોલ્ડસ્મિથનાં કાવ્યોમાં કેવળ નીરસ સામાન્યતા જાહેર કરી ત્યારે તે પ્રત્યુત્પન્નમતિએ જવાબ વાળ્યો કે "ડૉક્ટર, તમે જો માછલાંને પણ બોલતાં બનાવો તો તે વ્હેલ માફક ગર્જના કરે."

આંક વીશાંથી વધારે શીખવવા નહિ; 'પાયા'ને 'અડધાં' શીખવવાં, તે ઉપરાંત નહિ. આકૃતિઓ પહેલેથી જ દોરતાં શીખવવી ને ખાસ કરીને બાળકની દૃષ્ટિ સામી મૂકી પાંચસાત પેન્સીલના આંકાઓ મારી કોઈ વસ્તુના જેવી આકૃતિ દોરતાં શીખવવું. હિસાબ

× બેહાલ, દુર્દશા.

તે તરફ તેની પ્રેરણાબુદ્ધિ તેને પ્રેરે છે. પોતે કહેતા કે આ ગુણ બાળકના ઉત્કર્ષનું સાધન છે, તેને ખીલવો. મોટાઈના વિચારની સાથ જાતિ સન્માન પણ જોડાયેલું છે, તેથી બાળક રડે અથવા તેના બાળક મનને હલકું લાગે, એવું કાંઈ પણ કૃત્ય કરે તો આ જ ગુણને ઉદ્દેશી એની સાથે બોલવામાં આવે તો તે અટકી જશે. બાળક અદેખાઈ કરે, એકલપેટું થાય, લાલચુ બને, અસત્યવાદી થાય, પડ્યાને પાડું મારતું થાય, આડે માર્ગે ફાયદો લેવા કોશિશ કરે તો તેની સન્માનવૃત્તિને ઉત્તેજિત કરવી. બહાદુરીનું નામ લેવું કે બાળક શરમિંદું થઈ જશે, ખોટાં લાડ ન લડાવશો.

પોતે કહેતા કે હું બાપીકે ઘેર ઉછરેલો એટલે મોસાળમાં લાડઘેલાં છોકરાં માફક આમન્યા તોડનાર હતો નહિ. સામાન્યતઃ આપણામાં બાળકને ઉછેરવાની પદ્ધતિ વિચિત્ર હોય છે. માતા નાની હોય, બાળક પેટે જન્મ્યું હોય તેને દાદી ઉછેરે, સંભાળ રાખે, તેની સંમુખ તે બાળકની બાળમાતાના ગુણદોષનું કથન કરે. માતા લાડકવાયી થઈ બાળકને કાયર થઈ પંટકે ત્યારે દાદી બાળકનો પક્ષ લે, પોતાનો પક્ષ તણાતો જોઈ બાળક આડાઈ કરતાં શીખે. માતાને પત ન કરે ને મોસાળ-ડાહ્યું છોકરું બાપીકે ઘર આડું, કનડતું, કંકાસિયું થાય.

ગુજરાતમાં છોકરાં પોતાની માતાને બહેન, ભાભી, માગી કે બીજાં તુચ્છ નામથી સંબોધે છે તે રિવાજ પોતાને પસંદ ન હતો. પુરાણા જમાનાના એકત્રિત કુટુંબના આ ચાળા છે. તેવાં કુટુંબમાં કર્તા તે જ બાપ, એક જ કર્ત્રી તે જ મા, ખરી માથી માતાપણું ન બતાવાય. એ તો × વિણ મુસારાની ધાવ. માતા નહિ ધાત્રી.

ભય વિના પ્રીત નહિ, એ કહેવત ખોટી નથી. ઘણું ખરું મારવું એ બૂરું છે. તાડન-ભય સારો, પણ તાડન અમલમાં મૂકવા વારો આવે એ ખોટો. दश वर्षाणि ताडयेत्. આ વાક્યમાં હરેક કહેવત

× વગર પગારની.

હું કસરતથી બહુ કંટાળતો તેથી મારે બહુ સંભાષણ સાંભળવાં પડતાં.

પોતે કહેતા કે કાંઈ પણ ઉદ્દેશ્ય મનની અંદર નક્કી કરી તેના ખ્યાલથી જ કેળવણી લેવી સારી છે. સુકાન વિના તે વિદ્યાસાગર કેમ પાર કરી શકાય? તોપણ ઘણા વિદ્યાર્થી ખલાસી થવા ઇચ્છે છે, હલેસાં પ્રબળ મારે છે, પણ સુકાન વિના નાવડું અહીંતહીં રઝળી અથડાઈ પડે છે. નાનપણમાં નિબંધ લખવામાં આવે છે કે ભવિષ્યમાં શું કામ કરવા ધારો છો, તે રીત કાંઈ ખોટી નથી. માબાપે નક્કી કરવું જોઈએ કે "ભાઈ શું કરવા ધારે છે, શા કાર્ય માટે લાયક છે." ચોરસ થઈ વર્તુળમાં ઘૂસવાનું બને એવી જીવન–નિષ્ફળતા પ્રાપ્ત થવાથી કયો પુરુષ ઉદાસીન નહિ થાય?

અભ્યાસ મોંએ કરવો એ ખોટું નથી, એથી યાદશક્તિ કેળવાય છે. મહાન પુરુષોનાં કહેણ યાદ રાખવાં સારાં છે. સારી સોબતની અસર સારી જ થાય છે. બોલવામાં નાગરત્વ આવે છે. રીતભાત સુઘડ રાખવા બાબત પોતે બહુ દૃઢ હતા.

શાળામાં હુકમને તાબે થતાં શીખો કે પ્રસંગવશાત હુકમ કરવાનો વખત આવે ત્યારે હાથ નીચેનાની હાલત પર ખ્યાલ રહે. જેણે × ફરમાબરદારી કરી નથી તે હુકમ ચલાવનાર થઈ શકનાર નથી.

શાળા તે તો જગતની રંગભૂમિનું પ્રથમ પગથિયું છે. પાશેરામાં પહેલી પૂણી છે. ભવિષ્યનું પૂર્વાસ્વાદન અહીં થાય છે. સમાજ માટે ઉપયોગી થનાર વ્યક્તિ શાળામાંથી જ સમષ્ટિ માટે વ્યક્તિનો સ્વાર્થત્યાગ, પર–ઉન્નતિના ભંગાણરહિત આત્મ–સન્માનનું મંડાણ વગેરે અહિંસક, જાતિઉત્કર્ષના ન્યાયો શીખે છે. વડીલને માન આપ્યું તેમાં પોતે નીચા ન પડ્યા, પણ સમાજના સ્થિતિસ્તંભનું સમર્થન કર્યું. પારકાનાં દૃષ્ટિબિન્દુથી જોતાં શીખવું.

× તાબેદારી.

જલદી શીખવવા માંડવા, ને ભૂમિતિ પ્રયોગ પણ સાથે સાથે શરૂ કરવો.

ઇતિહાસ–ભૂગોળના પાઠો વાચનમાળામાં જ શામિલ કરવા ને બીજા પાઠ જેમ ગોખતા નથી તેમ તે પણ રહેવાના. ઘેરથી તૈયાર કરી લાવવાનું કાંઈ પણ કામ ન આપવું. વધારે રજા વચમાં આવતી હોય તો આકૃતિ કે 'ટ્રેસીંગ' ઘરકામ માટે આપવું.

ભૂગોળનો ખ્યાલ તાદૃશ આપવા માટે જમીનપર ઊંચાણ–નીચાણ કરી જમીન ને પાણીનો પરસ્પર સંબંધ બતાવવો. છોકરાંને બાળપણથી નિરીક્ષણ કરતાં શીખવો, આંખ વાપરતાં શીખવો, હાથની ચપળતા વધારો કે આંખો જે દેખે તે હાથે ચીતરે, કોતરે, બનાવે.

ઇતિહાસનો શોખ સૌને અવશ્ય પાડવો. પોતાના ખાનદાનની તવારીખથી માંડી ગામ–પ્રણાલિકા, પ્રાંત ઇતિહાસ ને આખર બધી સૃષ્ટિનો ઇતિહાસ આંખ આગળ ખડો થઈ જવો જોઈએ, ને શિક્ષકે એ વાત તો કદાપિ ભૂલવી નહીં કે ઇતિહાસ તે માત્ર તારીખનો અંબાર નથી કે "અમુક રાજા ચઢ્યો ને અમુક રાજા પડ્યો." એની કહાણી–પરંપરા નથી, પણ સત્ય સૂત્રથી જોડાયેલો સૃષ્ટિનો ચિતાર છે. રંગભૂમિ બદલાતી રહે છે, પાત્રો બદલાય છે, પણ વસ્તુ તો એકની એક જ રહે છે. "મનુષ્યનો પરમેષ્ઠિન્ જેવાં થવાના સતત પ્રયત્ન" તે એ જ !

અંગકસરત પરત્વે ભારે ધ્યાન આપજો. દરેક મનુષ્યથી વિદ્વાન થઈ શકાશે નહીં, પરંતુ તંદુરસ્ત થતાં કાંઈ બાધ નથી, ને 'તન્દુરસ્તી હજાર × ન્યામત : શિક્ષણને જોરવવું હોય તો દેહ મજબૂત બનાવજો. કસરત કરવી તે કંટાળો આવે તેટલી હદ સુધી કરવી નહીં. જે માફક આવે તે કરવું. ચાલવું, દોડવું, તરવું, કૂદવું, દેશી કસરત કે વિલાયતી રમત ગમે તે આદરો, પણ બચપણમાં ઘરડા માગો નહીં.

ગતિથી ચાલ્યાં આવે છે. પણ એ અજાણ્યું નથી કે કેટલાંક એથીયે કમ લદાયેલાં વહાણ પાણીમાં એટલા તે ખાડા પાડે કે પાસે આવતી નાનકડી નાવ તો તેમાં ગરકી જ જાય.

આ સરલતાનો મુખ્ય હેતુ પોતાની સૂક્ષ્મ સમયોચિતતાની લાગણી જ. આને સુકુમાર સ્પર્શ કહીએ કે પછી એક જાતની નૈસર્ગિક દૃષ્ટિ કહો. કેટલે લગી જવું, ક્યાં રોકાવું એ પોતાને બહુ સારું આવડતું. આથી આડંબરનો આભાસ આવતો નહિ. પાંડિત્યપોષણનો દોષ લાગુ પડતો નહિ; ને સંસ્કારમય આલાપ સિવાય બોધરહિત મિથ્યા વાર્તા કદી કાને પડતી નહિ. પોતાના સંસર્ગમાં આવ્યાથી સુઘડ થયા વિના કોઈ રહેતો નહીં.

અમે જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ રીતભાતમાં, આચાર-વિચારમાં એક તરેહની સુઘડતા લાવવી, સૂક્ષ્મતા આદરવી, સાનુકંપ દૃષ્ટિ રાખવી એ પોતાનો બોધ હતો. દિલ્હીના કાલિકાદેવી આગળ જોયેલા ભયંકર દેહકષ્ટનાં પ્રદર્શન બાદ કરણઘેલામાં પોતે લખે છે કે "ઇન્દ્રિયોને મારવી ન જોઈએ, ખીલવવી જોઈએ, નિયંત્રણમાં રાખવી જોઈએ. તે એક નદીના પ્રવાહ જેવી છે; જ્યાં સુધી તે ધીમે ચાલે છે ત્યાં સુધી સઘળાને ફાયદો કરે છે પણ જ્યારે તે જુસ્સાથી વહે છે ત્યારે તેના સપાટામાં જે આવે તેને ઘસડી જાય છે." આથી સર્વ નદીને નાબૂદ કરવી એમ કોઈ કહેશે નહિ, પણ તેના કિનારા ઊંચા કરી બંધ બાંધી પ્રવાહમાર્ગ ઊંડો કરી, નદીને નિયંત્રિત રાખવામાં જ ડહાપણ સમજાશે.

સ્ત્રીસંસ્કાર બાબત પોતાના ખ્યાલ ઊંચા હતા. સ્ત્રીપુરુષ વચ્ચે ન ઉંમરનું કે ન બુદ્ધિનું કજોડું જોઈએ. કાર્લાઇલની વહુએ નિરાશામાં કહેલું "never marry a man of genius" તેમ જ્યાં લગી પુરુષ સ્ત્રીને માન ન આપી શકે ત્યાં લગી ગૃહસંસાર લંગડાતો ચાલવાનો.

પોતાનો સ્વભાવ બાળકને પોતા તરફ હેતથી આકર્ષે એવો હતો. અમે પોતાની પાસે જતાં કદી ડરતાં નહિ.

બચપણનો ચિતાર આંતરચક્ષુ સામે ખડો કરું છું ત્યારે નાંદોદનું અમારું દીવાનખાનું મને યાદ આવે છે. પોતે ગાદીપર તકિયે અઢેલી બેઠેલા. મારી માતા તથા વડીલ બંધુઓ કાંઈ ગીત ગાતાં હોય, ને હું ને મારી બે મોટી બહેન ગાદી ઉપર વીંટાઈ વળેલાં ને પોતા પાસે વાર્તાની માગણી કરતાં આતુર બેઠેલાં હોઈએ. ' અલીયા–બાબાની આત કો ” આ વાક્ય મારી માતુશ્રી મને યાદ દેવડાવે છે ત્યારે મારું બચપણ મને યાદ આવે છે. અલીબાબાની, પ્રત્યુત્પન્નમતિ વાંદરા ને બેવકૂફ મગરની, નીલીના ભાંડમાં પડેલાં શિયાળની, એવી એવી કાંઈક સેંકડો વાર્તા પોતા પાસે કહેવડાવતા. પોતે પંચોપાખ્યાનનો સાર ગુજરાતીમાં લખેલો એટલે વાર્તાનો ભંડાર ખૂટે એમ નહિ હતો.

પોતાની આવકારદાયક દૃષ્ટિ નિહાળી કોઈનો મનમાં ખંચામણ થતું નહિ. પણ આથી માનવૃત્તિ નાશ પામતી નહિ. ડુમ્મસમાં મને યાદ છે કે હું ને પોતે એકલા હતા, ને મારા બંધુઓના મિત્ર રા. વિજભૂખણદાસ પકવાસા મળવા આવ્યા. બહુ વાતોચીતો સમાન ભાવે કર્યા બાદ સાંજરે મને તે દરિયે મળ્યા ત્યારે કહેવા લાગ્યા કે બધાંને નિશ્ચિંત કરતી પોતાની કેવી અમીદૃષ્ટિ છે કે હરેકને પોતાના સમાન કરી તેમની સાથ તેવી જ વાતો કરે, ને જરા પણ ઉંમર, ડહાપણ કે અનુભવનો પ્રબળ આભાસ એવી રીતે આવવા ન દે કે જેથી સામો માણસ ઝંખવાય, ખંચાય. આ મિત્રાચારીનો સંબંધ પોતાનો હમેશ જારી રહ્યો.

વહાણની અંદર ચાહે એટલો અનુભવ ને જ્ઞાનનો બોજો લાદેલો હોય, પણ દરિયાની સપાટી પર સરલતાથી ચાલ્યું જાય છે. જરા પણ પ્રસન્નતા ખંડિત કરતું નથી, ને સાથે બીજાં નાનકડાં નાવડાં સમાન

પોતે કહેતા કે વિધવાને પરણવું હોય તો પરણવા દો; રોકો નહિ; એમ પણ ન કહો કે વૈધવ્ય પાળવા કરતાં પરણિયત જિંદગી પસંદ કરે તે કનિષ્ઠ માર્ગ! ત્યારબાદ વૈધવ્યમાં દેહકષ્ટની જરૂર છે, એ સંપ્રદાય તોડો. આ ખ્યાલ એક વાર નાબૂદ થયો કે જેને ખરા મનથી તપ આચરવું હશે તે તેવી જ તપશ્ચર્યા આદરશે.

કરણઘેલામાં ગુણસુંદરીની માના ખ્યાલ આલેખતાં પોતે સામાન્ય ગુર્જર પ્રજાની વૈધવ્ય બાબતની લાગણી દર્શાવી છે. અત્યાર સુધીનો તેનો એવો અભિપ્રાય હતો કે "છોકરી રંડાય તેના કરતાં મરે તે સારું. રંડાય તો મોં આગળ એક ધગધગતી સગડી થઈને પડે; તેને જોયાથી નિરંતર દુઃખનું સ્મરણ રહે; તેના જીવને ઘડી ઘડી કલેશ થયાં કરે, તેથી તેના માબાપના હૈયાનો તાપ હોલવાય જ નહિ. એથી ઊલટું તે મરે તો ઘણું દુઃખ લાગે ખરું, પણ તે દુઃખનો અંત પણ તે જ વખતે; પછી દેખવુંયે નહિ ને દાઝવુંયે નહિ. પણ હવે તેને લાગ્યું કે મરવા કરતાં રંડાઈને જીવતી રહે તે સારું, આંખ આગળ રહે તો શાતા વળે. બીજું તે ઘરડી અશક્ત થઈ ખાટલે પડે ત્યારે રાંડેલી છોકરી તેની ચાકરી કરવામાં તથા તેની સંભાળ રાખવામાં લાખ રૂપિયાની થઈ પડે. દુઃખનું ઓસડ દહાડા, તેથી રાંડેલી તો રાંડેલી પણ જીવતી છોકરીથી તેનાં માબાપના અંતઃકરણમાં તો સંતોષ થાય."

પોતે કહેતા કે હાલની દેહકષ્ટથી ભરેલી પરતંત્ર વિરૂપા જિંદગાનીથી પીડાવા દેવી તેનાથી તેને સતી થવા દેવી એ વધારે સારું છે.

ગુણસુંદરીના મુખમાં જે વાક્યો મૂક્યાં છે તે જાલિમ ગુર્જરપ્રજાને ધ્યાનમાં રાખવા લાયક છે. "હવે જીવવું? જીવીને ઘરેણાંનો ત્યાગ કરી રુદ્રાક્ષની માળા ધારણ કરવી, અને મારાં વહાલાં લૂગડાં અચકે બાંધી ધોળું વસ્ત્ર પહેરી ફરવું! હવે જીવવું? જીવીને સઘળા

સ્ત્રીને રસવિનિમય ન કરી શકે તો ભરથારના હૃદયમાં મરુભૂમિસમ શુષ્કતા જ રહેવાની. હજુ સુધી આપણે પૂરી વ્યુત્ક્રાંતિ પામ્યાં નથી. તે આવતાં સ્ત્રી-પુરુષ વચ્ચે સંઘટ્ટન થતાં વધારે ખૂણાખાંચા નીકળશે. આથી આકર્ષણ વધશે નહિ ને ઘસારો ઘટશે નહિ. સ્ત્રીને અડધા ભાગીદાર થવાને જલદી લાયક કરો. અસલના વખતમાં પોતાથી ઊંચા કુળમાં પરણાવવાનો રિવાજ આ કારણથી શરૂ થયેલો કે સ્ત્રીને જ્યાં લગી શીલ, ગુણ ને કુળને ઉદ્દેશી ભરથાર તરફ ઊંચી દૃષ્ટિએ નિહાળવાનું મળે છે ત્યાં લગી તેની માનની વૃત્તિ કમી થતી નથી.

પોતે કહેતા કે સ્ત્રી છત્રનો દંડ છે, પુરુષ ઉપરનું કપડું છે; દંડ તૂટ્યો તો ઘર ભાંગ્યું; પછી તે કપડાંનો ગમે તેટલો ઘેરાવો હોય પણ બીજા દંડ વિના તે પ્રસરે નહિ; પણ કપડું નાબૂદ થયું તો બુઠ્ઠોબોડો પણ ગૃહખટલો ચાલે છે.

આ કારણોને લીધે વધતી કન્યાસંતતિની ત્રેવડ કરતાં ઋષિઓએ વિધવાનું પુનર્લગ્ન રોકેલું. આ બાબત પર પોતે બહુ લાગણીથી કહેતા કે દસ્યુઓને શૂદ્ર કરી હમેશને માટે ગરદન માર્યાં તેમ લગ્નનો પ્રતિષેધ કરી વિધવાને જન્મપર્યંત કેદખાનાની, દેહકષ્ટની સજા ફરમાવી. આ બન્ને અન્યાયે કરીને આપણો સમાજ સડી ગયો છે. કન્યા પ્રાપ્ત થઈ કે ત્યારથી જ દુઃખ! पुत्रीति जाता महतीव चिंता, कस्मै प्रदेयेति महान् वितर्कः दत्वा सुखं प्राप्स्यति वा नवेति ॥ 'દુહિતા ભલી ન એક' આ વાક્ય જ્યારે કોઈ પોતા આગળ બોલતું ત્યારે એમને ઘણું માઠું લાગતું. "શાં પાપ કર્યાં એ બીચારીએ?" પરણાવવાનું દુઃખ છે તો બધીને ન પરણાવો. બાળકને જેમ હદ બહાર નથી જવાં દેતા તેમ એને હંમેશ બાળક માફક કેમ ગણો છો? એમના મિત્રો કહે કે પુત્રી રાંડ્યાં કરતાં મરે તો સારું; રાંડેલીનું મુખ રોજ ન જોવું પડે; તેનું કષ્ટ જોઈ રોજ ન કષ્ટાવું પડે; તેની છાયા પડતાં રોજ શોકાતુર ન થવું પડે. આ જ ખ્યાલને લીધે આ માન્યતા થવી જોઈએ. તે સાથ બીજાં સેંકડો સારાંમાઠાં પરિણામની દહેશત રહે છે.

છુટકારાની વિરુદ્ધ જો કોઈ વર્ગ હોય તો તે અનુકંપા રહિત વિધવા વર્ગ જ. "થતું આવ્યું છે તે થયાં કરે." અરે બેન! કોઈ વારે તો તે દાખલ થયું હશે, હવે તો એને કાઢો. ભૈયા પ્રતાપચંદ્ર મઝુમદારે પોતાની વ્યાધિગ્રસ્ત વિધવા માતાને બેફિકરાઈ અને બેદરકારીથી મરતી જોઈ ત્યારે નીચેનો હૃદયદ્રાવક ઉદ્દગાર કરેલો—

"What need to bevail the world's hard-heartedness? What need to curse the selfish cruelty of men and women to the wretched forsaken Hindu widow? To them she was a widow only, to me my dear mother, the sole guardian and friend I had in all the world. I do feel the widows should be more loved, nursed, and cared for more humanly. If men were more compassionate and society recognised their right to the commonest necessaries of life, perhaps they would be less hard on themselves, and many a heart-striken son would be spared the misery I felt when I found my mother's beloved life sink under the load of the world's neglect and indifference."

લોકવાયકા ચાલે છે કે વડોદરાના ખંડેરાવ મહારાજ પ્રાતઃકાળે શહેર બહાર નીકળેલા ત્યારે સામી કેટલીક વેશ રાખેલી બાળવિધવા તેમને મળેલી. જે સાધ્ય માટે નીકળેલા તે સધાયું નહિ. કારણની તલાશ કરતાં કોઈએ કહ્યું, 'મહારાજ! આપને સ્ત્રી સામી મળી તેમાં કેટલીક વિધવા હતી. તેનાં બદશુકન દર્શનથી નિષ્ફળતા પ્રાપ્ત થઈ.' અવિચારી રાજાએ હુકમ કર્યો કે 'બધી વિધવા મૂંડી રહે!' આ કેવી નિષ્ઠુરતા? કેટલો અન્યાય?

અમારા ઘરની સામું વૈષ્ણવ મંદિર આવેલું છે. તહેવારને દિવસે ત્યાં નજર કરતાં હૈયું ભરાઈ આવતું. દર્શન કરવા આવનારીમાં સાઠ

વ્યવહારથી દૂર રહેવું, અને સઘળાં શુભ કામમાં મારો ઓળો પડવા ન દેવો ! હવે જીવવું? જીવીને લોકોમાં રાંડ કહેવડાવવું, અને રસ્તામાં કોઈને મળું તો તે અપશુકન સમજી પોતાના ઘરમાં પાછા ભરાઈ જાય તે સહન કરવું ! હવે જીવવું ? જીવીને ઘરમાં બોજો થઈ પડવું અને માબાપના દુઃખનું મૂળ થવું ! હવે જીવવું ? જીવીને ભાઈ ભોજાઈના ઠોક ખાવા, અને પેટને સારુ હલકામાં હલકી પરતંત્રતાની અવસ્થા ભોગવવી ! હવે જીવવું ? જીવીને શું સુખ ભોગવવું ?"

આ સાથે આ પણ શામિલ કર્યું હોત તો ચાલત કે 'હવે જીવવું ? જીવીને અસ્પર્શ્ય પરાયા પુરુષ પાસ બેસી વપન કરાવવું, ને વિરૂપા બની પરાયા નજરપાતનું દુઃખ સહન કરવું !' પણ આ ભયંકર ચિત્ર આલેખતાં રસભંગ થાય તેથી પોતે છોડી દીધું હશે. દક્ષિણમાંથી આ રિવાજ ગુજરાતમાં પણ આવ્યો. પોતે આ રિવાજની બહુજ વિરુદ્ધ હતા. એથી નિષ્ઠુરતા આવી જાય છે, ને જેમ એક માટલું પાણી પી પી રીઢું થાય છે તેમ વિધવા કષ્ટ ખમી ખમી રીઢી સહાનુભૂતિ વિનાની થાય છે, અને 'નાસરીની ડોકરીને હજ્જુ મુડામણ'ની નીચ કહેવત પ્રસંગોપાત્ત બોલતાં તે આચકો ખાતી નથી.

મેં પોતાને પૂછેલું કે 'નાસરી એ કયું નાણું ?' પોતે હસીને જવાબ આપ્યો કે, "અમારા જમાનામાં સોંઘવારી હતી. પૈસાની સો બદામ ને બાર બદામની એક નાસરી, એટલે પૈસાનો આઠમો ભાગ કહીએ તો ચાલે."

વિધવા બની તેથી શું તે મા, બહેન, ભોજાઈ મટી ગઈ ? અરે પારકાને મન તો તે વ્યક્તિત્વમાંથી પણ ટળી. વિધવા માંદી પડે ત્યારે માંહોમાંહે વાત થાય કે એ તો રીઢું માટલું કાંઈ ભાંગે નહીં ને ભાંગે તો સુખી થઈ છૂટે, આમ કહે. એક ગુલામ પોતાની ગુલામી દશાની બેડીને સુવર્ણ-શૃંખલા માફક ચાહે છે. સ્ત્રીજાતિના ઉત્કર્ષ અને

હું ઉચ્છેદક, ઉદ્ધારક મારી જાતને માનતો. વાઢકાપનાં કામની જરૂર હોય ત્યાં કરવું, પણ દેહનો નાશ કરી નવી સંસ્કૃતિમય પીયૂષ પી, સમાજને નવો જ દેહ ધારણ કરાવવાની મારી ઇચ્છા નહિ હતી. દલપતરામ તો ક્યારના સુધારાનાં 'મંદાક્રાંતા' પદો ગાતા હતા. Festina Lente. આ મતમાં ને કાળના વોહમાં ઘસડાનારા મતમાં ફરક છે તે આટલોજ કે પેલા લોક પોતાની સામે કાંઈ આદર્શ રાખે છે. આ લોક માત્ર દૈવાધીન રહે છે.

સમાજ વ્યક્તિઓનો બનેલો છે. જો વ્યક્તિ આગળ વધશે તો જ તે પણ વધશે. એની પૂંઠે કોઈ ધકેલનારી બીજી પોતીકી શક્તિ નથી. પણ બીજા સમાજના પરસ્પર સંગઠનના પ્રત્યાઘાતરૂપે જે ધક્કો લાગે છે તેથી જ એ ફેરફાર થાય છે. આને ઢંગધડા વિનાનો, ઘસડાતો ફેરફાર કહીએ તો ચાલે. આપણા હિંદવાસીઓ આ જાતનો સુધારો પસંદ કરે છે. કાળે થશે તે આનું નામ.

પોતે આ ખ્યાલની વિરુદ્ધ હતા. બુદ્ધિ આપી છે તો તે વાપરો, ભવિષ્યનું નિરૂપણ કરો, ને સમયને જોઈ ચાલો, બદલાઓ, પછી પડશે તેવા તો જરૂર દેવાશે. ઊંચે આવ્યા તો રાજ કરીશું. દબાયા તો ઘસડાતા ચાલીશું. શઠતા આદરીશું. વ્યક્તિ કાળને અનુકૂળ થાય છે. પણ કાળ કાંઈ ચીજ નથી. બીજી ચીજ હાલે, પોતે સ્થિર રહે, ને જે અવસ્થાંતરો પ્રાપ્ત થાય તેને કાળચક્ર કહે છે. આને અનુકૂળ થવું સહેલું પણ નિર્માલ્ય છે. ઉપાય આદરવા તે ધીમા, પણ જારી ને સચોટ જ.

सान्नेव यत्र सिद्धिर्न तत्र दण्डो बुधेन विनियोज्यः ।
पित्तं यदि शर्करया शाम्यति कोऽर्थः पटोलेन ॥

મીઠું બોલે કામ થાય તો ખારાટ વાપરવી નહિ, એ પોતાનો અભિપ્રાય હતો. ×"સખુન શીરીં મુલકગીરી," ખરી પણ स्पष्टवक्ता सुखी भवेत् આ કાયદો પોતે હમેશાં અમલમાં મૂકતા.

× મીઠી જીભે મુલક જિતાય.

ટકા બૈરી રાંડેલીમૂંડેલી નજર આવતી. આ દુઃખથી દબાઈ ગયેલી, સોસવાઈ ગયેલી, કરમાયેલી, ચિમળાયેલી, સ્ત્રી નહિ પણ અસ્ત્રી, તારાં આચરણમાં નરમાશ નથી, કઠિનતા છે; તારી વાણીમાં મીઠાશ નથી, ખારાટ છે; તારી ગતિમાં મંદ વિલાસ નથી, પણ ત્વરાયમાન ધાડ છે; તું નિર્લજ્જ નથી, પણ લજ્જા ભૂલી ગઈ છે; તું દુખી દેખાતી નથી, પણ દુઃખ વિશેષ પેદા કરે છે. તું ધર્મપરાયણ હો તો હિંદનાં મંદિરોને ભક્તિના ધ્વનિથી ગજાવી મૂક ને લોકમાં ધર્મની ધૂન જગાવ! તું કાર્યપરાયણ હો તો શાળાઓ ખોલ, સ્ત્રીશિક્ષણમાં ગૂંથા. બાળકની શાળા કાઢી માતાનાં લાડથી બાળકનાં મન ખિલવ. દાઈ થા. દાક્તર થા. ઉપદેશકથા કર. ધર્મ તારે હાથે શિખાશે. પવિત્રતા તારે હાથે જળવાશે. વિદ્યા તારે હાથે લેવાશે. હે ઉગ્ર મૈયા! તારું દેહકષ્ટ વિડંબના સમજી ત્યાજ્ય ગણ. સ્ત્રીસેવા, સમાજસેવા, સ્વાત્માર્પણમાં તારું દુખિત થયેલું વ્યક્તિત્વ લય કર.' આ જ સર્વોત્કૃષ્ટ સતીત્વની પૂર્ણાહુતી પોતે સમજતા.

પુરુષની સંપૂર્ણતાને ઉદ્દેશીને જ માત્ર સ્ત્રીની ગૃહકેળવણી આજ લગી હિંદમાં અપાતી. આ માર્ગ ખોટો છે. સ્ત્રીને વધ્યપશુ ન સમજો. તેને ખવરાવી પીવડાવી, શણગારી આખર પુરુષના સુખ કે ઉત્કર્ષકાજ ન હોમો. એનું પણ વ્યક્તિત્વ છે તે ન ભૂલો.

'મારો સમાજસુધારો, શરૂઆતમાં બખ્તર પહેરેલો જ રહેતો. સંધિ કરવાનો તેને શોખ નહિ. સામ, દામ, દંડ અને ભેદ આ ચારમાંથી મને તો 'દંડ'જ પસંદ હતો. તોડો, કાપો, એ આ જમાનાનો વા હતો. પણ મારાં અતિહાસિક વાચનને લીધે હું જ જલદીથી સવળા માર્ગ પર આવી ગયો. બળવાના ધરતીકંપથી હિંદ હલમલી રહ્યું હતું તે સમયમાં મારું વહાણ નાંગર્યું. પડો બાઝ્યાં છે તેને કાઢી નાંખો, અંદરના ધાટઘૂટની રચનામાં ફેરફાર કરો, પણ મૂળ અંશ આત્મા જેથી તે જર્જરિત હાડપિંજર સજીવન રહે છે તેનો નાશ ન થવા દો.

પાત્ર અપાયું છે. પોતાનું નામ આવે છે ત્યારે લખ્યું છે કે એઓ History and manners and customs ઉપર લખશે. પોતાનો ઇતિહાસનો શોખ સર્વવિદિત હતો, અને વાનપ્રસ્થ અવસ્થામાં આ વિષયને લગતું કામ કરવા બાબત તેમના મિત્રોએ તેમના તરફથી સંપૂર્ણ ઉમેદ રાખેલી હતી.

સુરતમાંથી જે જે સાક્ષર બહાર ગયેલા તેમના લખાણ ઉપર એક જુદી જ છાપ પડેલી. સમૃદ્ધિ પામેલા અમદાવાદમાં વસતા કવિ અને લેખકગણના સંબંધમાં આવતાં નવલરામભાઈએ તો ઘણી મશ્કરીભરેલી વાણી ઉચ્ચારેલી. દલપતના મોં ઉપર cold formalism છે, ને આપણા નર્મદમાં તો dancing egotism of youth પ્રત્યક્ષ જણાય છે. પોતે કહેતા કે તુર્કોના ગાઢ સંબંધમાં આવેલા એટલે પડ્યા તોયે તંગડી ઊંચી, એ સુરતવાસીમાં જણાઈ આવતું. "મીર કવિ દિલ્લી છોડી લખનૌના મુશાયરામાં આવ્યો ત્યારે લખનૌવાસીઓએ એના તર્ઝની મશ્કરી કરેલી. આ વેળા નીચેનું વેણ ઉચ્ચારાયેલું."

* ક્યા બુદો બાશ પૂછો હો પુરબ કે સાકિનો,
હમ કો ગરીબ જાનકે હંસ હંસ પુકારકે.
દિલ્લી જો એક શહર થા આલમમેં ઇન્તિખાબ,
રહેતે થે મુંતખબ, હી જહાં રોજગારકે,
ઉસકો ફલકને લુંટકે વીરાન કર દિયા
હમ રહને વાલે હેં ઉસી ઉજડે દયારકે.

---

* હે પૂર્વના રહેવાસીઓ ! મને અજાણ્યો જાણીને (મશ્કરીમાં) હસીહસીને જોરશોરથી (મારા) રહેઠાણ સંબંધમાં તમે શું પૂછો છો ? જે દિલ્લી દુનિયામાં એક ચુનંદું શહેર હતું ને જ્યાં તે જમાનાના ચુનંદા લોકો રહેતા હતા તેને દૈવે લુંટી વેરાન બનાવી દીધું. હું તે ઉજ્જડ સ્થળનો રહેવાસી છું.

આપણે આપણા ચાર આશ્રમો છોડી દઈ ત્રણ જ રાખવા સમયોચિત છે. વિદ્યાર્થીજીવનને બ્રહ્મચારીપણાથી અલંકૃત રાખવું કે જેથી મન કેળવાય, અંગ કસાય, વૃત્તિઓ નિયમિત બને. તન-મનનું વલણ આ જ વખતમાં બાંધી દેવું. ગુરુ પાસે જવાતું નથી તો શાળા અને વિશ્વવિદ્યાલયને લગતાં રહેઠાણો બંધાવો કે ત્યાં અધ્યક્ષોની સમક્ષ વિદ્યાર્થીજીવન યથાર્થ વ્યતીત થાય.

બાવીશથી છવીશ વર્ષની વયે સ્નાતકે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. તે વખતે વિદ્યા કે હુન્નર એટલો પ્રાપ્ત કરવો જોઈએ કે શ્વશુર કહી શકે ॐ साधु भवानास्ताम् अर्चयिष्यामो भवन्तम् ને તેનો પ્રત્યુત્તર 'પૂજય' એવો યોગ્ય અહંભાવથી આપી શકાય. સ્નાતકને આપેલી ગુરુશિક્ષા ભૂલી જવી ન જોઈએ. सत्यं वद धर्मं चर स्वाध्यायान् मा प्रमदः प्रजातंतुं मा व्यवच्छेत्सीः ને જ્યારે પુત્રને ત્યાં પુત્ર જોવાય ત્યારે ગૃહના છત્રરૂપી જીવનથી વિરક્ત બની પરમાર્થમાં મશગૂલ થવું. પછી ગૃહમાં રહી સમાજના ઉત્કર્ષને માટે પ્રયત્ન આદરવો કે ગૃહ છોડી સંન્યસ્ત ધારણ કરી જીર્ણોદ્ધારના વિકટ કામમાં રોકાવું. આત્મમોક્ષ પારકાને સજીવન રાખવાના પ્રબળ પ્રયત્ન પર આલંબે છે.

તેમના મિત્ર રા. નવલરામ પોતાની નોંધપોથીમાં લખે છે કે "જ્યારે નિવૃત્ત થઈશ ત્યારે આર્યમિત્ર નામનું એક પત્ર પ્રગટ કરીશ, આર્ય નાટક મંડળી ઊભી કરીશ, નવી ઢબના હરદાસ ઊભા કરીશ, ઐતિહાસિક કાવ્યો ને દેશના રાસા ઓળખવા કોશિશ કરીશ; આખર દેશસુધારા માટે સમર્પણીઓની એક 'ફ્રીમેસન' જેવી સભાયે કાયમ કરીશું." પોતે કહેતા કે આ જ ખરેખરો વાનપ્રસ્થનો વ્યવસાય !

રા. નવલરામે ભવિષ્યમાં વર્તમાનપત્ર પ્રગટ કરવા માટે એક યોજના ઘડી કાઢી છે તેમાં ગુજરાતના જુદા જુદા સાક્ષરને જુદું જુદું

સામાજિક કવિતાની ચોપડી છાપી ત્યારે રાજદ્રોહ, ફિતૂર, બંડ, નિમકહરામીનો વા જ્યાં ત્યાં વાઈ રહ્યો હતો. કેટલાંક 'એંગ્લોઇન્ડિયન' પેપરોમાં આ પુસ્તક ઉપર ચર્ચા થઈ ત્યારે લખાયું કે એમાં રાજદ્રોહનાં બીજ છંટાયેલાં છે. મી. મલબારીને આથી બહુ ક્રોધ ચઢ્યો. પોતાના અભિપ્રાય માટે તેણે તે ચોપડી મોકલી આપી. પોતા આગળ હું તે વાંચી ગયેલો અને મારી પાસે પોતે જવાબ લખાવેલો કે "મી. મલબારીની રાજભક્તિ ઉન્નત છે, પેટ ઘસડતી નથી. એમાં રાજદ્રોહની છાયા સરખીયે નથી પડતી. લોકનો ઉત્કર્ષ એ જ રાજદ્રોહ હોય તો પછી તે આરોપમાંથી કોણ બચે એમ છે?" કાગળ માન્ય કરતાં મી. મલબારીએ સંસારિકાનાં બે જીલ્દની આકૃતિવાળો ઓસ્ટ્રિયામાં બનેલો ખડિયો અમને 'સુવેનીર' (યાદગાર) તરીકે મોકલી આપ્યો હતો.

મારાં લગ્ન ઈ. સ. ૧૯૦૭ માં થયાં તે વેળા કંકોતરી મી. મલબારી ઉપર ગયેલી. ચાંલ્લાના રૂપિયા મોકલતાં મારા વડીલ બંધુઓને સરલ ગુજરાતીમાં એમણે પત્ર લખેલો કે 'તમારા મહાન પિતાની જન્મકથા ગુર્જર દેશના વાંચક વર્ગ આગળ તમે જ્યાં સુધી મૂકી નથી ત્યાં લગી પિતૃઋણમાંથી મુક્ત થયા નથી.'

સ્વ. રા. ગોવર્ધનભાઈ સાથે પોતાનો સમાગમ બીજો થયો હોય કે નહિ પણ પહેલવહેલો મારા જાણવા પ્રમાણે તો નાંદોદમાં થયેલો. સાગબારાના જંગલ બાબત મુકદ્દમો ચાલતો હતો તેમાં એક તરફ રા. ગોકળદાસભાઈ ને બીજી તરફથી રા. ગોવર્ધનભાઈ વકીલ તરીકે નાદોદ આવેલા. પ્રસંગોપાત્ત વાત ચાલી તે વેળા પોતે કહેલું કે "તમારો Philosophic vagabond is the true child of this generation, which thirsts after knowledge as such, but is devoid of activity and still less capable of appylying his knowledge to the rehablitation of our social fabric." ગોવર્ધનભાઈએ

દિલ્લીને બદલે સુરત મૂક્યું હોય તો ચોર્યાંશી બંદરનો વાવટો જ્યાં ઊડતો હતો એવા બંદરના વાસીની મગરૂબીનો સહજ ખ્યાલ આવશે.

મી. બેરામજી મલબારી જોડે પોતાને સારી મિત્રાચારી હતી. તેઓ સુરતની મિશન હાઈસ્કૂલમાં ભણ્યા હતા. ગરીબ રાંડીરાંડના પુત્ર, પોતાની જાતમહેનતથી હિંદુસ્તાનમાં આટલા આગળ આવ્યા હતા; આટલા રાજમાન્ય લોકમાન્ય થયા હતા; સંસારસુધારાનો ઝંડો ઊંચો ઉરાડ્યો હતો.

કચ્છમાં જ્યારે પોતે દીવાન હતા તે અરસામાં અમુક અંગ્રેજને હાથે ભૂલમાં શિકારી જાનવર પર ગોળીબાર થવાને બદલે રાની મનુષ્ય વિંધાઈ ગયેલો, આ લખાણ મી. મલબારીના તરફથી અખબારોમાં છપાયું. પોતાના વાંચવામાં આવતાં તે દૈનિકને તે અંગ્રેજ તરફ મોકલી આપ્યું: ઉત્તર કાંઈ આવ્યો નહિ.

એક મહિના બાદ તે અંગ્રેજે પોતાને કહેલું કે, 'કેમ નંદશંકર! હવે કાંઈ લખાણ આવે છે કે?' પોતે કહ્યું, 'ના.' "મેં સહેલો ઉપાય યોજ્યો." તેણે કહ્યું, "એ દૈનિકની વીશ નકલ રાજ્ય માટે મંગાવી એટલે રાજ્ય વિરુદ્ધ લખાણ લેતો તે બંધ પડ્યો." "લૂંટો ભાઈઓ લૂંટો." પછી પાછું પોતાને કહ્યું કે "હું કાઠિયાવાડમાં રહ્યો છું. પોતાની સ્તુતિ કરાવવી કાંઈ સહેલી છે. દૈનિકની નકલો વધારે ખરીદો. તંત્રીની ખાતરદારી કરો. એટલે તમારાં બણગાં આપોઆપ ફુંકાશે કે પછી તમારા તરફેણવાળા કાંઈ સ્તુતિરૂપે લખાશે તે બધું પૂરેપૂરું આગળ પડતું છપાશે." સરસ્વતીચંદ્રના વાંચનારને બુદ્ધિધનના પ્રધાનપદ પર આરોહણને દિવસે નવીનચંદ્રથી લખાયેલું સુંદરગિરિના દૈનિકમાંનું ચર્ચાપત્ર યાદ આવશે.

મી. મલબારીએ 'સંસારિકા' નામની ગુજરાતી ભાષામાં અંગ્રેજી

પોતાને સરસ્વતીચંદ્રનો બીજો ભાગ ઘણો પસંદ હતો. 'સાસુવહુની લડાઈ' ને 'ગુણસુંદરીના કુટુંબજાળ' માં કેટલો ફેર છે? 'એક માત્ર હકીકતની નોંધ રાખનાર ક્રોનીકલર અને તવારીખકારમાં જેટલો ફેર છે તેટલો. એક સુધારક દૃષ્ટિથી વ્યક્તિઓ જેવી મળી તેવી પ્રદર્શિત કરી; બીજાએ કવિત્વશક્તિથી વ્યક્તિઓને અંગારી કાઢી નવીન મૂર્તિઓ બનાવી. દુઃખબાને જોઈને તમે દુભાશો. ચંડિકા જેવી ચુડેલ કોણે નથી ભાળી? સુંદર જેવી દયામણા મોંની બાળવિધવા પળે પળે તમે દેખશો. માનચતુરની × શેહજોરી અજાણી નથી. એકત્ર ઘરખટલાનો ચિતાર ભાગ્યે જ સારો કાઢી શકાય!

પહેલો ભાગ વાંચી સપક્ષ પ્રધાનપદું કરનાર શઠરાય અને બુદ્ધિધનની રહેણીકરણી વાંચી કોનું ચિત્ત બહેલ્યા વિના રહેશે? અલકકિશોરીનો નવીનચંદ્ર જોડેનો પ્રમાદ મારાથી સમજાતો નથી. અલક અગ્નિજ્વાળા જેવી છે, તેને વિકારની ઉધઈ કેમ લાગી શકે? આ પોતાને અસ્વાભાવિક લાગતું. કુમુદ કરતાં કુસુમનો ચિતાર વધારે સ્વાભાવિક લાગ્યો, અલકની વાત ન્યારી જ. ધર્મલક્ષ્મી અને દેવી ખરે પૂજ્ય કાઢ્યાં છે.

ત્રીજા અને ચોથા ભાગને નવલકથાનું નામ ભાગ્યે જ આપી શકાય. પોતે કહેતા કે વિદ્યાર્થી-જંતુ અનુભવ શોધતું શોધતું સૃષ્ટિમાં રખડે છે, ત્યાં જે જે અનુભવ થયા તે આલેખ્યા છે. વિલિયમ માઈસ્ટરમાં પણ આ જ ખરાબી છે. નવલકથાના સામાન્ય નિયમથી આવી કૃતિની પરીક્ષા કરવી ન જોઈએ.

ગોવર્ધનભાઈ માટે પોતાને ઊંચી માનની વૃત્તિ હતી, ને તેઓને પોતાને માટે પણ ઊંચો ખ્યાલ હતો—પૂજ્યભાવ હતો.

સંસાર-સુધારાના મુખ્ય વિષયો—સ્ત્રીકેળવણી, સ્ત્રીસ્વાતંત્ર્ય,

---

× વીરતા, જબરદસ્તી.

વિધવાવિવાહ—ઉપર દૃષ્ટિપાત કર્યા પછી હવે આપણે તે વખતના કર્મકાંડી બ્રાહ્મણો વિષે પોતાનો શો અભિપ્રાય હતો તે વિષે કાંઈક ઉલ્લેખ કરીએ.

વિજયાદત્ત પંડ્યાને પોતે કોઈ શ્રીમંત પુરુષના ગોરના નમૂના ઉપરથી ચીતર્યા છે. શરીરે સ્થૂલ તેમ મતિનાયે સ્થૂલ. તોપણ ગંભીર અને શ્રીમંતના સંસર્ગમાં આવ્યાથી કાંઈ સંસ્કાર પામેલા. વિજયાદત્ત હાસ્યની સાથે દયા ઉત્પન્ન કરાવે છે, નહિ કે તિરસ્કાર. "એનું પેટ એટલું તો મોટું હતું કે તેમાં સાત લાડુ ગોઠવાય તોપણ થોડી જગ્યા ખાલી રહે." જ્યારે યજમાનરાજને પોતાની વફાદારી બાબત સંશય આવ્યો ત્યારે તે તડૂકી ઊઠેલો. "બ્રાહ્મણોના દહાડા ગયા, અને તેઓની કમાઈ સુકાઈ ગઈ. યુગ બદલાઈ ગયો. રાજા અને પ્રજા બંનેમાંથી ભક્તિ ઊઠી ગઈ. પરમેશ્વર ન કરે પણ રાજની ખરાબી એ પાપને લીધે થશે."

આ ચિતારમાં સરસ્વતીચંદ્રમાંના ક્ષુદ્ર મૂર્ખદત્ત જેવી વ્યક્તિ નથી નિહાળતા, પણ એથી ઊંચી રૂઢિગ્રસ્ત ગૃહપુરોહિતની પ્રતિમા છે. દશેરાને દિવસે અપરાજિતા દેવીના મંદિર આગળ બ્રાહ્મણોની વચમાં રાજ-દક્ષિણાની વહેંચણીમાં લૂંટાલૂંટ થઈ તે ચિતાર જમાનાના દ્રવ્યાકાંક્ષાથી ગ્રસ્ત થયેલા ગોર લોકનો સચોટ છે. એથી ઊતરતે પગથિયે જોશી મહારાજનો ચિતાર આપ્યો છે, જે રૂપસુંદરીને નડતા રાહુદોષ સોનામહોરોના ચળકાટથી શમાવી દે છે. ને આખર ગામડિયા પુરોહિતોનો ચિતાર છે. તેઓ દાન આપનાર બાબત કહે છે "તમોએ પોતાના દેહનું સાર્થક કીધું. તેઓ તો ચોરાશી લાખના ફેરામાંથી ટળ્યા. હમણાં તેઓ આકાશમાં તારા થઈ પ્રકાશતા હશે."

પોતાના જમાનાના અશિક્ષિત પુરોહિતોના જુદી જુદી પંક્તિના ચિતાર નિહાળ્યા બાદ સવાલ પેદા થાય છે કે, પોતે આ [illegible] ને

સામાજિક જીવન માટે જરૂરી સમજતા હતા કે નહિ? આ બાબત મેં પ્રશ્ન પૂછેલો ત્યારે પોતે કહેલું કે પુરોહિતની જરૂર તો છે. હરેક ગામમાં એક ચોતરો, પાસે દેરું, નાનું તળાવ, મીઠો કૂવો, એક પુરાણી ને પુરોહિત આટલાં તો જોઈએ. પાર્થિવ જીવનમાંથી કાંઈક વિસ્તીર્ણ જીવન તે બનાવે છે, પણ તેઓને કેળવવા જોઈએ. હાલમાં ગામડાંમાં કાંઈ પણ વાત ફેલાવવી હોય તો પટેલ તલાટીની મદદ લેવાય છે; યુરોપમાં પાદરી વર્ગ કામ લાગે છે. હિંદનો ગ્રામ્ય પુરોહિત શાળાનો માસ્તર ક્રિયાકાંડમાં પ્રવીણ ગોર કેમ ન થઈ શકે? બંગાળમાં 'ગુરુ મહાશય' બાબત જે લખાયું છે તેથી તેમની ઉપયોગિતા સાબિત થાય છે.

હાલના ગ્રામ્ય પુરોહિતો કેવા હોય છે તેની એક કહાણી પોતે મને કહેલી.

સુરતમાં અશ્વનીકુમાર તીર્થે પોતે સ્નાન કરવા ગયેલા. પાછા ફરતા હતા ત્યારે એક રજપૂત સારવા બેઠેલો. કોયો સારનાર ને ક્રિરપો સરાવનાર, તેમ રજપૂત તો અજ્ઞાન, તેની સાથે પેલો પુરોહિત પણ છેક જ ક્ષુદ્ર પ્રાણી સમાન હતો. હોમની અગ્નિજ્વાલામાંથી પોતાના પાંતરાની બીડીનું ઠૂંઠું સળગાવી તે ગાજી ઊઠ્યો, "પાંચ શેર તલ, પાંચ શેર અડદ વગેરે મૂકો.' દીન વદન કરી પેલો મુંડાયેલો રજપૂત બોલ્યો, 'એટલું ક્યાંથી લાવું?' મૂર્ખ બ્રાહ્મણની ગર્જના વાધી, ને તે તડૂક્યો, "ત્યારે સવાશેર સવાશેર તો મૂક." પોતાના પિતૃને ખરે જ પહોંચ્યું એમ માની માંગેલું દાન અપાયું. પછી તે ગોરે કેરી માંગી. 'અલ્યાં તારા પિતૃઓ ગોટલા ચાટે છે હોં,' એમ કહી કેરી પડાવી. છેલ્લે સૂંઘવાની તપખીર પણ બાકી ન રાખી. પોતે કહેતા કે મને આ દેખાવ જોઈ ઘૃણા ઉત્પન્ન થઈ. મારા મનમાં આવ્યું કે જો આ જ સ્વર્ગારોહણ-સોપાન છે, તો જોજો! રખે ચઢતા! સડેલ છે તે તૂટી પડશે.

ઉત્તર હિંદુસ્તાનમાં હું ગામડામાં ફરતો હતો ત્યારે એક લુહારે

મને કહ્યું કે, ' સરકાર ! જમીનદારની માલગુજારી તો સીધી વર્ષમાં બે વાર લેવાય, પાક ન થાય તો માફ થાય, પણ પુરોહિતની માલગુજારી તો આંકી ગર્ભાધાનથી માંડી તે મૂઆ લગી. એ તો લયાં જ કરે, ને ઉપકારવૃત્તિ કાંઈ નહિ. લે છે કેમ, તો કે એનો હક્ક છે. આ માલગુજારીથી આડો આંક વળ્યો,

પોતાના અસલના ગોરનું નામ ચંદ્રશંકર દીક્ષિત હતું. તે પરમેશ્વરનું માણસ હતું. પ્રપંચ શું તે જાણે નહિ. ગજાસર કામ કરી યજમાનની શ્રદ્ધા ઉપર ભરોસો રાખી સુખથી પોતાનો નિર્વાહ કરતા હતા. લી હંટ માટે કહેવાય છે કે, તે પણ દુનિયાદારીથી પોતાને અજાણ્યો માનતો, લેણદારના ફંદમાં ફસ્યો રહેતો, ને હું આમાંનું કાંઈ જાણતો નથી એમ કહેવાને ખંચાતો નહિ. આટલું થતાં પણ જ્યારે કીંગ જ્યોર્જ ધી ફોર્થને fat Adonis of fifty નો ઇલકાબ એણે આપ્યો ત્યારે બદનક્ષી માટે તેને જેલજાત્રા કરવી પડેલી. ચંદ્રશંકર તો સુરતના ભલા ગોરનો એક નમૂનો હતા. તેમની સરખામણી ' ડિકન્સ 'ના ડેવિડ સ્કીમ્પોલ જોડે કંઈક અંશે થઈ શકે. ગરીબ હતા, સમજ ઓછી હતી. પોતે જ્યારે કોઈ પરમેશ્વરના જેવો મનુષ્ય જોતા ત્યારે તેને ચંદ્રશંકરનો ઇલકાબ આપતા.

ડિકન્સની નવલકથાનો પોતાને ઘણો શોખ હતો. પિકવિકની હાસ્યજનકવૃત્તિ ( pickwickian sense ) થી કદી રમૂજ થયા વિના રહેતી નહીં. બુઢ્ઢો ' વેલર ' પુકારતો કે વિધવા સ્ત્રીથી ચેતતો રહેજે ( Beware of widows ) ને ' સેમવેલર ' ની કહેવત વાપરવાની ટેવ કેવી ચેંપીલી લાગતી ?...adding insult to injury as the parrot said when he was not only encaged but taught to learn English. ' બાપ દીકરો જ્યારે પીઠામાં મળે છે ત્યારે નાના વેલરને શરાબની શીશીમાંથી ગ્લાસ [illegible] ભરતો જોઈ બાપ બોલે છે. " Samuel my boy ! you have

an uncommon power of suction; you would have made an uncommon good oyster, had you been born in that station of life." આ ફકરો પોતાને બહુ રમૂજ પમાડતો. 'જિંગલ'ની ડંફાસ, 'વીંકલ'નું મિથ્યાભિમાન, 'સ્નોડગ્રાસ'ની કવિત્વ-સ્ફુરણા, 'મિસીસ બાર્ડેલ'ની ધૂર્તતા ને 'પિક્‌વિક'ની ભલાઈ, 'મેજીસ્ટ્રેટો'ની બેવકૂફી અને પેશકારની હોશિયારી વગેરેનો ચિતાર પોતાને બહુ પ્રિય હતો. સામાન્ય વાતચીતમાં કોઈ વ્યક્તિ 'પિક્‌વિક'નાં પાત્રો માફક વર્તન રાખતી જણાતી તો તરત એને આમાંના એકાદનું નામ આપવામાં આવતું.

'ડોમ્બી એન્ડ સન' પણ પોતાને બહુ પસંદ–Cleopatra Commands and Antony Obeys આ 'જોસફ બેગ સ્ટૉક'નો ફકરો પોતાને અતિશય પ્રિય લાગતો. તે સિવાય 'કટલ'નો આંકડીવાળો હાથ, 'બન્સબી'ની એંચાતાણી આંખ (an eye towards Greenland) પળે પળે યાદ આવતી. 'ડેવિડ કોપરફીલ્ડ'માંની 'બેટ્સી ટ્રોટવુડ'ની કેરેક્ટર લઈ પોતે કહેતા કે, 'એ તો અમારા જમાનાની, જુવાનીમાં રંડાયેલી, ઘડપણમાં આવેલી, ધમકાવતી મનાવતી કોઈ જેવી આબેહૂબ ચીતરી છે. તેમાં 'પેગટી'નું ચિત્ર પણ બહુ પ્રિય લાગે એવું છે. 'બાર્કીસ' જેવું શરમાળ નાટ્યપાત્ર મુંબઈની રંગભૂમિ પર, એક હાસ્યજનક વિષ્કંભક (farce) માં મુકાયેલું મને યાદ આવે છે કે તેનું નામ અદુ અડગરો ને ઉરાયાહીપની દાંભિક દીનતા તો સૃષ્ટિના સેંકડો ચિતારોમાં મળી આવશે. પણ આખર 'મિકોબર' તારું ખીલતું હસમુખું બેપરવા મુખ જ્યારે હું નિહાળું છું ત્યારે અમારાથી આગળના જમાનાના કરજમાં ડૂબેલા છતાં પોતાને સંતોષી સુખી માનતા નાગરોનું ચિત્ર યાદ આવે છે.

'બ્લીક હાઉસ'ની મિસીસ જલેબી તે ઉષ્ણ કટિબંધમાં આવેલા બુરિયા બુલાધાના કાળા આદમી માટે ઊનનાં કપડાં મોકલે છે ને

મને કહ્યું કે, 'સરકાર! જમીનદારની માલગુજારી તો સીધી વર્ષમાં એ વાર લેવાય, પાક ન થાય તો માફ થાય, પણ પુરોહિતની માલગુજારી તો આંકી ગર્ભાધાનથી માંડી તે મૂઆ લગી. એ તો લયાં જ કરે, ને ઉપકારવૃત્તિ કાંઈ નહિ. લે છે કેમ, તો કે એનો હક્ક છે. આ માલગુજારીથી આડો આંક વળ્યો,

પોતાના અસલના ગોરનું નામ ચંદ્રશંકર દીક્ષિત હતું. તે પરમેશ્વરનું માણસ હતું. પ્રપંચ શું તે જાણે નહિ. ગજાસર કામ કરી યજમાનની શ્રદ્ધા ઉપર ભરોસો રાખી સુખથી પોતાનો નિર્વાહ કરતા હતા. લી હંટ માટે કહેવાય છે કે, તે પણ દુનિયાદારીથી પોતાને અજાણ્યો માનતો, લેણદારના ફંદમાં ફસ્યો રહેતો, ને હું આમાંનું કાંઈ જાણતો નથી એમ કહેવાને ખંચાતો નહિ. આટલું થતાં પણ જ્યારે કીંગ જ્યોર્જ ધી ફોર્થને fat Adonis of fifty નો ઇલકાબ એણે આપ્યો ત્યારે બદનક્ષી માટે તેને જેલજાત્રા કરવી પડેલી. ચંદ્રશંકર તો સુરતના ભલા ગોરનો એક નમૂનો હતા. તેમની સરખામણી 'ડિકન્સ'ના ડેવિડ સ્કીમ્પોલ જોડે કંઈક અંશે થઈ શકે. ગરીબ હતા, સમજ ઓછી હતી. પોતે જ્યારે કોઈ પરમેશ્વરના જેવો મનુષ્ય જોતા ત્યારે તેને ચંદ્રશંકરનો ઇલકાબ આપતા.

ડિકન્સની નવલકથાનો પોતાને ઘણો શોખ હતો. પિકવિકની હાસ્યજનકવૃત્તિ (pickwickian sense) થી કદી રમૂજ થયા વિના રહેતી નહીં. બુઠ્ઠો 'વેલર' પુકારતો કે વિધવા સ્ત્રીથી ચેતતો રહેજે (Beware of widows) ને 'સેમવેલર' ની કહેવત વાપરવાની ટેવ કેવી ચોખીલી લાગતી?...*adding insult to injury as the parrot said when he was not only encaged but taught to learn English.* 'બાપ દીકરો જ્યારે પીઠામાં મળે છે ત્યારે નાના વેલરને શરાબની શીશીમાંથી શાંત ચહેરો ભરતો જોઈ બાપ બોલે છે. "*Samuel my boy! you have*

an uncommon power of suction; you would have made an uncommon good oyster, had you been born in that station of life." આ ફકરો પોતાને બહુ રમૂજ પમાડતો. 'જિંગલ'ની ડંફાસ, 'વીંકલ'નું મિથ્યાભિમાન, 'સ્નોડગ્રાસ'ની કવિત્વ-સ્ફુરણા, 'મિસીસ બાર્ડેલ'ની ધૂર્તતા ને 'પિક્‌વિક'ની ભલાઈ, 'મેજીસ્ટ્રેટો'ની બેવકૂફી અને પેશકારની હોશિયારી વગેરેનો ચિતાર પોતાને બહુ પ્રિય હતો. સામાન્ય વાતચીતમાં કોઈ વ્યક્તિ 'પિક્‌વિક' નાં પાત્રો માફક વર્તન રાખતી જણાતી તો તરત એને આમાંના એકાદનું નામ આપવામાં આવતું.

'ડોમ્બી એન્ડ સન' પણ પોતાને બહુ પસંદ—Cleopatra Commands and Antony Obeys આ 'જોસફ બેગ સ્ટૉક'નો ફકરો પોતાને અતિશય પ્રિય લાગતો. તે સિવાય 'કટલ'નો આંકડીવાળો હાથ, 'બન્સબી'ની ખેંચાતાણી આંખ (an eye towards Greenland) પળે પળે યાદ આવતી. 'ડેવિડ કોપરફીલ્ડ' માંની 'બેટ્રસી ટ્રોટવુડ'ની કેરેક્ટર લઈ પોતે કહેતા કે, 'એ તો અમારા જમાનાની, જુવાનીમાં રંડાયેલી, ઘડપણમાં આવેલી, ધમકાવતી મનાવતી ફોઈ જેવી આબેહૂબ ચીતરી છે. તેમાં 'પેગટી'નું ચિત્ર પણ બહુ પ્રિય લાગે એવું છે. 'બાર્કીસ' જેવું શરમાળ નાટ્યપાત્ર મુંબઈની રંગભૂમિ પર, એક હાસ્યજનક વિષ્કંભક (farce) માં મુકાયેલું મને યાદ આવે છે કે તેનું નામ અદુ અડગરો ને ઉરાયાહીપની દાંભિક દીનતા તો સૃષ્ટિના સેંકડો ચિતારોમાં મળી આવશે. પણ આખર 'મિકૉબર' તારું ખીલતું હસમુખું બેપરવા મુખ જ્યારે હું નિહાળું છું ત્યારે અમારાથી આગળના જમાનાના કરજમાં ડૂબેલા છતાં પોતાને સંતોષી સુખી માનતા નાગરોનું ચિત્ર યાદ આવે છે.

'બ્લીક હાઉસ'ની મિસીસ જલેબી તે ઉષ્ણ કટિબંધમાં આવેલા બુરિયા બુલાબોલાના કાળા આદમી માટે ઊનનાં કપડાં મોકલે છે ને

પોતાનાં છોકરાંને રઝળાવે છે. એ ચિત્ર તો હિંદને બહુ જ લાગુ પડતું લાગતું. 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' આ વાત ઘણે ઠેકાણે હિંદમાં જણાય છે. 'ચેડ બેંડ' અને 'પેક્સ્નીફ'નાં દાંભિક ભાષણો, તેઓની લઘુતા–કપટ, ને પવિત્રતાનો આડંબર એ તો સચોટ આધુનિક બ્રાહ્મણજીવનને લાગુ પડતાં આવે છે.

અમારે ઘેર ડિકન્સ નવલકથાકાર એટલો તો પ્રિય થઈ પડેલો કે, અમે જેટલાં અંગ્રેજી વાંચી શકીએ છીએ તે બધાંએ ઘણી વાર તેની નવલકથાઓ વાંચેલી. અજાયબ જેવું તો એ જ કે પોતાને સ્કૉટનું ઘેલું છતાં અમારે ત્યાં કોઈને સ્કૉટ અતિ પ્રિય નહોતો. લિટનની પાછી એટલી જ ઘેલાઈ! થેકરેના ગ્રંથો તો અંગ્રેજી ભાષાજ્ઞાન સુધારવા અમે વાંચતા. 'એસમંડ'માં દીકરી જોડે ગૂંથાયેલો નાયક નાયિકાની માતા જોડે પરણે છે, એ મને બહુ અસંભવિત લાગતું. પોતે કહેતા કે એમાં કાંઈ અસંભવિત નથી. વિધવાથી પુનર્લગ્ન થઈ શકે તો જેમ રજપૂતોમાં પુત્રને માટે પસંદ થયેલી કન્યાને બાપે પરણી લીધેલી તેમ પુત્રી માટે પસંદ થયેલા વરને વિધવા માતા ગ્રહણ કેમ ન કરે? વળી થેકરેનો વિચાર એવો કે, [illegible] [illegible]નાં જીવનનો અંત ખેમકુશળ ઘેર પધારી હેમાલ્ડાની જોડી [illegible] સુખમાં

પોતાનાં છોકરાંને રઝળાવે છે. એ ચિત્ર તો હિંદને બહુ જ લાગુ પડતું લાગતું. 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' આ વાત ઘણે ઠેકાણે હિંદમાં જણાય છે. 'ચેડ બેંડ' અને 'પેકસ્નીફ'નાં દાંભિક ભાષણો, તેઓની લલુતા–કપટ, ને પવિત્રતાનો આડંબર એ તો સચોટ આધુનિક બ્રાહ્મણજીવનને લાગુ પડતાં આવે છે.

અમારે ઘેર ડિકન્સ નવલકથાકાર એટલો તો પ્રિય થઈ પડેલો કે, અમે જેટલાં અંગ્રેજી વાંચી શકીએ છીએ તે બધાંએ ઘણી વાર તેની નવલકથાઓ વાંચેલી. અજાયબ જેવું તો એ જ કે પોતાને સ્કૉટનું ઘેલું છતાં અમારે ત્યાં કોઈને સ્કૉટ અતિ પ્રિય નહોતો. લિટનની પાછી એટલી જ ઘેલાઈ! થેકરેના ગ્રંથો તો અંગ્રેજી ભાષાજ્ઞાન સુધારવા અમે વાંચતા. 'એસ્મંડ'માં દીકરી જોડે ગૂંથાયેલો નાયક નાયિકાની માતા જોડે પરણે છે, એ મને બહુ અસંભવિત લાગતું. પોતે કહેતા કે એમાં કાંઈ અસંભવિત નથી. વિધવાથી પુનર્લગ્ન થઈ શકે તો જેમ રજપૂતોમાં પુત્રને માટે પસંદ થયેલી કન્યાને બાપે પરણી લીધેલી તેમ પુત્રી માટે પસંદ થયેલા વરને વિધવા માતા ગ્રહણ કેમ ન કરે? વળી થેકરેનો વિચાર એવો કે, બિયેટ્રીસ જેવીનાં જીવનનો અંત ખેમકુશળ ઘેર પધારી હેમાહડીની જોડી જેવો સુખી અવસાનવાળો કેમ હોઈ શકે? એને માટે સામાન્ય "ખાધું પીધું ને મોજમઝા કરી" કેમ લખી શકાય? તેથી એને તો સંસારસાગરમાં સુકાન વગર ભટકતી જ રાખે છે ને 'એસ્મંડ' અસ્થાયી તારાને ઉદ્દેશી નાવડું હંકારતો હતો તે ત્યાંથી ફરી ધ્રુવ ખરેખરા સ્થાયી તારા તરફ પ્રેરેલું પોતાનું સુકાન રાખે છે ને છેવટે રેશલ બંદરમાં તે નાવડું નાંગરે, તેમાં શી નવાઈ?

થેકરેકૃત 'ન્યુકમ્સ' પોતાને બહુ પસંદ હતું. 'વૉરન હસ્ટિંગ્સ'ના જમાનાના 'એંગ્લો ઈન્ડિયન'ને નિહાળવા હોય તો આ જ ચિત્રશાળામાં પ્રવેશ કરો. 'બેકીશાર્પ' ઉપર પોતે રહેમની

નજરે નિહાળતા. જેનું મૂળ જ નઠારું, તેનું મુખ ભાગ્યે જ સારું નીવડે છે, એ આ સંસારની ભવિતવ્યતાનો કરડો અને દુઃખદાયી નિયમ છે.

સાધારણ ખ્યાતિ પામેલો નવલકથાકાર અમે વાંચતા નહીં. રમેશદત્તની 'લેક ઓફ પામ્સ' પોતા આગળ વાંચેલી પણ સુધા અને બિંદુ માટે પોતાને ઝાઝો પ્રેમ નહીં થયેલો. તેની માધવી કંકણ પોતાને અધિક પ્રિય હતી, પણ તે જમાનાના ચિતાર માટે જ. 'વસ્તુ તો એમાં પણ શિથિલ અને અસંબદ્ધ છે' એમ પોતે કહેતા. જે વસ્તુ-સંકલનામાં "આવશ્યકતા" ની અગત્ય છે તે આમાં મળતી નથી. 'જીવન-સંધ્યા' ને 'જીવન-પ્રભાત' પોતાને વધારે સારાં લાગ્યાં હતાં. પોતાને 'મેડોઝ ટેલર'ની નવલકથા પસંદ હતી. બંકીમચંદ્રની નવલકથા તો નારાયણ હેમચંદ્રના ભાષાંતર દ્વારાજ વાંચેલી. પોતે કહેતા કે કૃષ્ણકાંતનું વીલ ને તેથી ઊતરને દરજ્જે કુંદનંદિની અવતંસ વિષવૃક્ષ સૌથી સારી લાગતી.

ગુર્જર કવિઓમાં પોતાને પ્રેમાનંદ અને દયારામ બહુ પ્રિય હતા. નાંદોદમાં પોતે રહેલા એટલે ચાણોદ કરનાળી વટાવતાં દયારામની માધુર્ય-શીકર જ્યાં ત્યાં ઊડી રહેલી. તેના છાંટા પોતા પર પડ્યા વિના રહેલા નહીં, મારાં માતુશ્રી કહેતાં કે ચાણોદમાં દયારામનો એક શાગિર્દ અમારી સંમુખ આવી ગાતો. ધોળી મૂછવાળો વૃદ્ધ પણ દયારામનાં પદો ગાય ત્યારે માથે સાડી ઓઢે. "એ તો કહાના તમે પુરુષ અમે નારી!" વૈષ્ણવ ભક્ત તો સર્વ સૃષ્ટિને ગોપીના રૂપમાં જ નીરખે છે. અર્થલાલિત્ય પદલાલિત્યમાં કોઈ ઠેકાણે દેહીભૂત થયું હોય તો અહીં જ!

સરસ્વતીચંદ્ર ઉપરથી માલૂમ પડે છે કે ગોવર્ધનરામને પણ દયારામ ઉપર પક્ષપાત હતો. આ બે ગુજરાતના પવિત્ર જીવન અને આચારવિચારની ટોચે પહોંચેલી વ્યક્તિઓને દયારામભાઈ પસંદ પડ્યાં

તો તે કાંઈ એના ઉઘાડા શૃંગારથી નહીં જ હોય ! કૃષ્ણચંદ્રને ઉદ્દેશી નંદ સંમુખ ગોપી ગાય છે : "લાલ ! તમારો લાડકવાયો મુજને તે કાંઈ કાંઈ કહે છે રે ! મુજ સામું જોઈ વહાલો નૈન નચાવે ! અધૂરું મધુરું હસી દે છે રે" આ ગરબો મને સચોટ યાદ છે કે ચાણોદમાં તાલીમ પામેલી નાંદોદની બે બ્રાહ્મણ વર્ગની સ્ત્રી અમારે ત્યાં ઘણી વાર ગાતી ને હું બહુ જ બાળક–કાંઈ પાંચ વર્ષનો–તે મને આ અધૂરાંમધુરાં મુસ્કિરાહટનું ગીત સાંભળી ઘણું ગમતું.

દલપતરામ માટે પોતાને પૂજ્યભાવ હતો. અમારા નાદાનપણામાં અમે એની કવિતાની મશ્કરી કરતા ત્યારે પોતે કહેતા કે એના યમકઝમકમાં કોઈ પણ કઠિનતા કે કિલષ્ટતા જોવામાં આવે છે ? ઊંચી શૈલીની કવિતા વાંચવી હોય તો તેમનો બનાવેલો 'ફોર્બ્સ વિરહ' કે 'વેન ચરિત્ર' વાંચો. નૈસર્ગિક કવિ કહો તો દલપતરામ ! પછી ઝવેરાતમાં તો હીરો પણ છે ને માણેક પણ છે.

નર્મદ માટેનો પોતાનો પ્યાર આગલા પ્રકરણમાં બતાવ્યો છે. પણ તેનામાં રસદોષ કેટલીકવાર આવી જતો. કવિધૂન એક સરખી એની કવનશ્રેણીમાં ચાલતી નહીં. આધુનિક કવિતા પોતાને વાંચવામાં આવેલી નહીં; તેથી ગોવર્ધનરામ કે નરસિંહરાવની કવિતા માટે પોતાનો શો ખ્યાલ હતો તે કહી શકાય નહીં. પોતે કહેતા કે કવિતા લખવી હોય તો લખો પણ વસ્તુ ક્ષુલ્લક રાખશો નહીં. પછી પદલાલિત્ય રચવું અઘરું નથી.

આગલા પ્રકરણમાં બતાવી ગયો છું કે પોતાને મરેઠા અને મુસલમાની અમલદારોનો બહુ માઠો અનુભવ થયો હતો. આથી ૧૮૯૭ ની પછી જે સ્વરાજ્યનો મામલો ચાલ્યો તે માટે પોતાને બહુ અનુરાગ ન હતો. આપણે હજુ તાબેદારી કરતાં–એવા આજ્ઞાનુસારી થતાં–શીખ્યા નથી કે આપણા ઉપરી હાકેમોને માન

આપી તેના હુકમનો બબડાટ કર્યા વગર અમલ કરીએ. જ્યાં લગી ગુલામગીરીની આધીનતા નહીં પણ ખુદ-અખ્તિયારીની આધીનતા કરતાં નહીં આવડે ત્યાં લગી રાજ્ય કરવાને લાયક ઠરીશું નહીં. અંગ્રેજ લોક મગજશક્તિમાં આપણાથી ચઢિયાતા નથી, પણ સમાજશક્તિ -રાષ્ટ્રીય રહસ્ય-તે એમણે સર કર્યું છે. પછી એમની બરાબરી કેમ થાય ?

પોતાને આ બાબત બહુ આગ્રહ હતો કે હિંદની તદ્દન ઉચ્ચ પદની જગ્યા છોડીને તેથી હલકી પાયરીની જગ્યાઓ હિંદીવાનોને જ આપવી જોઈએ. તેથી કામ થોડા મૂલ્યમાં પણ સારું થશે ને અંગ્રેજી રાજ્યના બંધારણ જોડે આ નવા ઉદાત્ત વર્ગનું ભાગ્ય સંધાયેલું રહેશે, એટલે રાજદ્રોહનો ઓળોયે તેમાં નહીં પડવા પામે.

ખુશામતના પોતે મહાન દુશ્મન ! શ્વેત વર્ણની પૂજા જે કેટલાકમાં જાગૃતિ પામી છે, તે પોતાનામાં બિલકુલ જ નહીં. મનુષ્યમાત્ર એક સરખા ! અહીંના 'ડેપ્યુટી કલેકટર' નો અનુભવ થયા બાદ ભૂતકાળ ઉપર નજર નાંખતાં પોતાનું વર્તન બહુ જ સ્વમાનપુરઃસરનું અને ગંભીર રહેતું એમ સ્પષ્ટ જણાય છે. જરાયે તોછડાટ નહીં તેમ જરા પણ લઘુતાયે નહીં.

પોતે હમેશ કહેતા કે રાજસુધારો ને સંસારસુધારો સાથેસાથે ચલાવો. પોતે સરકારી નોકર એટલે નિવૃત્ત થયા પછી કોન્ગ્રેસમાં ભાગ લેવા જતા, પણ તે પહેલાં તો સંસારસુધારા તરફ પોતાને અથાગ ×રઘબત હતી. આપણી પ્રજાને એવી ઊંચે દરજ્જે ચઢાવો કે આપોઆપ તે સમસ્ત જગપ્રજા તરફથી સાદર મનાય. પોતાપણું ભૂલવું નહિ. પશ્ચિમના વોહમાં ઘસડાયા તો નામનિશાન પણ બાકી નહીં રહે. તેથી તેમના સામાજિક બંધારણનાં મૂળ તત્ત્વોનું જ ગ્રહણ કરી ઉપરટપકાની વાત જવા દેવી.

---

× વલણ.

'બેંથમ'ની 'થિયરી ઓફ લેજિસલેશન' બાબત વાત કરતાં પોતે કહેતા કે વ્યક્તિનો સ્વાર્થ ને સમષ્ટિનો સ્વાર્થ તે સાથેલાગા સધાવા જોઈએ, એમ બોલી યુરોપના ન્યાયતંત્રીઓને 'બેંથમે' પોતાની તરફેણમાં લીધેલા. બાકી એ તો કોણ જોવા ગયું છે કે સમષ્ટિને ફાયદો પહોંચ્યો કે નહીં. અમુક વ્યક્તિગણનો નફોતોટો પ્રત્યક્ષ કરી શકાય છે. સમષ્ટિનો તો પરોક્ષ જ રહે છે. આપણો ન્યાય ભૂલવો નહીં કે સદાચરણ કરો છો તે સમષ્ટિના ભલા માટે નહીં, પણ તેમ કરવાનો તમારો ધર્મ છે. તેમ કરવાથી સમાજને શાતાયે વળશે ને તમારું કલ્યાણ પણ થશે. પણ સમાજનું કલ્યાણ અને આત્મકલ્યાણ એ પારખવાં સહેલાં નથી. તેથી આ જ કહેવું ઠીક છે કે ધર્મ છે તે પ્રમાણે આચરો. પરિણામ જોનારા બીજા છે. આ સમાજધર્મ નશ્વર છે એમ ન કહેવાય, ને અવિચળ છે એમ પણ પોતે ન કહેતા. ફેરફારની જરૂર છે, ને સમયને અનુસરી એટલે જગતની ગતિને અનુસરી ફેરફાર કરવો જ જોઈએ. આ કામ ઉદાત્ત ન્યાયમંત્રીનું છે. પ્રજાએ તો જે ધર્મ કહ્યા, તે જ પ્રમાણે ચાલવાનું છે.

પ્રજાસત્તાક રાજ ગામડાના રાજતંત્ર માટે લાયક છે ને તે પાછું જાગૃત કરવું જોઈએ. પંચાયતમાં નિર્જીવ દાવા મુકદ્દમા ×ફેંસલ થશે. લોક–મુખાકારી સુધરાઈ તથા વ્યક્તિ લેણદેણનો–લોપ ને સમષ્ટિ લેણદેણનો આરોહ સધાશે. રાજ્ય માટે તો ઉદાત્ત રાજ્ય પોતાને પ્રિય હતું. આગળ જતાં નિત્શેનાં કાવ્યરૂપી ગદ્યો મેં વાંચ્યાં ત્યારે મને થયું કે આ તો પાછો પ્રાચીન હિંદમાં ચંચૂપાત થયો ને શોપનહોરે અસ્તિત્વ–અહંભાવનું–સમર્થન કરવાની વાંછનાનો લોપ બૌદ્ધ સરિતામાંથી પીધેલો, તેમ 'નિત્શે'એ જગતના વેદકાલના સોમરસના કૂપામાંથી ગાઢ પાન કરેલું. અસ્તિત્વનો પરમ આમોદ—અસ્તિત્વને સત્કારી

× ચૂકવાશે.

બનાવવામાં મશ્ગુલી. જીવનને યાદ રાખો ને તેને જ પૂજો. આ પ્રણાલિકા હાલ યુરોપ દેશમાં પ્રચલિત થઈ છે.

अन्यत् श्रेयो अन्यत् उतैव प्रेयः
तयोः श्रेय आददानस्य साधुर्भवति
हीयते अर्थाद् य उ प्रेयो वृणीते. (कठ उपनिषद)

આ બાબતનો ખ્યાલ રાખી ન્યાય-નિયમો બનાવવા, તે ઉદાત્ત વર્ગ જ કરી શકે. ઈ. સ. ૧૭૯૨ થી માંડી યુરોપ દેશમાં મોધા મંત્ર ભણી એક Demos રૂપી ભૂતડું ઊભું કર્યું છે. હાલના આસુરી લોક તેને શમન કરવાનું ભૂલી ગયા છે. તે ગરજભૂખ્યું ભૂતડું સર્વ સારીનરસી ચીજનો ભક્ષ કર્યું જાય છે. તેને શીશામાં ઉતારનાર કોઈ મળ્યો કે તરત જ પાછું ઉદાત્ત રાજ જ આવવાનું; પણ પહેલાંના ઉદાત્ત રાજ્ય કરતાં શ્રેષ્ઠ. સુધારો વર્તુલમાં ઘૂમતો નથી, પણ spiral રીત્યા ચઢે છે. આપણે આદર્શરૂપી શેષનાગ રાખ્યો છે.

અમારા જમાના બાબત પોતાનો અમે અભિપ્રાય માગતા તો પ્રસંગોપાત્ત નીચલાં વેણ નીકળી જતાં, પણ પોતાને વણપૂછ્યે ઉપદેશ કરવાની ટેવ નહીં, એટલે એકી વખતે આ વિષય ઉપર બોલેલા નહીં. "સ્વાર્થ વધ્યો છે. વ્યક્તિત્વ વધ્યું છે. બલ્કે કહીએ તો ઊપસ્યું છે. અમારા ચાંચવાપાવડાના જમાનામાં વ્યક્તિત્વ વિસ્તાર પામ્યું હતું, તેથી સાહસ આવ્યું હતું. સ્વાર્થ જે હતો તેને પરમાર્થનો ઓપ હતો, પરમાર્થ તરફ પ્રેરાતો હતો, પણ હાલનો સ્વાર્થ તો ઉઘાડેછોક સ્પષ્ટ ખુદ-ગરજી જ છે. આથી વ્યક્તિત્વમાં ઉન્નતિ આવશે નહીં, પણ સદાકાળ અસંતોષ જ રહેશે. મનની સાંત્વના થઈ શકશે નહીં ને વ્યક્તિ આપઘાત કરશે.

શ્રદ્ધા પણ કમ થઈ ગઈ છે. સામાન્ય કહેવાતા ધર્મમાં અમને એ શ્રદ્ધા ઘણી કમ હતી, પણ અમે કોઈ ઊંચા જ કાર્ય માટે સર્જાયેલા છીએ એમ માનતા. અમને આદેશ મળ્યો છે કે જાઓ

દુનિયામાં, ભીડો બાથ દુષ્ટતા જોડે, તે રામનું રાજ વર્તાવો.
હાલની અશ્રદ્ધા તો સ્વાર્થના પાયા પર રચેલા મંદિરનો કળશ છે.
ધર્મમાં શ્રદ્ધા કમ થઈ છે એટલું જ નહીં પણ જાતમાં, મનુષ્યસંસ્કારમાં
મનુષ્યભવિષ્યમાં શ્રદ્ધા કમ થઈ ગઈ છે. આથી જ્યાં નજર નાંખીએ
છીએ ત્યાં દુખિયારું ધૂંધવાતું જીવન જોઈએ છીએ.

બીજા સદ્‌ગુણ ઘણા છે. પહેલા કરતાં લોક સ્વતંત્રતામાં આગળ
વધ્યા છે. સ્વમાન, આત્મનિષ્ઠપણું અને જાતકેળવણી અધિક થયાં છે.
શ્રદ્ધા એ તો નાવિકોનો ઉત્તર ધ્રુવ. એને નજરમાંથી ન ખસેડશો.
ત્યાં જવું છે તો એને ઉદ્દેશીને જ કાર્ય કરજો. સ્વાર્થ ભારે ખરાબ
છે. સ્વાર્થથી આપણું મીઠું જીવન ખારું બની જાય છે. એ આખરણ
દૂર રાખજો ને જીવનમાંથી ઉત્સાહરૂપી કિરણ નાશ પામવા દેશો
નહીં. જીવનસાફલ્ય તેથી જ સધાશે.

વિલહેલ્મ માઇષ્ટરમાં ગ્યોઈટએ મીન્યોનાં દફન વખત જે બોધ
આપ્યો છે તે સર્વ કાલ માટે છે.

Boys—Let us weep and remain here.

The chorus (invisible)-Children. Turn back into Life! Fly from night! Day and pleasure and continuance are the lot of the living.

Boys—up! Turn back into life! Let the day give us labour and pleasure till the evening (Vanaprastha) brings us rest and the nightly sleep refreshes us.

Chorus—Children hasten into life! In the pure garments of beauty may love meet you

with heavenly looks and with the wreaths of immortality. Travel, travel back into life! Take along with you the holy earnestness! For earnestness alone makes life immortal.

'ભભુત લગાયો, અલખ જગાયો, ખલક કિયો સબ ખારો વે!' આ માર્ગથી દૂર રહો. અલખ જગાવો ને જગતને અમૃતથી ભરેલું બનાવો. નજરબંધી કરી શકો તો સ્વર્ગનાં સુખ બતાવો, નહીં કે સૃષ્ટિની નરકતુલના.

જુલમ મત કરના રે બચ્ચા,
અલખકા ખેલન સબ સચ્ચા.

તે અલખના સચ્ચા ખેલન લોકને સમજાવો. ફ્રાંસમાં Fin du siecle ના જમાનામાં જે નિરાશા છાઈ હતી, જર્મનીમાં નોવાલીસના વખતમાં Welt schmerz વ્યાપી રહ્યું હતું, તેમ આ લહેર હિંદમાં આવવા લાગી છે. "પણ ખંત! સાહસ! શ્રદ્ધા! ઉત્સાહ તમને કંદિલિયા (light-house) રૂપ નીવડશે."

હું પોતાથી જ્યારે વિલાયત જવા સારુ ઈ. સ. ૧૯૦૩ના ઑક્ટોબરની પહેલી તારીખ ને બૃહસ્પતવારે વિખૂટો પડ્યો ત્યારે ગગળતે કંઠે પોતે "May God bless you" કહેલું. પોતાનો આશીર્વાદ ફળ્યો ને હું મારા ધારેલા કામમાં ફતેહમંદ નીવડી પાછો આવ્યો. મારું એટલું સદ્‌ભાગ્ય નહીં કે હું એમનું પ્યારું પૂજનીય મુખ નિહાળી શકું. ભાવિ!

મારી સિવિલ સર્વિસની પરીક્ષાને ચૌદ દિવસ બાકી હતા, તે અરસામાં પોતાના દેહનો અંત આવ્યો. મારા જ્યેષ્ઠ બંધુએ ત્રણ દિવસ આગમચ પોતાને વિનંતિ કરી મને આશીર્વચન લખાવ્યું કે મને ધીરજ રહે. આ પત્ર મારી પાસે મોજૂદ છે. હાથ સ્થિર નથી.

પણ આ હરફ પોતાના ગહન હૃદયાંગણમાં પ્રવેશ પમાડી ત્યાંના અગાધ પ્રેમસરમાં મને ઝંપલાવવાનો અવસર આજ પણ આપે છે!

ગ્યોઈટેએ પોતાના નાનકડા મકાનમાં નીચે મુજબ કડીઓ ભીંત ઉપર લખી હતી.*

Uber allen gipfeln
Ist Ruh,
In allen wipfeln
Spurest du
Kaum einen hauch;
Die Vogelein Schweigen in walde.
Warte nur, balde
Ruhest du auch.

નામ તેનો નાશ નથી, માત્ર અંતર–સંગીત બંધ પડ્યું છે પણ રણકારા જારી છે. અમને–ગુર્જર પ્રજાને–સુખ આપવાને સદા જારી રહો! અસ્તુ!

પોતાના મૃત્યુ બાદ દિલસોજીના ઘણા પત્રો આવ્યા હતા, તેમાંથી કેટલાકમાંથી નીચેના ફકરા આપું છું.

રા. બા. ડાહ્યાભાઈ હરજીવનદાસ નાણાવટી મારા ભાઈ મનુભાઈને લખે છે:

'I am extremely sorry to hear the sorrowful news of the death of your good and worthy father and my most respected Master Saheb.

* હરેક શિખર ઉપર શાંતિ છે. કૂંપળ ઉપરથી પવનનો આભાસ જણાય છે. જંગલમાં પંખીડાં મૂગાં બેઠાં છે. જરા થોભ. તું યે મૂગો બેસવાનો.

મી. રોમેશચંદ્ર દત્ત લખે છે :

Baroda, July 18th, 1905.

My dear Manubhai,

I am deeply grieved to hear of the death of your venerable father and I beg you will accept my sincere condolences and convey the same to the bereaved family. Gujarat has lost the most distinguished of its authors and also one of the ablest and best of its citizens.

Yours sincerely,
(Sd). R. C. Dutt.

રા. વ્રજભુખણદાસ પકવાસા સોલીસિટર લખે છે :

"By his simplicity of character and unobtrusive and retiring disposition and amiability, he commanded respect and reverence from any one who came in the least contact with him."

રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ લખે છે :

'In him Gujarat loses one of her brightest sons; and the good work he has done will ever remain a telling monument of it. For moral courage and probity, absolute integrity and devotion to the common weal as an administrator, he was unsurpassed in his generation and his loss to us all is absolutely irreparable.'

રા. જમિયતરામ શાસ્ત્રી પ્રિન્સીપાલ ટ્રેનીંગ કોલેજ અમદાવાદથી લખે છે :

'Gujarat must feel the loss of Master Saheb terribly as in him has been taken away the father of pure Gujarati prose.'

રા. લલ્લુભાઈ આશારામ શાહ (હાલમાં ઑ. મી. જસ્ટિસ શાહ) લખે છે :

"I need hardly add that I fully sympathise with you all in this hour of sorrow. We have to remember after all that it is our duty to accept without a murmur the dispensations of the Almighty. It is impossible, however, for any educated Gujarati to avoid the pangs of sorrow at the idea of the writer of 'Karan Ghelo' being no more."

રા. ભુલાભાઈ જીવણજી દેસાઈ લખે છે :

My DEAR MANUBHAI,

The sad news has spread wide and has come to us that Master Saheb (true teacher of men he was) passed away peacefully the day before yesterday. But the loss, in this case, though it is bound to be particularly heavy to us as being above all a personal one, is of practically a universal character for Gujarat in general. His life has moulded the character aud

career of many a man that has lived and died to do service to this land. With him has passed away perhaps the last but the principal of the band, that courageously shook off the yoke of the superstitions of ages and led a progressive school of independent thought and action. His powerful individuality and his deep-seated and earnest conviction are sure to leave for him a memory to be cherished with no ordinary regard or admiration.

In all this immense good that he lived to do, we have now to seek consolation and the sympathies of the whole of Gujarat and of the kindred thinkers of Master Saheb all over the country ought to count towards alleviating the immediate shock.

Yours sincerely,
BHULABHAI J.

મી. જમશેદજી અરદેશર દલાલ, વડોદરાના માજી કેળવણીખાતાંના મંત્રી લખે છે:

'My acquaintance is wide and I have been agitating for some days if I could remember (bring to my mind rather) any one whom I could put on a level with him of those now existing in this world. But I could think of no one. Highest wisdom and prudence, entire

innocence of any deed or thought to harm, or even to offend the feelings of any human being, extreme contentment, dignity, justice, and repose in official life, these I do not find in any one now, old or young; and in the past, I can think only of Mahadeo Govind Ranade; though I judge of Ranade only from report and not from long observation by myself. Since 1859 your father's character and career has been an example and a model of imitation for me; it would be absurd even to hint that I have approached the model in any way. We sailed in different seas and we weathered different storms. But whatever little of goodness I may have done or attempted was from ever looking up to him. I often wished to tell him of it; but I was deterred from the consideration that seeing me as I was he would have shrunk from such a copyist.

I am,
Ever yours sincerely,
Jamshedjee A. Dalal.

ઓ. ગોકુલદાસ કહાનદાસ પારેખ મારા વડીલ બંધુને લખે છે:

'To people like me who had the privilege of his friendship, his wide and varied culture, his sound common sense, his brilliant wit, the complete straightness of his life, and the spartan simplicity of

his habits, always commanded our highest reverence and in his death Gujarat lost one of its best sons.'

ઑ. રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ લખે છે :

'In him Gujarat has lost one of her great and illustrious men whose place cannot be filled. A whole life of high ideals has closed its earthly career and we have to cherish its memory in sorrowing gratefulness.'

પોતાના જૂના મિત્ર રા. બા. પાર્વતીશંકર તે વેળા હયાત હતા. તેમણે તેમના પુત્ર રા. મોહનલાલ હસ્તે નીચે મુજબ પત્ર લખાવ્યો હતો.

"My father wishes me to express his heartfelt sorrow at the sad death of your venerable father. As perhaps you know very well, my father was on very intimate terms with the deceased from his boyhood and it is but very natural that he should feel the loss of one who was endowed with high moral and intellectual capacities and was an ornament to our community."

રા. રા. સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ મારા બન્ને ભાઈઓને દિલસોજીનો પત્ર લખતાં નીચે મુજબ પોતા માટે વિચાર દર્શાવે છે :

"Master Saheb was one of my father's truest friends and I who remember all the past days vividly feel this as something like a personal grief."

દિ. બા. વાસુદેવ મહાદેવ સમર્થ, વડોદરાના માજી અમાત્ય સાહેબે મારા ભાઈને નીચે મુજબ લખેલું :

"I have not sent you a letter of condolence as is the way of the world. But I suppose you do not mind it, knowing how sincerely I deplore the loss of your good and eminent father and that 'secretly' I held him in high esteem and respect—secretly, that is to say, I was not effusive or demonstrative about my sentiments. Now I think you are quite fitted to do a duty to your late lamented father and to the public. Can you not undertake to write a brief but instructive life of him, something on the model of Sashiya shastri's life. I send you the book if you have not come across it before. Such careers are bound to inspire some at least of the rising generation with a sense of the value and urgency of unostentatious duty amidst circumstances not at all inspiring."

પોતાના મિત્ર રા. રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના પુત્ર રા. રા. માધવલાલભાઈ મારા વડીલ બંધુને લખે છે કે

"The death of Nandshankarbhai must cause a void which it will be difficult to fill for years. A thoroughly self-made man, he made the best use of the powers that God had been pleased to bestow on him. His quiet persistent industry entitled him to claim a degree of scholar's life in his days, rarely to be met with in the best University now. His exemplary honesty, superior intellectuality and regular studious habits won

him the regard and esteem of those who had to deal with him. To all this, it must be said to his eternal credit, he added an amiable nature, a quiet gentility, and a spirit of self-effacement which was as winning as it was able. It is but natural that the whole of Gujarat shares your sorrow for the loss of one so gifted, so good and so learned."

આ ઉપરાંત સુરતના નાગરિકોની એક સભા ત્યાંના કલેક્ટર મી. વેસ્ટ્રોપના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં મરહૂમના કુટુંબ પ્રત્યે સહાનુભૂતિનો ઠરાવ પસાર થયેલો તે મોકલતાં નીચે પ્રમાણે લખાઈ આવેલું :

I have the honour to forward, in pursuance of the resolution passed at a public meeting of the citizens of Surat held in the municipal hall on 5th August 1905, over which I had the honour of presiding, the copy of the accompanying resolution.

I trust it will be some consolation to you to find that the public of the city has shown its appreciation of the life-work of the deceased whom, I understand, it held in high esteem.

સુરત એન્ડ્રુઝ લાઈબ્રેરીના ઑનરરી સેક્રેટરી રેવરન્ડ શિલિડી તરફથી પોતા માટે નીચે મુજબ વિચાર દર્શાવવામાં આવ્યા હતા.

'It is with much regret, the managing committee records here the death of Rao Bahadur Nandshankar Tuljashankar who for the

last ten years was the member of the managing committee of this institution. So long as the Gujarati language endures, his name will be known in connection with his famous historical novel Karan Ghelo which is recognized by all as one of the few classical works our Gujarati language possesses. We need say nothing of Mr. Nandshankar's profound historical researches and his knowledge of the antiquities of Gujarat or of *the grace of his literary style as all acqu*-ainted with his book are aware of these facts.'

રા. રા. કૃષ્ણમુખરામ આત્મારામ મહેતાના પ્રમુખપણા નીચે મળેલી સુરત નાગર એસોસિએશનમાં થયેલો સહાનુભૂતિનો ઠરાવ મારા બંધુઓ ઉપર મોકલી આપતાં તેઓ લખે છે કે

'મરહૂમ રાવબહાદુરે બ્રિટિશ રાજ્ય તથા દેશી સંસ્થાનોમાં મોટા મોટા ઓહ્દાને શોભાવી પોતાની ઊંચી બુદ્ધિ અને નીતિના ગુણોથી તેમ જ સાદાઈ અને નિશ્ચયપૂર્વક શાંતપણે કાર્ય કરવાની પદ્ધતિથી રાજા તથા પ્રજા બન્નેને સંતોષ પમાડી જે દેશસેવા બજાવી છે, તેને માટે આખી ગુજરાતની પ્રજા તેમની મોટી આભારી છે. એવા પવિત્ર બુદ્ધિશાળી અને સાક્ષરવર્ગમાંના એક અગ્રેસર ગૃહસ્થને માટે આખી નાગરી ન્યાત વાસ્તવિક અભિમાન રાખતી આવેલી છે અને આજે તેમના મરણથી આખી નાગરી ન્યાત શોકમાં ભાગ લે છે.'

આ ઉપરાંત સુરત નાગર બ્રાહ્મણ યુનિયન, ગુજરાત સાહિત્ય સભા, રાયચંદ દીપચંદ કન્યાશાળાની વ્યવસ્થાપક મંડળી, સુરત મહાજન અનાથ બાળાશ્રમની કમીટી, સિરોહી ( રજપૂતાના ) યુનિયન ક્લબ, વગેરે મંડળો તરફથી સહાનુભૂતિના ઠરાવો લખાઈ આવ્યા હતા.

# સૂચિ


સાહિત્ય પરિષદ
અમદાવાદ